ગુર્જરહિતસંગ્રહ ગ્રંથાંક-૬

ભાગવતધર્મપરાયણ શ્રી. રણછોડદાસ વૃન્દાવનદાસ

પટવારીના

# 'પુષ્ટિમાર્ગના લેખો'





આવૃત્તિ ૧ [illegible]   પ્રત [illegible]   ઈ. સ. ૧૯૪૪

કિંમત રૂ. ૧-૮-૦

શ્રી. ગુર્જરહિતસંગ્રહ – અમદાવાદ

# શ્રી શુદ્ધાદ્વૈત સંસદ્‌ના સને ૧૯૪૪ માં પ્રકટ કર[વા] ધારેલાં પુસ્તકો

૧. **પુષ્ટિ-પ્રવેશઃ**—સનાતન હિંદુ ધર્મની ખૂબીઓ અને વિશેષે કરીને શ્રીમદ્ વલ્લભાચાર્યજીના શુદ્ધાદ્વૈત માર્ગનું સ્વરૂપ સમજાવતો રસમય વાર્તાલાપ બે ભાગમાં. લેખક : શ્રી. મો. વિ. ગાંધી

ખર્ચ રૂ. ૧૦૦૦)

૨. **શ્રીભાગવતાર્થ પ્રકરણ સ્કંધ ૧-૨ઃ**—અનુવાદક શ્રી. કેશવરામ

[illegible]૦૦)

[illegible]વન.

[illegible]૦૦)

[illegible]નદાસ

[illegible]૦૦)

[illegible]જુર

[illegible]યાનો

[illegible]૦૦)

[illegible]ભાવી

[illegible]૦૦)

[illegible]તોની

ખર્ચ રૂા. ૫૦૦)



૯. **શ્રીમદ્-ભાગવત રહસ્ય અનેક ભાગોમાંઃ**—શ્રી સુબોધિનીજી ઉપરથી વાચુ વાર્તાલાપ માટેઃ-લેખક શ્રી. જે. ગો. શાહ.

ખર્ચ દરેક ભાગના રૂા ૨૫૦)

ઉપરનાં પુસ્તકો પૈકી ૫ માના પ્રકાશન માટે નાણાંની મદદ મળી છે. બાકીનાં પુસ્તકો માટે જોકે જણાવ્યા પ્રમાણેની મદદ

श्रीगोपीजनवल्लभाय नमः

श्री वल्लभाचार्यचरणकमलेभ्यो नमः

શુદ્ધાદ્વૈતસંસદ્ ગ્રંથાંક-૬

ભગવદ્ધર્મપરાયણ શ્રી. રણછોડદાસ વૃન્દાવનદાસ
પટવારીના

# 'પુષ્ટિમાર્ગના લેખો'



આવૃત્તિ ૧ પ્રત ૬૦૦ ઈ. સ. ૧૯૪૪

કિંમત રૂ. ૧-૮-૦

શ્રી. શુદ્ધાદ્વૈતસંસદ્ – અમદાવાદ

# ભગવદ્ધર્મ પરાયણ શ્રીયુત રણછોડદાસ વૃન્દાવનદાસ પટવારીનો અલ્પ પરિચય.

---

પટવારીજીના વડીલો ગુજરાતમાં મુસલમાનોનું અને પેશ્વાનું રાજ્ય હતું ત્યારે પણ ધંધુકા કસ્બાનું રેવન્યુ કામ કરતા હતા તેથી તેમની અટક પટવારીની છે.

પટવારીજીના દાદા વલ્લભદાસે પણ રેવન્યુ ખાતાનું કામ થોડા વર્ષ કર્યું. સંવત ૧૮૯૫માં સાયલાના કારભારી તરીકે તેમની નિમણુંક થઈ. ૭૩ વર્ષનું આયુષ્ય ભોગવ્યું. તે દરમ્યાન લીંબડી, પાલીતાણા અને રાજકોટના કારભારી પણ હતા. સંવત્ ૧૯૨૦માં તે વખતે રેલ્વેનું સાધન નહિ હોવાથી, ગાડા માર્ગે યાત્રાઓ કરી. એક વર્ષ બાદ પોતાના વતન ધંધુકા આવ્યા. નિવૃત્તિ માર્ગનું સેવન કરવાનો દૃઢ નિશ્ચય કર્યો. પટવારી કુટુંબના માથે શ્રી લાલજીનું સ્વરૂપ વર્ષો થયાં બીરાજે છે. આ સ્વરૂપની વલ્લભદાસ સેવા કરતા, અને બપોરે શ્રીભાગવતનું શ્રવણ કરતા. તેઓ સંવત ૧૯૨૬માં પ્રભુચરણ પામ્યા, તે વખતે રણછોડદાસ પટવારીનું વય ૭ વર્ષનું હતું.

વલ્લભદાસને ચાર પુત્રો હતા. વિઠ્ઠલદાસ, વૃંદાવનદાસ, જસરાજભાઈ અને શામળદાસ. જસરાજભાઈ વ્યાપારમાં જ યોજાયા. બીજા ત્રણ ભાઇઓ અનેક સ્ટેટોમાં કારભારી હતા અને વર્ષો સુધી સ્થાનિક કોર્ટના મેમ્બર પણ હતા. પટવારી વનરાવનદાસ સાયલા, ચૂડા, લખતર, બજાણા ને માળીઆના ઘણા વર્ષ સુધી કારભારી હતા. તેમણે ૧૦૫ વર્ષનું આયુષ્ય ભોગવ્યું. છેલ્લા ૧૦૫ વર્ષમાં આ

કુટુંબના ૧૫ પુરુષોએ કાઠિયાવાડના અને ગુજરાતના આશરે પંદર દેશી રાજ્યોમાં દિવાન અને કારભારી તરીકેનો હોદ્દો ભોગવ્યો.

શ્રી. રણછોડદાસ પટવારીજીનો જન્મ સંવત્ ૧૯૨૦ ના શ્રાવણ માસમાં થયો હતો. આ કુટુંબ અડાલજા વીસા મોઢ જ્ઞાતિનું છે, આ જ્ઞાતિનાં ધંધુકામાં આશરે ૫૫૦ કુટુંબો છે, તેમાંના ફક્ત પાંચ કુટુંબો શ્રી ગોકુલનાથજીના સેવકો છે. બાકીના તમામ કાંકરોલીની ગાદીના સેવકો છે. તેઓની ભાવના હજુ સુધી એવી છે કે કાંકરોલીની ગાદીના મહારાજશ્રી પાસે શરણ અને બ્રહ્મ સંબંધનો ઉપદેશ લેવો. ધંધુકામાં પુષ્ટિમાર્ગની વર્ષો થયાં હવેલી છે. શ્રીશ્યામસ્વરૂપ બીરાજે છે. ધંધુકાથી સાત માઇલ દૂર તગડી ગામ છે, ત્યાં શ્રી વલ્લભાચાર્યજીની બેઠક છે. સ્થળ ઘણુંજ રમણીય છે. સેવાનો પ્રબંધ પણ ઘણો સારો છે. નજીકમાં હોવાથી દર એકાદશીના રોજ ધંધુકાના સેંકડો વૈષ્ણવો તગડી દર્શનાર્થે જાય છે.

શ્રી. પટવારીજીએ ધંધુકાની ધૂલિ નિશાળમાં શિક્ષણ શરૂ કર્યું, તેમનું આઠ વર્ષનું વય હતું ત્યારે પટવારી શામળદાસ ચૂડાના કારભારી હતા. તેમની સાથે રહી, ગુજરાતી ચોથા ધોરણ સુધીનો અભ્યાસ કર્યો, અંગ્રેજી પહેલા ધોરણથી ત્રીજા ધોરણ સુધીનો અભ્યાસ ભાવનગરમાં કર્યો. તે વખતે ત્યાં શ્રી. પટવારીજીની કમીશન એજન્ટની દુકાન હતી. ૧૩ વર્ષનું વય હતું ત્યારે શ્રી. પટવારીજીનું લગ્ન થયું. ચોથા ધોરણથી મેટ્રીક સુધીનો અભ્યાસ રાજકોટમાં તેમના કાકા શામળદાસભાઈની સાથે રહી કર્યો. મેટ્રિકના કલાસમાં સર પ્રભાશંકર પટ્ટણી તેમના સહાધ્યાયી હતા. બંને એકજ વર્ષમાં મેટ્રિકમાં પાસ થયા. પટ્ટણીજી તુરત નોકરીમાં જોડાયા. શ્રી. પટવારીજીએ મુંબઈમાં એલફીન્સ્ટન કોલેજમાં બી. એ. સુધીનો અભ્યાસ કર્યો. આશરે બે વર્ષ કોલેજની હોસ્ટેલમાં રહ્યા. તે વખતે પણ ઘણા ખરા વિદ્યાર્થીઓ વર્ણધર્મનું પાલન કરતા નહોતા. તેમ છતાં શ્રી. પટવારીજીએ

કેટલીક અગવડો ભોગવી તેનું પાલન કર્યું હતું. મોરબીના મર્હુમ નરેશ સર વાઘજીએ શ્રી. પટવારીજીને કહ્યું કે "બારીસ્ટરનો અભ્યાસ કરવા વિલાયત જાઓ તો રાજ્ય તરફથી સ્કોલરશીપ આપવામાં આવશે." શ્રી. પટવારીજીએ આભાર સાથે કહ્યું કે—"વિલાયતમાં મારી ધાર્મિક ભાવનાઓનું પાલન થઇ શકે નહિ. સ્વધર્મનો ત્યાગ કરી લૌકિક ઉન્નતિ ઇચ્છતો નથી." સને ૧૮૮૯-૯૦ માં એલ. એલ. બી. ની પરીક્ષા પસાર કરી. બ્રીટિશ ઇન્ડિયામાં રહી, વકીલાતનો ધંધો કરવા નિશ્ચય કર્યો. અમદાવાદ પસંદ કર્યું. ત્યાં ૭ વર્ષ સુધી વકીલાતનું કામ કર્યું. સને ૧૮૯૭માં કચ્છ મોરબી કમીશન કેસમાં મોરબી તરફથી તેમને રોકવામાં આવ્યા. કેસ બે અઢી વરસ ચાલવાનો હતો, તેથી સ્થળાંતર કરવું પડયું અને રાજકોટમાં રહેઠાણ રાખ્યું. કેસમાં ઠરાવ મોરબીના લાભમાં થયો. કચ્છે અપીલ કરી, પણ કમિશ્નરનો ઠરાવ કાયમ રહ્યો. આ કેસ પૂરો થવા બાદ પાલીતાણાના તે વખતના નામદાર ઠાકોર સાહેબે વકીલાત કરવાની છૂટ સાથે માસિક રૂ. ૭૫૦) ના પગારથી સલાહકાર તરીકે નીમણુંક કરી.

સને ૧૯૦૧માં પાલણપુરના ચીફ મીનીસ્ટરની જગા ખાલી પડવાથી નામદાર નવાબ સાહેબે તે જગ્યાએ શ્રી. પટવારીજીની નિમણુક કરી. શ્રી. પટવારીજીની જેવી ધાર્મિક ભાવના તેવીજ નામદાર નવાબ સાહેબની પણ હોવાથી, આ સ્થળ પટવારીજીને અનુકુળ પડયું. નામદાર નવાબ સાહેબ તુલસી કૃત રામાયણના ઊંડા અભ્યાસી હતા. તથા સંગીતનો શોખ ધરાવતા હતા. અષ્ટ સખાઓના પદનું રહસ્ય પણ સમજતા. દર વર્ષે ઉચ્ચ કોટિના અનેક કીર્તનકારો પાલણપુર આવતા. નામદાર નવાબ સાહેબ તેમનું યોગ્ય સન્માન કરતા. હિન્દુ ધર્મ માટે તેમને ઘણું માન હતું. સવારમાં બે મણ જુવાર કબૂતરોને નખાવી, હોકાનો સ્પર્શ કરતા. ભોજન કરતાં પહેલાં રોજ ૨૦) વીશ રૂપીઆનું દાન સાધુઓને તથા ફકીરોને આપતા. શ્રી. પટવારીજી પાલણપુરમાં ૧૧ વર્ષ

રહ્યા તે દરમ્યાન નામદાર નવાબ સાહેબની અને અમદાવાદના કેટ-લાક વૈષ્ણવ ગૃહસ્થોની મદદથી મકાન ખરીદ કરી, તેમાં શ્રી દ્વારકા-ધીશનું સ્વરૂપ પધરાવ્યું. નેગ ભોગના ખર્ચ માટે ત્યારથી અત્યાર સુધી દર વર્ષે પાલણપુર રાજ્ય તરફથી અમુક રકમ મળે છે. તે અર-શામાં કાંકરોલીના મહારાજ શ્રીબાલકૃષ્ણલાલજી પાલણપુર પધાર્યા. નામદાર નવાબ સાહેબ તરફથી ભવ્ય સત્કાર કરવામાં આવ્યો હતો. મહારાજશ્રીએ પોતે શ્રી પટવારીજી પાસે એવા ઉદ્‌ગારો કાઢ્યા કે–'આવું માન ઉદેપુરમાં પણ અમને કદી મળ્યું નથી દીવાનગીરીની શરૂઆતમાં જ નામદાર નવાબ સાહેબ જેવા નરેશની દેખરેખ નીચે રાજ્ય અને પ્રજાની યથાશક્તિ સેવા બજાવવાની તક મળી તેના માટે શ્રી. પટવારીજી અત્યારે પણ પોતાનું અહોભાગ્ય માને છે.

ગોંડલના દિવાન મણીભાઈ ૧૯૧૨માં ગુજરી જવાથી, તે જગ્યા ખાલી પડી. ગોંડલ નરેશે શ્રી પટવારીજીને પસંદ કરી, દિવાનપદ આપ્યું. ૧૯૨૨ સુધી ત્યાંના દીવાન હતા મોરબી નરેશ સર વાઘજીનો સ્વર્ગ-વાસ થયા બાદ હાલના મોરબીના નામદાર મહારાજા સાહેબે દિવાન તરીકે નિમણુક કરી. સને ૧૯૨૬માં ૬૩ વર્ષની વયે રાજીનામું આપી મુક્ત થયા. ત્યારબાદ, અત્યાર સુધી, તેઓ રાજકોટમાં રહે છે.

દિવાનગીરીનો બોજો છતાં, સને ૧૯૦૫થી અત્યાર સુધી શ્રી. પટવારીજીએ અનેક દિશાઓમાં સંપ્રદાયની અમુલ્ય સેવા કરી છે. અખિલ હિન્દ વલ્લભીય પરિષદનું પહેલું અધિવેશન ૧૯૦૫માં વડો-દરામાં થયું. તેનું અધ્યક્ષસ્થાન શ્રી. પટવારીજીને આપવામાં આવ્યું.

ત્યારબાદ પરિષદ અનેક સ્થળે ભરવામાં આવી. દરેક પ્રસંગે શ્રી. પટવારીજીએ હાજરી આપી, ખંત અને ઉત્સાહથી ભાગ લીધો. પરિ-ણામ એ આવ્યું કે છેલ્લા ૨૮ વર્ષમાં તેમણે અનેક પુસ્તકો છપાવ્યાં, અનેક લેખો અને ભાષણો દ્વારા પુષ્ટિમાર્ગના ઉચ્ચ સિદ્ધાન્તો અને તેના ઉચ્ચ ઉપદેશનુ સિંચન સમાજમાં કર્યું. ગોસ્વામિ બાળકોમાં પોરબંદરના નિત્ય લીલાસ્થ ગોસ્વામિ શ્રી ૧૦૮ શ્રીજીવણલાલજી

મહારાજ શરૂઆતથીજ પરિષદમાં ભાગ લેતા. નડીઆદના મહારાજ શ્રી અનિરુદ્ધ લાલજીએ પણ અમુક વર્ષો સુધી રસ લીધો હતો. સંપ્રદાયના કેટલાક ગોસ્વામિ બાલકો, અમુક પંડિતો અને સંખ્યાબંધ વૈશ્ય સાક્ષરો કટિબદ્ધ થઈ, નામ સેવાપરાયણ રહ્યા. શ્રી. પટવારીજી પાલણપુરના ચીફ મીનીસ્ટર હતા તે દરમ્યાન 'પુષ્ટિમાર્ગ સિદ્ધાંત ભાગ ૧. લખ્યો અને છપાવ્યો. ગોંડલના દીવાન હતા તે દરમ્યાન ભાગ બીજો લખ્યો અને છપાવ્યો. મોરબીના દીવાન હતા તે દરમ્યાન ભાગ ત્રીજો લખ્યો અને છપાવ્યો. આ ત્રણ ગ્રંથો ઉપરાંત 'રાધાકૃષ્ણ તત્ત્વ. વગેરે અનેક ગ્રંથો તેમણે છપાવ્યા છે. છેલ્લા ૩૭ વર્ષમાં જૂદા જૂદા સ્થળે શ્રી. પટવારીજીએ હિન્દુ ધર્મના અને પુષ્ટિમાર્ગના સિદ્ધાંતો ઉપર અત્યાર સુધી લગભગ ૯૦ ભાષણો આપ્યાં હશે. કેટલાકનો સાર એ વખતના છાપાઓમાં પ્રકટ થયો હતો. તેમના અનેક લેખો છાપાઓ અને માસિકોમાં પ્રગટ થયાં છે. એકજ પુસ્તકમાં તે છપાવવામાં આવે તો આશરે ૬૦૦ પાનાનું પુસ્તક થાય. કાગળો ઘણાં મોંઘા હોવાથી અમુક લેખો પસંદ કરી, શુદ્ધાદ્વૈત સંસદ તરફથી આ પુસ્તકમાં છપાવવામાં આવ્યા છે. લેખો એવા છે કે હરકોઈ પ્રામાણિક જીજ્ઞાસુ ખુલ્લા મનથી વાંચે તો સંપ્રદાયના ઉચ્ચ સિદ્ધાંતોનો તેને ખ્યાલ આવે.

આ લેખો શ્રી. પટવારીજીના બહોળા વાંચનનો પૂરાવો છે. ભગવાન પ્રત્યેની તેમની દીનતાનું લેખોમાં દર્શન થાય છે. વકીલ હોવાથી, દલીલ કરવાની તેમની શક્તિનું લેખો વાંચવાથી ભાન થાય છે. સામા પક્ષના ગ્રંથોનો ઉંડો અભ્યાસ કર્યા વિના તે પક્ષના સિદ્ધાંતોનું ખંડન ન કરવું તે શ્રી. પટવારીનું સૂત્ર છે. તેમની પ્રકૃતિ શાંત છે, સાત્વિક છે, પરંતુ કોઈ સંપ્રદાયની નિન્દા કરે તો તેમનું લોહી ગરમ થઈ જાય છે. જ્યારે શ્રીમાધવાતીર્થ શંકરાચાર્યે સંપ્રદાયની સામે ગંદા આક્ષેપો કર્યા ત્યારે પટવારીજીએ કટિબદ્ધ થઇ, સંપ્રદાય તરફથી લેખો અને ગ્રંથો દ્વારા યુદ્ધ કર્યું હતું. છેવટ સંપ્રદાયનો વિજય થયો હતો. અને શ્રી. પટવારીજીનું જીવન સફળ થયું.

શ્રીનાથજીની કમીટીના મેમ્બર તરીકે અને શ્રીનાથજીના હાઈકોર્ટથી નીમાએલા ગાર્ડીયન તરીકે છેલ્લા ૧૦ વર્ષમાં કેટલી અને કેવી સેવા કરી છે એ તો ઘણા ખરાને વિદિત છે, તેથી આ સ્થળે વિસ્તારથી લખવાની જરૂર નથી.

શ્રી. પટવારીજીનું વય ૮૦ વર્ષનું છે. બંને આંખમાં કાળા મોતી-યાથી ઝાંખ જણાય છે, પરંતુ પ્રભુ કૃપાથી શારીરિક સ્થિતિ એવી છે કે શ્રીનાથજીના અને સંપ્રદાયના કામ માટે નાથદ્વારા અને ઉદય-પુર સુધી મુસાફરી કરે છે, કલાક દોઢ કલાક ઉભા રહી, સંપ્રદાયના સિદ્ધાંતો ઉપર વ્યાખ્યાનો આપે છે. છેલ્લા આસો માસ અને કાર્તિક માસમાં દોઢ માસ રહી, ત્રણ ભાષણો આપ્યાં હતાં.

શ્રી. પટવારીજીનાં પત્ની ભગવત્સેવા પરાયણ હતાં, સ્વયંપાકી હતાં, શ્રીદ્વારકાધીશનું ચિત્ર સ્વરૂપ તેમના માથે બીરાજતું હતું. શ્રીઠાકોરજીને ભોગ ધરી, પ્રસાદ લેતાં. કુવાનું જ જળ વાપરતાં. શ્રીભાગવતનો પાઠ આઠ કે દસ વખત તેમણે કર્યો હશે. શ્રી. પટવારીજી કહે છે કે— "મારામાં જે કાંઈ ધાર્મિક ભાવના છે તે તેમને આભારી છે." તેના ઉપદેશથી ૧૯૦૧ની સાલથી શ્રી. પટવારીએ બરફ સોડા અને લેમોનેડનો પણ ત્યાગ કર્યો છે.

આ ગ્રંથના પ્રકાશન કાર્યમાં શ્રી. પટવારીજીએ સંસદ્‌ને રૂ. ૪૫૦)ની મદદ એવી શરતે આપી છે કે ૩૦૦ પ્રતો સંસદે ભેટમાં લાઇફ મેમ્બરોને આપવી, અને ૩૦૦ તેમને આપવી. આ માટે સંસદ તરફથી હું તેમનો આભાર માનું છું. આ કામમાં રા. મોહનલાલ વિઠ્ઠલદાસ ગાંધી, રા. પૂનમચંદ મગનલાલ દોશી, શ્રી. લલ્લુભાઈ છગનલાલ દેશાઈ તથા શ્રી. પટવારીજીના ચિરંજીવી રા. પરમાનંદદાસ પટવારી જેઓ પણ સાંપ્રદાયિક સાહિત્યમાં ખૂબ રસ લે છે તેમનો અહિં આભાર માનું છું.

વસંતપંચમી.<br>સં. ૨૦૦૦<br>અમદાવાદ

જેઠાલાલ ગો. શાહ<br>મંત્રી. શુદ્ધાદ્વૈત સંસદ<br>અમદાવાદ.

# શુદ્ધિપત્રક

| અશુદ્ધિ | શુદ્ધિ | પૃષ્ઠ | લાઇન |
|---|---|---|---|
| यंद्व्यास | यद् व्यास | ૧ | ૮ |
| ભેદ દૃષ્ટિ | અભેદ દૃષ્ટિ | ૫ | ૨ |
| તે[૨] | છે[૧] | ૮ | ૧૩ |
| દઢતેરા | દઢતરા | ૧૧ | ૨૨ |
| પધારે | વધારે | ૧૧ | ૨૭ |
| લભ્યર | લભ્ય | ૧૩ | ૧૫ |
| પ્રવાણુ | પ્રવાહ | ૧૪ | ૨૦ |
| પ્રાણુ ઈંદ્રિયો મનાવિક | લાઈન રહી ગઇ છે. અથવા—આ વાંચવાજ ન જોઇએ. | ૧૯ | ૨૫ |
| × ધારણા | ધારણુ | ૩૩ | ૨૫ |
| × સેંકડાં | સેંકડો | ૪૨ | ૨૧ |
| સંસારાસક્ત | સંસારાક્તિ | ૪૪ | ૯ |
| જોડતાં | જોડવાં | ૪૫ | ૧ |
| આપતો | આપતા | ૪૭ | ૫ |
| મમના | મમતા | ૪૭ | ૨૧ |
| × અજુનને | અર્જુનને | ૪૯ | ૨૨ |
| સ્થરબુદ્ધિ | સ્થિરબુદ્ધિ | ૫૦ | ૧૩ |
| અન્ય ભાવ હતો અને તેમનો | D. (ન જોઈએ) | ૫૧ | ૧૧ |
| त्रिपदः | विपदः | ૫૧ | ૧૬ |
| મૃત્ય | મૃત્યુ | ૫૧ | ૨ |
| સર્વાન્દ | સર્વત્ર ? | ૫૬ | ૯ |
| ન હોય | ન હોય તો | ૫૭ | ૧૭ |
| મારે | માટે | ૫૮ | ૭ |

| અશુદ્ધિ | શુદ્ધિ | પૃષ્ઠ | લાઇન |
|---|---|---|---|
| પ્રાપ્તિમાંના જેવા | પ્રાપ્તિમાં | ૫૯ | ૨૧ |
| થવાથી | થવાની | ૫૯ | ૨૭ |
| ઝાડના | જોડનાં | ૬૦ | ૧૫ |
| दुरत्या | दुरत्यया | ૬૪ | ૬ |
| दुरजय्य | दुर्जया | ૬૪ | ૬ |
| કરીનેજ | ધરીનેજ | ૬૯ | ૧૪ |
| કવીર | કરવી ? | ૭ | ૭ |
| સવા | સેવા | ૭૧ | ૧ |
| ૭૧ | ૭૨ | પૃષ્ઠ ખોટું નોંધાયું છે. | |
| યથા | તથા | ૭૫ | ૨૫ |
| મને તે | (D. ન જોઇએ) | ૮૫ | ૫ |
| भूतसगा | भूतसर्गौ | ૮૯ | ૩ |
| પાંચ | વાંચસો | ૯૪ | ૮ |
| સ | સુ | ૧૦૦ | ૮ |
| કાલિકાલમાં | કલિકાલમાં | ૧૦૨ | ૨૧ |
| ને | તે | ૧૦૫ | ૨૫ |
| મૈત્રયી | મૈત્રેયે | ૧૧૨ | ૧૩ |
| અજ્ઞાનુસાર | આજ્ઞાનુસાર | ૧૧૨ | ૨૨ |
| જેનો | જેવો | ૧૩૩ | ૨ |
| અવ્યવસ્થા | અવ્યવસ્થા | ૧૧૪ | ૧૬ |
| બ્રહ્માને | બ્રહ્મને | ૧૨૦ | ૮ |
| વાયુદેવને | વાયુને | ૧૨૩ | ૪ |
| એને | અને | ૧૨૫ | ૩ |
| परंगति | परागति | ૧૨૫ | ૩ |

| અશુદ્ધિ | શુદ્ધિ | પૃષ્ઠ | લાઇન |
|---|---|---|---|
| કે | D. (ન જોઇએ) | ૧૨૬ | ૨૨ |
| मनसतान् | मनसावान् | ૧૨૭ | ૧ |
| છે છે | છે. તે | ૧૨૭ | ૨૪ |
| नित्यां | नित्यो | ૧૨૮ | ૧૯ |
| ભત્ય | ભૃત્ય | ૧૩૧ | ૧૮ |
| વિરૂદ્ધ | વિરૂદ્ધ છે કે | ૧૩૨ | ૧ |
| બ્રહ્માને | બ્રહ્મને | ૧૩૩ | ૨૩ |
| मनसाजवीयो | मनसोजवीयो | ૧૩૪ | ૨૪ |
| કદી | કરી | ૧૩૭ | ૧૨ |
| જીજ્ઞાસુઓને | જીજ્ઞાસુઓએ | ૧૩૭ | ૨૪ |
| આમની | આપની | ૧૩૯ | ૧૩ |
| તેમાં છતાં | તેમ છતાં | ૧૪૧ | ૧૩ |
| ૨૦ | ૧૦ | ૧૪૧ | ૩ |
| સમોઘ | અમોઘ | ૧૪૮ | ૬ |
| જ્ઞાતિઓના | જ્ઞાનિઓના | ૧૪૮ | ૧૨ |
| ઉદ્ધવોને | ઉદ્ધવને | ૧૪૮ | ૧૪ |
| બ્રાહ્મકલ્પ | બ્રાહ્મકલ્પમાં | ૧૫૧ | ૧૫ |
| દુઃખજ પણ | દુઃખ પણ | ૧૫૨ | ૨૧ |
| નવો | આવો | ૧૫૩ | ૨૨ |
| श्रत्यैव | श्रुत्यैव | ૧૫૭ | ૯ |
| કહી શકે નહિં | કહી શકે | ૧૫૯ | ૧૧ |
| લીધ | લીધે | ૧૬૦ | ૧૧ |

## પટવારી વૃન્દાવનદાસ વલ્લભદાસ



જન્મ સં. ૧૮૮૩ ગોલોકવાસ સં. ૧૯૬૫ અષાડ કૃષ્ણ ૨

॥ श्रीकृष्णः शरणं मम ॥

( १ )

# ભક્તિમીમાંસા

[ આ લેખ શ્રી. પટવારીજીએ ‘ પુષ્ટિસુધા ’ માસિકમાં ‘ **ભક્તિ–સ્વરૂપ, પરા, અપરા, નિઃસાધન, સાધન, નિર્ગુણ, સગુણા ભક્તિ** ’ એ શીર્ષક નીચે પ્રકટ કર્યો હતો. આ લેખમાં શ્રી. પટવારીજીએ શાંડીલ્યસૂત્ર, નારદસૂત્ર, ગીતા અને ભાગવતનાં પ્રમાણો આપીને ભક્તિ ભાવના એજ પ્રભુ પ્રાપ્તિનો શ્રેષ્ઠ માર્ગ છે એ દર્શાવ્યું છે. જે. ગો. શાહ. ]

श्रीमद्गोवर्धनाधीशं गोपिकाप्राणवल्लभम्
रासक्रीडारतं वन्दे भजनानन्दलब्धये
वेदवेदान्तसारं यद्व्यास खेदनिवर्तक
महापुराणमूर्धन्यं श्रीमद्भागवतं नुमः ॥

‘**ભક્તિ**–પ્રેમ સેવામાર્ગના અનુયાયીઓએ ભક્તિશાસ્ત્રોનું અવકાશ લઈ હંમેશાં મનન કરવું જોઈએ.’ ( નારદ ભક્તિ સૂત્ર ૭૬ ) ગમે તેવી ગૃહસ્થાશ્રમના અંગે લૌકિક પ્રવૃત્તિ હોય તો પણ હર કોઈ મનુષ્ય ધારે તો રોજ કલાક બે કલાક તો અલૌકિક ફલ પ્રાપ્ત કરવાના પુરુષાર્થ કરવામાં કાઢી શકે. આ સંસારમાં આપણે મુસાફર છીએ એવા પ્રભુએ ઉદ્ધવને આપેલા ઉચ્ચ ઉપદેશનું સદા સર્વદા આપણે સ્મરણ રાખીએ તો ખરા કર્તવ્યની બાબતમાં ગાફલ રહેવાનો સંભવ ઓછો રહે. શાસ્ત્રોમાં અનેક પ્રકારના ધર્મો–કર્મોનું નિરૂપણ કરવામાં આવ્યું છે. તેમાં અમુક ધર્મો–ભાગવત ધર્મો–કર્મો છે. ભક્તિ શાસ્ત્રોમાં ભાગવત ધર્મોનું પ્રતિપાદન કરવામાં આવ્યું છે અને તે

ધર્મોનું સ્મરણ રાખી તેનું સેવન કરવાની વૈષ્ણવોને આજ્ઞા કરવામાં આવી છે. ઉપર ટાંકેલ સૂત્રમાંજ સૂત્રકાર એવો ઉપદેશ કરે છે કે ભક્તિશાસ્ત્રોમાં જે ભાગવત ધર્મો–કર્મો સાધનો સેવવાનું કહેવામાં આવ્યું છે તેનું જીવે સેવન કરવું.

વળી સૂત્રકાર ગૌણી તથા પરાભક્તિનું સ્વરૂપ પ્રતિપાદન કરી એવાં સાધનો સેવવા આજ્ઞા કરે છે કે પરિપકવ દશા પ્રાપ્ત થઇ ન હોય ત્યાં સુધી એટલે કે પરા ભક્તિ પ્રાપ્ત ન થઇ હોય, ભક્તિના શિખર ઉપર પહોંચાયું ન હોય, પ્રભુમાં સંપૂર્ણ પ્રેમ–વ્યસન સિદ્ધ થયો ન હોય ત્યાં સુધી ગૃહાદિકનો, લૌકિકનો, ત્યાગ નહિ કરવાં પણ પ્રભુમાં સંપૂર્ણ પ્રેમ પ્રાપ્ત કરવા જે જે સાધનો શાસ્ત્રકારોએ બતાવ્યાં હોય તે કરવાં. ( સૂત્ર ૬૨ ) અગ્નિ સ્વરૂપ શ્રીવલ્લભપ્રભુએ પણ "ભક્તિવર્ધિની" નામના અપૂર્વ ગ્રંથમાં તેવાજ પ્રકારનો ઉપદેશ કરી આપણને એવી આજ્ઞા કરી છે કે પ્રભુમાં સંપૂર્ણ પ્રેમ વ્યસન સિદ્ધ થયું ન હોય ત્યાં સુધી સ્વધર્મનું પાલન કરી ઘરમાં રહી પૂજા તથા શ્રવણ વગેરેનાં સાધનોનું સેવન કરી પ્રભુમાં ચિત્ત લગાડવું. તેવાં સાધનોથી પ્રભુમાં સ્નેહ થતાં લૌકિકમાં આસક્તિ નષ્ટ થશે અને સ્નેહ વધતાં વધતાં પ્રભુમાં આસક્તિ થશે ત્યારે ગૃહાદિક લૌકિકમાં અરુચિ થઇ જશે. પુષ્ટિમાર્ગીય તમામ વૈષ્ણવભાઇઓનું નિશાન ફલરૂપા–પરા–પુષ્ટિ–નિઃસાધન–નિર્ગુણ ભક્તિ–સેવા સંપાદન કરવાનું હોવું જોઇએ. આવી ઉત્કૃષ્ટ ભક્તિ સંસાર મોચક, સર્વ શક્તિમાન, દયાનિધિ સ્વતંત્ર પ્રભુની કૃપારૂપી સાધનથી જ વિરલ જીવોનેજ પ્રાપ્ત કરવાના શાસ્ત્રોએ નિરૂપણ કરેલ ભાગવત ધર્મોના સાધનોનું ગૃહસ્થાશ્રમમાં પણ સદા સર્વદા સ્મરણ રાખી તેનું સેવન કરવાની આપણા જેવા વૈષ્ણવોની ફરજ છે.

કેટલાક વૈષ્ણવ ભાઇઓ તરફથી પ્રસંગોપાત્ત એવા પ્રશ્નો પૂછવામાં આવે છે કે ભક્તિ કેટલા પ્રકારની છે? ભક્તો કેટલા

પ્રકારના છે? કયી ભક્તિને ઉત્તમ કહી શકાય? ઉત્તમ ભક્તિના કેવાં લક્ષણો હોય? તેવી ભક્તિ-પ્રાપ્ત કરવાનાં કયાં મુખ્ય સાધનો છે? શુદ્ધ પુષ્ટિભક્તિનું સ્વરૂપ કેવું છે? રાજા અંબરીષ કયી કોટિનાં ભક્ત હતા? વ્રજ ગોપીઓને ઉત્તમ ભક્તની કોટિમાં મુકવાનાં શાં કારણો છે? ઉપાસના તથા ભક્તિમાં શો ફેર છે? પૂજા તથા સેવામાં શો તફાવત છે? આ તમામ પ્રશ્નોના ઉત્તર આપણા સંપ્રદાયના અનેક ગ્રન્થોમાંથી તથા "પુષ્ટિ ભક્તિ સુધા" નામના માસિકમાં લખાએલા ઉત્તમ લેખોમાંથી મળી આવે છે. તે ગ્રન્થો તથા લેખોનું સંસ્કાર પામેલી બુદ્ધિથી પ્રમાણિકપણે મનન કરવામાં આવે તો એક પણ શંકા માટે અવકાશ રહે તેમ નથી. પરંતુ હાલના પ્રવૃત્તિના સમયમાં આ બાબતમાં વૈષ્ણવોમાં ઘણુંજ અજ્ઞાન જોવામાં આવે છે. તેવા વૈષ્ણવ ભાઇઓને માટે આ લેખ લખ્યો છે. સંપ્રદાયના સાક્ષરો તથા પંડિતોને માટે આ નથી.

ઉપનિષદો, શ્રીભગવદ્‌ગીતા, શ્રીભાગવત, નારદ ભક્તિસૂત્રો, શાંડિલ્ય સૂત્રો. અને સંપ્રદાયના ગ્રન્થો એક રીતે આપણાં જૂના કાળનાં અલૌકિક વસ્તિ પત્રકો છે. હાલના સમયમાં સરકાર તરફથી લૌકિક વસ્તિ પત્રકો કેવળ લૌકિક કાર્ય માટે કરવામાં આવે છે તેવાં વસ્તિ પત્રકો શાસ્ત્રકારો તથા આચાર્યશ્રીઓએ નહિ કરતાં અલૌકિક દૃષ્ટિથી મનુષ્યોની ભિન્ન ભિન્ન પ્રકૃતિ, રુચિ-આદતોનું નિરીક્ષણ કરી અલૌકિક રીતિએ વસ્તિ પત્રક તૈયાર કરી વેદ વિહિત યજ્ઞાદિક કર્મોનું તથા જ્ઞાનનું અને જૂદા જૂદા પ્રકારની ભક્તિનું સ્વરૂપ બતાવી. કયા માર્ગે જવાથી કેવું ફળ પ્રાપ્ત થાય તેનું નિરૂપણ કરી ઉંચામાં ઉંચે-મોક્ષથી પણ અધિક ફળ પ્રાપ્ત કરવા, કયા રસ્તે જવું તે પ્રતિપાદન કરેલું છે. અને તે પ્રતિપાદન કરતાં ભક્તિના બે મુખ્ય વિભાગ પાડવામાં આવ્યા છે. હલકા પ્રકારની ભક્તિને "ગૌણી" અપરા કહી છે. (નારદ ભક્તિ સૂત્ર ૫૬.) ગૌણી ભક્તિના પણ ત્રણ ભેદ છે.

આ ત્રણ મુખ્ય ભેદ કયા તે સવાલ ઉદ્ભવે છે. તેનો ઉત્તર શ્રીકપિલ દેવે પોતાનાં માતુશ્રી દેવહૂતિને સિદ્ધપુર ક્ષેત્રમાં આપેલ ઉપદેશમાંથી જ મળી આવે છે.

નિર્ગુણ પ્રકૃતિના ત્રણ ગુણ છે. સત્ત્વ, રજઃ અને તમઃ આ ત્રણે ગુણોનું તથા ગુણાતીતની કક્ષાનું નિરૂપણ ઘણા વિસ્તારથી શ્રીમદ્‌-ભગવદ્ગીતા, ઉપનિષદો, શ્રી ભાગવત તથા સંપ્રદાયના ગ્રન્થોમાં અનેક સ્થળે કરવામાં આવ્યું છે. ( ભા. ૧૧. ૧૩ અને ૨૫ મો અધ્યાય, ગીતા અ. ૧૪) દેવહૂતિએ શ્રીકપિલને વિનંતિ કરી કે 'હે પ્રભો ભક્તિ યોગનો માર્ગ મને વિસ્તારથી કહો.'

કપિલ દેવહૂતિને આ પ્રશ્નના ઉત્તરમાં ઉપદેશ કરે છે કે, મનુષ્યોનો સ્વભાવ ભિન્ન ભિન્ન છે. કેટલાકમાં સત્ત્વગુણ વધારે હોય છે કેટલાકમાં રજોગુણ વધારે હોય છે અને કેટલાકમાં તમો ગુણ વધારે હોય છે. સ્વભાવની ભિન્નતાથી સૌનો પ્રભુમાં એક સરખો ભાવ જોવામાં આવતો નથી. ભાવ પણ સ્વભાવ કે પ્રકૃતિના ગુણોને અનુસરતો જોવામાં આવે છે. તેથી ભક્તિયોગ પણ ઘણા પ્રકારનો છે. કેટલાક એવા મનુષ્યો જોવામાં આવે છે, કે તેઓ પ્રભુમાં ભાવ રાખે છે પણ તેમાં દંભ તથા કાપટ્ય જોવામાં આવે છે. એટલું જ નહીં પણ તેમનામાં બીજાઓ તરફ દ્વેષ, બીજાઓને પીડા કરવાના વિચારો અને ક્રોધ તથા ભેદભાવ જોવામાં આવે છે. આવી ભક્તિ અને આવો ભાવ રાખનાર તામસ કહેવાય છે. તે ભક્તિ હલકા પ્રકારની "ગૌણી" સગુણ ભક્તિમાં પણ કનિષ્ટ છે.

કેટલાક એવા મનુષ્યો છે કે તેઓ વિષયોની, યશની અને ઐશ્વર્યની ઇચ્છા રાખી ભેદભાવથી ભાવ રાખે છે. આવી ભક્તિ અને આવા ભક્તો રાજસ કહેવાય છે. તે ભક્તિ હલકા

પ્રકારની સગુણ ભક્તિમાં મધ્યમ છે. કેટલાક એવા મનુષ્યો છે કે જેઓ પાપો નાશ કરવાના હેતુથી કર્મો પ્રભુને અર્પણ કરી ભેદ દૃષ્ટિ રાખી ભાવ રાખે છે. આ ભક્તિ અને આવા ભક્તજ સગુણ સાત્વિક કહેવાય છે. ઉતરતા પ્રકારની ભક્તિમાં આ ઉત્તમ ભક્તિ છે. પરંતુ નિર્ગુણ મોક્ષની પણ જેમાં ઇચ્છા નથી એવી નિષ્કામ અને અક્ષરાતીત પુરૂષોત્તમ શ્રીકૃષ્ણમાં અવિચ્છિન્ન પ્રેમરૂપા ઉત્તમ ભક્તિનું સ્વરુપ તો જુદુંજ છે. આ ત્રણ પ્રકારની સગુણ ભક્તિનું સ્વરૂપ પ્રભુએ પણ ઉદ્ધવને ઉપદેશ દેતી વખતે બતાવ્યું છે. (ભા. ૧૧ અ. ૨૪ અને ૨૫)

ઉપર જણાવેલી હકીકતથી જણાશે કે ગૌણી ભક્તિ ત્રણ ગુણના ભેદથી ત્રણ પ્રકારની છે. આ નારદ ભક્તિ સૂત્રનું નિરૂપણ થયું. હવે તેજ સૂત્રમાં સૂત્રકાર કહે છે કે હલકા પ્રકારની ભક્તિના બીજા પણ ત્રણ ભેદ છે તે કયા? તેના ઉત્તરમાં કહે છે કે ગીતામાં વર્ણવેલા ચાર ભક્તો પૈકીના "આર્ત" "જિજ્ઞાસુ" અને "અર્થાર્થી" (૭-૧૬) અને 'જ્ઞાની'માંથી પ્રભુની અનન્ય ભક્તિ કરનાર જ્ઞાની ભક્ત શ્રેષ્ઠ છે.

જ્યારે આપણે દુઃખથી કે વ્યાધિથી પીડાતા હોઇએ છીએ ત્યારે તેમાંથી મુક્ત થવાના હેતુથી પ્રભુનું સ્મરણ કરીએ છીએ, કેટલીક વખત દ્રવ્યાદિક સંપાદન થાય તેવા હેતુથી સ્મરણ કરીએ છીએ. યુદ્ધ વખતે વિજય મેળવાને પ્રભુની પ્રાર્થના કરીએ છીએ. આ બધામાં આપણે પ્રભુને સંભારીએ છીએ, પણ અમુક સ્વાર્થને લીધે આવા ઉદ્દેશથી પ્રભુનું સ્મરણ કરનારા ભક્તોને તથા તેમની ભક્તિને હલકા પ્રકારનાં શાસ્ત્રો કહે છે. પ્રભુમાં પ્રેમ રાખવાનો જીવનો ધર્મ છે એમ માની મોક્ષની પણ ઇચ્છા રાખ્યા વિના પ્રભુમાં કદી ન તૂટે તેવો અવિચ્છિન્ન પ્રેમ રાખવો તેજ પ્રેમ ઉત્તમ છે, તેજ ભક્તિ-સેવા ઉત્તમ છે અને તેવોજ ભક્ત ઉત્તમ છે.

ગૌણી—અપરાભક્તિનું નિરૂપણ કરતાં શાંડિલ્ય સૂત્રોમાં આવા પ્રકારના પ્રેમને ત્રણ પ્રકારનો હોવાનું કહે છે—સાત્ત્વિક, રાજસ અને તામસ શાસ્ત્રોમાં કેટલેક ઠેકાણે ભક્તિથી અણુમાદિક સિદ્ધિઓ પ્રાપ્ત થાય છે એમ લખ્યું છે. આવી સિદ્ધિઓ પ્રાપ્ત કરવાની ઇચ્છાથી કરેલી ભક્તિ સકામ છે. પરાભક્તિનું મુખ્ય લક્ષણ નિષ્કામત્વ છે. અક્ષરાતીત પુરુષોત્તમનો ઉત્તમ ભક્ત મોક્ષની પણ ઇચ્છા રાખતો નથી. ઉપર કહેલી સિદ્ધિઓ પ્રાપ્ત થાય એવા હેતુથી કરેલી ભક્તિને શાંડિલ્ય ગૌણી કહે છે. પરાભક્તિનું ફળ તો મોક્ષથી પણ અધિક છે. પરાભક્તિ સિદ્ધ કરવાનાં કેટલાંક સાધનો—ધર્મો શાસ્ત્રોએ પ્રતિપાદન કર્યા છે. શ્રવણાદિક ભક્તિ કહેવાય છે, તેમ ભાગવત ધર્મ પણ કહેવાય છે. જે સાધન ભક્તિથી ભક્તિના ઉંચામાં ઉંચે પગથીએ પહોંચાય તે ભક્તિને સૂત્રકાર ગૌણી કહે છે. પ્રભુની વિભૂતિઓની ઉપાસના કરવી તેને પરાભક્તિ કહી ન શકાય એવો શાંડિલ્યનો સિદ્ધાંત છે. અક્ષરાતીત પુરુષોત્તમ શ્રીકૃષ્ણમાંજ ઉત્કૃષ્ટ પ્રેમ રાખવો તેને જ શાંડિલ્ય પરાભક્તિ કહે છે. આ ઉત્તમ ભક્તિ અંતઃકરણ શુદ્ધ થયા પછી જ એટલે કે હૃદયના કામાદિક દોષ નષ્ટ થયા પછી પ્રાપ્ત થઇ શકે છે. હૃદયમાં દોષો હોય ત્યાં સુધી પ્રભુ ભક્તને હૃદયમાં દર્શન આપતા નથી તો પછી બહાર પ્રગટ થઈ દર્શન ક્યાંથી જ આપે? ગૌણી ભક્તિ એટલે કે સાધન ભક્તિ. તે અંતઃકરણ શુદ્ધ કરવાને માટે છે. તેજ સિદ્ધાંત શાંડિલ્યસૂત્ર ૫૯ માં પ્રતિપાદન કરે છે.

ગૌણી ભક્તિના મુખ્ય ત્રણ ભેદ છે એ ઉપર કહી ગયા. પરંતુ તેના પેટા ભેદ તો ઘણા છે. મનુષ્યોની પ્રકૃતિ, સ્વભાવ અને તેમની આદતોનું અવલોકન કરતાં આપણને પણ જણાય છે કે કેટલાકમાં શુદ્ધ રજોગુણ હોય છે, કેટલાકમાં શુદ્ધ તમોગુણ હોય છે અને કેટલાકમાં શુદ્ધ સત્ત્વગુણ હોય છે. કેટલાક મનુષ્યોમાં મિશ્રગુણો હોય છે. કોઇમાં સત્ત્વગુણ ઓછો હોય અને રજોગુણ વા તમોગુણ ઓછો હોય—આવી રીતે સ્વભાવની ભિન્નતાને લીધે સગુણભક્તિના પણ

શાસ્ત્રકારોએ ૮૧ વિભાગ પાડયા છે. ઉપાસકોનું જો વસ્તીપત્રક કરવાનું શાસ્ત્રકારોને કહેવામાં આવે, તો તેઓ પત્રકમાં ૮૧ આસન રાખે.

સાધન ભક્તિ શાસ્ત્રોમાં અનેક પ્રકારની વર્ણવી છે. પરાભક્તિનું સ્વરૂપ અને તેનાં લક્ષણોનું નિરૂપણ કર્યું. હવે સાધન ભક્તિ વિષે હવે કહીએ.

## પરા ભક્તિ

પરાભક્તિનું સ્વરૂપ અને તેનાં લક્ષણોનું નિરૂપણ કરતાં નારદ ભક્તિસૂત્રો વૈષ્ણવોને મનન કરવા લાયક સિદ્ધાંતોનું પ્રતિપાદન કરે છે. આ સિદ્ધાંતો સ્મરણમાં રહેશે તો સાંપ્રદાયિક સિદ્ધાંતો સમઝવામાં સુગમ પડશે.

નારદજીએ ભક્તિસૂત્રો રચ્યાં છે. તે **નારદ ભક્તિસૂત્રો** કહેવાય છે. તેમાં સૂત્રકાર ઉપદેશે છે કે ગૌણી હલકા પ્રકારની ભક્તિને ભક્તિ કહેવાય નહિ. તેવી ભક્તિથી મુક્તિ કે પ્રભુની પ્રાપ્તિ થતી નથી. જે ભકિતથી ઉત્તમ ફળ પ્રાપ્ત થાય તેજ ભક્તિ છે. કેટલાક કહે છે કે ભકિત પ્રેમ રૂપા છે. ભકિતની સૂત્રકારની વ્યાખ્યા તો એવી છે કે તે 'પરમ પ્રેમ રૂપા' છે. પ્રભુમાં દૃઢ, ગાઢભાવ-પ્રેમ હોય તે જ ભકિતને પરા કહી શકાય, અન્યને નહિ જ.

કેટલાકનો એવો મત છે કે પૂજા, કથા વગેરેમાં અનુરાગ રાખનારા ભકતને ઉત્તમ ભકિત પ્રાપ્ત થયાનું કહી શકાય. આ અભિપ્રાય સાથે સૂત્રકાર મળતા આવતા નથી. સોનું, રૂપું વગેરે ધાતુઓ પારખવાની જેવી કસોટી છે, તેવી રીતે પરાભકિતવાળા ઉત્તમ ભક્તને માટે પણ સૂત્રકાર બે મુખ્ય કસોટીઓ સૂચવે છે. તેમનો એવો સિદ્ધાન્ત છે કે દેહ, પ્રાણ, ઇંદ્રિયો, મન વગેરે સર્વસ્વ પ્રભુને અર્પણ કર્યાં હોવાં જોઇએ. બીજી કસોટી એવી છે કે પ્રભુનો વિયોગ કે પ્રભુનું વિસ્મરણ થતાં ભક્તનું ચિત્ત વ્યાકુળ થઈ જાય, પ્રભુમાં અવિચ્છિન્ન, ન તૂટે તેવો

પ્રેમ હોય તોજ ભક્તની આવા પ્રકારની સ્થિતિ હોય. તેવો પ્રેમ ન હોય તો વિયોગ થતાં અગર પ્રભુનું વિસ્મરણ થતાં આર્તિ કે વ્યાકુળતા થાય નહિ એ દેખીતું છે.

આ સિદ્ધાન્તના સમર્થનમાં સૂત્રકાર સતી સ્ત્રીનું દૃષ્ટાન્ત આપે છે. સતી સ્ત્રીના પોતાના ધણી પ્રત્યેના ધર્મો છે આપણા અનેક શાસ્ત્રોમાં બતાવ્યા છે. જે સ્ત્રી પોતાના ધણીમાં ન તુટે તેવો અવિચ્છિન્ન ભાવ રાખે તેનેજ સતી કહી શકાય છે અને તેનો ભાવ પોતાના ધણીમાં અને બીજાઓમાં વહેંચાઈ જાય તો તેનું સતીત્વ નષ્ટ થાય છે. તેવીજ રીતે જગતના પતિ અક્ષરાતીત પુરુષોત્તમ ભગવાનમાં જીવે ગંગાજીના પ્રવાહના જેવો કદી ન તૂટે એવો ભાવ રાખવાનો છે. આવા પ્રકારની ભકિતને-પ્રેમને, ભાવને ભકિતનું શિખર કહી શકાય. ભકિતના શિખર ઉપર પહોંચ્યાનો કોઈ દાખલો તે ? તેવા પ્રશ્નના ઉત્તરમાં સૂત્રકાર કહે છે કે હા. તેવો દાખલો છે તે ગોપિકાઓનો છે. તેમનો પ્રેમ-ભાવ આદર્શરૂપ હોવાથી પુષ્ટિમાર્ગમાં તે ભાવને માર્ગદર્શક માનવા અને ગોપિકાઓને આ બાબતમાં ગુરુ તરીકે ગણવા ઉપદેશ કરવામાં આવ્યો છે.

આવી ઉત્તમ પ્રકારની ભક્તિ શી રીતે સંપાદન થઈ શકે તે પ્રશ્નના ઉત્તરમાં સૂત્રકાર કહે છે કે, શાસ્ત્રોમાં અધિકાર પરત્વે અનેક સાધનોનું પ્રતિપાદન કરવામાં આવ્યું છે; પણ તે સાધનો સૂત્રકારને તો ગૌણ લાગે છે. તેમના વિચાર પ્રમાણે ઉત્તમ ભક્તિ સંપાદન કરવામાં તો પ્રભુની અને મહા ભગવદીયોની કૃપાજ એ મુખ્ય સાધન છે.

સર્વ શકિતમાન્ અને દયાનિધિ પ્રભુની કૃપાનું સાધન જેને છે તેને બીજાં સાધનો સેવવાની જરૂર નથી. આવા ઉત્તમ ભકતને મન તો પ્રભુજ સાધન અને ફળ પણ પ્રભુજ છે.

આ ઉત્તમ ભક્તિને સૂત્રકાર **ફળરૂપા** કહે છે, અને તે પ્રાપ્ત કરવામાં દૈન્યજ મુખ્ય સાધન છે. કારણ કે પ્રભુને તે પ્રિય છે. આ

ભક્તિ કર્મ, જ્ઞાન તથા યોગથી પણ અધિક છે. ઉત્તમ ભક્તિ જ્ઞાન કે યોગનું અંગ નથી; પણ જ્ઞાન, યોગ તથા કર્મ તેનાં અંગ છે. જ્ઞાન તથા યોગ સિદ્ધ થયા પછીથી પણ ચડવાનું પગથીઉં તો બાકી રહે છે અને તે ઉંચામાં ઉંચું પગથીઉં ગોપીઓને પ્રભુ કૃપાથી પ્રાપ્ત થયેલ ઉત્તમ ભક્તિ છે.

વેદ, ઉપનિષદો, ગીતા, શ્રીભાગવતાદિ કોઇપણ ગ્રંથમાં એમ કહ્યું નથી કે વેદવિહિત યજ્ઞાદિક કર્મો કરવાથી માયા તરી શકાય છે. કોઇ શાસ્ત્રમાં એમ પણ કહ્યું નથી કે તે જ્ઞાનથીજ તરી શકાય છે. તમામ શાસ્ત્રો ડંકા વગાડીને ઉપદેશ કરે છે કે 'હે જીવ, પ્રભુની માયા નામની શક્તિને તરવાની ઇચ્છા હોય તો ભગવાનની ભક્તિ કર. અને તેનાજ શરણે જા. સૂત્રકાર પણ તેવોજ સિદ્ધાન્ત પ્રતિપાદન કરે છે, અને જીવને એવી આજ્ઞા કરે છે કે માયા તરવી હોય તો વેદવિહિત યજ્ઞાદિક કર્મોનો પણ ત્યાગ કરી પ્રભુમાં અવિચ્છિન્ન પ્રેમ રાખ.' ગ્રંથની શરૂઆતમાંજ એવું સૂત્ર યોજ્યું છે, કે પરમ પ્રેમરૂપા ભક્તિનું સેવન કરનારાઓને લૌકિક તથા વૈદિકનો ત્યાગ કરવો જોઇએ.

પ્રભુમાં અવિચ્છિન્ન ભાવ રાખી માયાને તરનાર ભક્ત માટે સૂત્રકાર કહે છે કે આવો ઉત્તમ ભક્ત પોતેજ તરે છે; એટલુંજ નહિ પણ બીજાઓને પણ તારે છે. આ ઉત્તમ પ્રેમ સગુણ છે કે નિર્ગુણ છે ? તે પ્રશ્નના ઉત્તરમાં સૂત્રકાર કહે છે કે સગુણ ભાવને ઉત્તમ કહેવાયજ નહિ. આ પ્રેમ તો સત્ત્વ, રજઃ તમગુણથી રહિત છે. તેની સાથે તદ્દન નિષ્કામ છે. લૌકિક સંપત્તિની સ્વર્ગની કે મોક્ષની પણ ઇચ્છા રાખી પ્રભુમાં જે ભાવ રાખવામાં આવે તે સકામ છે. પરાભક્તિમાં સકામ પ્રેમ માટે જગ્યા નથી.

પરાભક્તિનું બીજું ખાસ એ લક્ષણ છે કે પ્રભુમાં અનન્ય ભાવ હોવો જોઇએ. ભકતે પ્રભુનોજ આશ્રય રાખવો, અન્યનો નહિજ.

પરાભક્તિનું સ્વરૂપ અને તેનાં મુખ્ય લક્ષણો બતાવી સૂત્રકાર આવા ઉત્તમ ભક્તનો ઉત્કર્ષ જણાવતાં કહે છે કે પ્રભુને સર્વસ્વ અર્પણ કરનાર ભક્ત પ્રભુનેજ જુએ છે, પ્રભુનેજ સાંભળે છે અને પ્રભુનુંજ **ચિંતન** કરે છે. પ્રભુમાં પોતાનું ચિત્ત તલ્લીન રાખનાર આવા ભકતો શ્રેષ્ટ છે. ભગવાનના ગુણોનું પરસ્પર ગાન કરતાં પ્રેમથી તેમનો કંઠ ગદ્દગદિત થાય છે, રોમાંચ ખડાં થાય છે અને નેત્રમાં પ્રેમાશ્રુ આવી જાય છે. આવા ભક્ત પોતાના કુળને, પૃથ્વીને અને તીર્થોને પણ પવિત્ર કરે છે. ઉત્તમ ભક્તિનો આવી રીતે ઉત્કર્ષ ગાઈ સૂત્રકાર આપણા જેવા જીવોને ઉપદેશ કરે છે કે ચિન્તા–ઉદ્વેગનો ત્યાગ કરી સર્વદા સર્વભાવ વડે ભગવાનનીજ ભક્તિ કરવી

આવા ભજનનું ફળ સૂત્રકાર ઉત્તમ બતાવે છે. ભક્તિથી પ્રસન્ન થઈ પ્રભુ વગર વિલંબે પ્રકટ થઈ આનંદનો અનુભવ કરાવશે. આવી ઉત્તમ ભક્તિજ ત્રણે કાળમાં શ્રેષ્ટ છે. એવો ઘોષ સૂત્રકાર છેવટના ભાગમાં કરે છે.

સૂત્રકાર ઉપદેશે છે કે **ગૌણ**–હલકા પ્રકારની ભકિતને ભક્તિ કહેવાય નહિ, તેવી ભક્તિથી મુકિત કે પ્રભુની પ્રાપ્તિ થતી નથી. જે ભકિતથી ઉત્તમ ફળ પ્રાપ્ત થાય તેજ ભકિત છે. કેટલાક કહે છે કે ભકિત પ્રેમરૂપા છે. ભકિતની મારી (સૂત્રકારની) વ્યાખ્યા તો એવી છે કે તે પરમ "પ્રેમરૂપા" છે. પ્રભુમાં દૃઢ, ગાઢભાવ પ્રેમ હોય તેજ ભકિતને પરા કહી શકાય, અન્યને નહિજ.

પ્રશ્ન—પરા અને ગૌણી એવા પ્રકારના ભક્તિના બે મુખ્ય ભેદોનું 'નારદ ભક્તિસૂત્ર' તથા 'શાંડિલ્યસૂત્ર'ના આધારોથી નિરૂપણ થયું. પણ આવો ભેદ ઉપનિષદોમાં, શ્રીમદ્ ભગવદ્દગીતામાં અને શ્રીભાગવતમાં જણાવવામાં આવ્યો છે ખરો ? આ ગ્રન્થોના સિદ્ધાન્તો જાણવામાં આવે તો જ પુષ્ટિમાર્ગના સિદ્ધાન્તો સમજી શકાય છે એવું

તમે પ્રથમ કહી ગયા છો ? તો પ્રથમ તે ગ્રન્થોમાંથી આ વિષય સંબન્ધી કંઇક કહો.

ઉત્તર—ઉપનિષદોમાં એવો ઉપદેશ કર્યો છે કે જે ભક્તિને "દઢતરા" અગર "પરા" કહી શકાય તે ભક્તિ અંતઃકરણ શુદ્ધ થયા પછી જ પ્રાપ્ત થાય છે. અંતઃકરણ શુદ્ધ કરવા માટે પ્રભુના અલૌકિક ગુણો, ધર્મો, જન્મો તથા ચરિત્રોનું શ્રવણાદિક કરવું જોઇએ અને શ્રવણાદિકમાં રુચિ થાય તેને માટે સત્સંગ કરવો જોઈએ. આ હકીકતની પુષ્ટિમાં ઉપનિષદ્દના નીચેના આધારો તરફ લક્ષ ખેંચવાની રજા લઉં છું. જીજ્ઞાસુએ એવો પ્રશ્ન કર્યો છે કે સંસાર તરવાનો ઉપાય કયો ? તેના ઉત્તરમાં જે ઉપદેશ આપવામાં આવ્યો છે તે મુમુક્ષુઓએ મનન કરવા જેવો છે.

પરાભક્તિ અને પરાભકિતથી શાસ્ત્રોમાં પ્રતિપ્રાદન કરેલું ઉત્તમ ફલ પ્રાપ્ત કરવા જીજ્ઞાસુને આજ્ઞા કરવામાં આવી છે કે સત્સંગ કરવો એ ઉન્નતિના માર્ગે જવાની ઇચ્છા રાખનારની પ્રથમ ફરજ છે. સત્સંગથી વિધિ અને નિષેધનો વિવેક પ્રાપ્ત થાય છે. તેથી સદાચારમાં પ્રવૃત્તિ થાય છે. સદાચારથી તમામ પાપોનો ક્ષય થાય છે. તેથી અંતઃકરણ શુદ્ધ થાય છે. શુદ્ધ અંતઃકરણવાળાને ગુરુમાં શુદ્ધ પ્રેમ થાય છે અને ગુરુની કૃપાથી પ્રભુની કથાના શ્રવણ તથા ધ્યાનાદિકમાં શ્રદ્ધા થાય છે. શ્રવણાદિકના સાધનોનું સેવન કરવાથી હૃદયમાં રહેલી અનાદિ કાલની દુર્વાસનાની ગ્રન્થિ નાશ પામે છે. તેથી હૃદયમાં રહેલા સર્વ કામો નષ્ટ થાય છે. કામો નષ્ટ થતાં હૃદયરૂપી કમળમાં પરમાત્માનો આવિર્ભાવ થાય છે. આવિર્ભાવ થતાં ભકિત દઢતેરા થાય છે. આવી રીતે મુમુક્ષુ ક્રમે ક્રમે ઉંચા પગથીએ પોહોંચે છે. આવા ઉત્તમ ભકતને પ્રભુમાં સંપૂર્ણ પ્રેમ થાય છે. અને ગાઢ પ્રેમ થવાથી ભકતને પ્રભુનો કોઈ કોઈ વાર સાક્ષાત્કાર થાય છે.

આ ઉપરથી સિદ્ધ થયું કે શ્રવણાદિક સાધન ભકિતથી ભકિત પધારે દઢ બને છે. એટલે કે સાધન ભકિત ગૌણ–અપરા અને તે

સાધનથી પ્રાપ્ત કરવાની ફલરૂપા ભકિત મુખ્યા, પરા, દઢતરા અને તેવી ભક્તિ પ્રાપ્ત થતાં પ્રભુનો સાક્ષાત્કાર થાય. આપણા જેવાને તેવી ભક્તિ થતી નથી કારણ કે આપણે હજુ ઘણા નીચેના પગથીયાં ઉપર છીએ. આપણા જેવા સંસારાસકતને શ્રવણાદિક સાધનોનું પણ પ્રમાણિકપણે સેવન નહિ કરનારાઓને પ્રભુનો સાક્ષાત્કાર થવાની અપેક્ષા રાખવાનો હક્ક નથી. અંતઃકરણ શુદ્ધ થયા વિના પ્રભુનો સાક્ષાત્કાર કદી થાય નહિ. ભકતર્ષિ નારદને હૃદયમાં દર્શન આપતી વખતે પ્રભુએ કહેલ કે જેનાં હૃદય શુદ્ધ થયાં નથી તેમને મારો સાક્ષાત્કાર થતો નથી. ( ભા. ૧–૬–૨૨ ) ઉપનિષદોમાં કેટલેક સ્થળે ફલરૂપા ઉત્તમ ભકિત માટે "પરા" શબ્દ પણ વપરાયો છે. કેટલેક સ્થળે પરાભકિત સંપૂર્ણ પ્રેમ માટે વપરાયો છે તેને માટે સર્વભાવ પણ શબ્દ છે, 'ચતુઃશ્લોકી'માં શ્રીમાહાપ્રભુએ પણ ઉત્કૃષ્ટ પ્રેમ શબ્દ વાપર્યો છે. પ્રભુમાં સંપૂર્ણ પ્રેમ હોય તેને જ સર્વ ભાવ કહી શકાય છે.

ઉત્તમ પ્રેમ માટે ઉપનિષદ્‌માં 'રસ' શબ્દ વપરાયો છે 'શાણ્ડિલ્યસૂત્ર'માં પ્રભુમાં ગાઢ પ્રેમને રસ કહ્યો છે. ઉપનિષદ્ પરાભક્તિની વ્યાખ્યા એવી આપે છે કે "આ લોક કે પરલોકની (મોક્ષની) પણ ઇચ્છાનો ત્યાગ કરી ભગવાન્ શ્રીકૃષ્ણમાં મન લગાડવું તેજ ભક્તિ છે."

પ્રભુ કેવળ ભાવનાથીજ ગોચર છે. ભક્તિથીજ તે ગમ્ય છે. ભાવનાજ પ્રભુની પ્રાપ્તિમાં સાધન છે. **भावगतेन चेतसा लक्ष्यं** ભાવયુક્ત ચિત્ત વડે તે લક્ષ્ય છે '**भाव एवात्रकारणम्**' ભાવજ પ્રભુ પ્રાપ્તિમાં કારણ છે. આવો પુષ્કળ પુરાવો પરાભક્તિના નિરૂપણનો શ્રુતિમાંથી મળી આવે છે.

**ગીતા**માં પણ ઉપનિષદોની માફક ગૌણી અને પરા એવા ભકિતના બે મુખ્ય ભેદોનું નિરૂપણ કર્યું છે. શ્રવણાદિક સાધનોથી

પ્રાપ્ત થતી ફળ રૂપા ભક્તિને 'પરા' કહી છે અને કોઇ સ્થળે તેવી ભક્તિ માટે 'સર્વભાવ' શબ્દ પણ વપરાયો છે. અક્ષરાતીત –પુરુષોત્તમ પરમાત્મા હુંજ છું એવા પ્રકારનું પોતાના સ્વરૂપનું નિઃસંદિગ્ધ ભાષામાં પ્રતિપાદન કરી ભગવાન અર્જુનને કહે છે કે મને પુરુષોત્તમ જાણનાર મારો ભકત સર્વભાવથી મને ભજે છે. ( ૧૫–૧૯ ) કેવા લક્ષણવાળો બ્રહ્મભાવ પ્રાપ્ત કરી શકે છે તેનો ઉપદેશ કરતાં કહે છે કે બ્રહ્મને પામેલો મારી પરા ભક્તિને પામે છે. તેજ અધ્યાયમાં ઉપદેશે છે કે મારામાં ઉત્કૃષ્ટ પ્રેમ રાખી આ પરમ રહસ્ય મારા ભકતોમાં સ્થાપન કરનાર નિઃશંક મનેજ પામશે. વળી ઉપદેશે છે કે–હે અર્જુન ! તપસ્વી, જ્ઞાની અને કર્મિ કરતાં યોગી અધિક છે. સર્વ યોગીઓમાં પણ અંતઃકરણ મને અર્પી શ્રદ્ધાથી મારૂં ભજન કરનાર યોગી ઉત્તમ છે. ( શ્લો–૪૬–૪૭ ) આ સ્થળે પરાભક્તિવાળા ઉત્તમ ભકતનોજ ઉત્કર્ષ ગાયો છે. કારણ કે જ્ઞાન યોગાદિક પરાભક્તિનાં અંગ છે એવો તમામ શાસ્ત્રોનો સિદ્ધાંત છે. 'પરબ્રહ્મ પરમાત્મા અનન્ય ભક્તિથીજ લભ્યર છે. ( ૮–૨૨ ) અનન્ય ભક્તિનેજ હું સુલભ છું. ( ૮–૧૪ ) તમામ કર્મો મારા વિષે અર્પણ કરી મારા પરાયણ થઇ અનન્ય યોગ વડે મારામાં ચિત્ત રાખી મારું ભજન કરનારને થોડા વખતમાંજ સંસારરૂપી સાગરમાંથી હું ઉદ્ધાર કરૂં છું. ( ૧૨–૬–૭ ) મારામાંજ મન લગાડવાથી અને મારામાં બુદ્ધિ રાખવાથી તું નિઃસંદેહ મારા વિષેજ રહીશ. ( ૧૨–૮ ) આ તમામ સ્થળે પરા ભક્તિ–ઉત્તમ ભક્તિનોજ ઉત્કર્ષ ગાયો છે. શ્રીમહાપ્રભુનો પણ એજ સિદ્ધાન્ત છે કે ચિત્ત પ્રભુમાં તલ્લીન રાખવું. "चेतस्तत्प्रवणं सेवा" તેજ ઉત્તમ સેવા ભક્તિ છે. પ્રભુ કહે છે કે હું સૌના તરફ સમાન દૃષ્ટિ રાખું છું. પણ તેમાં એક અપવાદ છે. તે એ છે કે મારા ઉત્તમ ભકત મારામાં છે અને હું તેમનામાં છું. ( ૯–૨૯ ) પ્રભુના જે સ્વરૂપનાં દર્શન દેવતાઓને પણ દુર્લભ છે તેવા દિવ્ય સ્વરૂપનાં દર્શન વેદ, યજ્ઞ,

અધ્યયન, દાન, તપાદિક સાધનોથી થઇ શકતાં નથી પણ કેવળ અનન્ય ભક્તિથીજ થાય છે. ( ૧૧-૪૮-૫૩-૫૪ ) આ પ્રમાણે એક સ્થળે નહિ પણ અનેક સ્થળે અર્જુનને ઉપદેશ દેતાં પ્રભુએ પરા ઉત્તમ ભક્તિની પ્રશંસા કરી છે. અને તેની સાથે એવો ઉપદેશ કર્યો છે કે મારામાંજ ચિત્ત રાખવા અસમર્થ હો તો, એટલે કે ઉત્તમભક્તિ માનસી સેવા સિદ્ધ થઇ ન શકતી હોય તો તારે અમુક સાધનોનું સેવન કરવું. સાધનોમાં શ્રવણાદિક ભાગવત ધર્મોનું ગીતામાં પ્રતિપાદન કરવામાં આવ્યું છે અને તમામ ધર્મોમાં-તમામ કર્મોમાં ભાગવત ધર્મો-કર્મોને મુખ્ય કહ્યા છે, વેદવિહિત યજ્ઞાદિક કર્મો-ધર્મો પ્રભુના ભક્ત માટે ગૌણ છે. શ્રવણાદિક મુખ્ય ધર્મો ભાગવત ધર્મોના સેવનથીજ ભક્તિના શિખર ઉપર ચડાય છે, જે શિખરને પરાભક્તિ, દઢતરાભક્તિ, પરમ પ્રેમરૂપા ભક્તિ, નિર્ગુણ ભક્તિ, સર્વભાવ, સર્વાત્મભાવ, શાસ્ત્રો કહે છે, પરાભક્તિનું નિરૂપણ કરતાં શાંડિલ્યઋષિ સૂત્ર ૪૬માં " विरह " ' तदर्थप्राणत्याग ' तदीयता सर्वानुभाव આવાં લક્ષણો બતાવે છે.

**ભાગવતઃ**--હવે વેદરૂપી કલ્પતરુના ફલરૂપ શ્રીવેદવ્યાસની સમાધિભાષા ( શ્રીભાગવત ) માંથી પ્રસ્તુત વિષયના સંબંધમાં પુરાવો રજુ કરીશ. ત્યારબાદ પરાભક્તિના નિષ્કામત્વાદિ જે મુખ્ય લક્ષણો છે તેનું શાસ્ત્રોના આધારે વિસ્તારથી નિરૂપણ કરી શુદ્ધ પુષ્ટિભક્તિ, પુષ્ટિ પુષ્ટિભક્તિ, મર્યાદા પુષ્ટિ ભક્તિ, પ્રવાહ પુષ્ટિભક્તિનું સંપ્રદાયના ગ્રંથોના આધારે નિરૂપણ કરવામાં આવશે.

શ્રીવલ્લભાચાર્યજી સુબોધિનીજીમાં જણાવે છે કે ગાયત્રી એ બીજ છે, વેદ તેનું વૃક્ષ છે, અને શ્રીભાગવત તેનું ફળ છે. માટે શ્રીભાગવતનું પાન દરેકે કરવું જોઇએ. શ્રીભાગવતનું પાન એટલે ભક્તિરસનું પાન. શ્રીભાગવત ભક્તિરસ રૂપી અમૃતનો સમુદ્ર છે, તેનું મંથન કરી ભક્તિરસનું યથાર્થ સ્વરૂપ શ્રીવલ્લભાચાર્યે સંપૂર્ણ રીતે બતાવ્યું છે.

ઉંચા પ્રકારની ભકિત માટે ઉપનિષદો, ગીતા, નારદભકિતસૂત્રો, શાંડિલ્યસૂત્રમાં " **परा** " " **दृढतराभक्ति** " " **सर्वभाव** " " **सर्वात्मभाव** " શબ્દો વાપરવામાં આવ્યા છે, તે પ્રથમ કહી ગયા છીએ; શ્રીભાગવતમાં આવા પ્રકારની ભકિત, આવા પ્રેમને મુકિતથી અધિક " નિશ્ચલાભકિત " " સર્વાત્મભાવ " " અનપાયિની " " ભકિત–રતિ " " અપ્રતિહતા ભકિત " " નૈષ્ઠિકી ભકિત " " એકાન્ત " ભકિત " તીવ્ર " ભકિત " નિર્ગુણ " ભકિત " નિઃસાધન " ભકિત કહેલી છે અને શ્રવણરૂપી કર્મધર્મ કીર્તનરૂપી ભકિત, આત્મનિવેદન રૂપી ધર્મ અને તેવા બીજા પૂજાદિક ભાગવત ધર્મોને તેવી ભકિત પ્રાપ્ત કરવાનાં સાધનો કહ્યાં છે. આવા સાધનોનું સેવન કરનારને પ્રભુ કૃપા કરી ભકિતના શિખર ઉપર લઈ જાય છે; ત્યારે તે પુષ્ટિભકિત છે એમ કહી શકાય. આત્મતંત્ર, સ્વતંત્ર પ્રભુ નિઃસાધન જીવોને પણ પોતાના સામર્થ્યથી ભજનાનંદ રસનું દાન કરે છે. કયા ભકતને શુદ્ધ પુષ્ટિભકત અને કયાને મિશ્ર પુષ્ટિભકત કહી શકાય તથા આપણ જેવા સંસારાસકતને ભકતોની કઇ કોટિમાં મૂકી શકાય તે જાણવું હોય તો શ્રીભાગવતના સિદ્ધાન્તોનું ખુલ્લા મનથી મનન કરવાની આવશ્યકતા છે.

હવે ઉપર ટુંકામાં જે હકીકત વિદિત કરી તેની પુષ્ટિમાં શ્રીભાગવતના સિદ્ધાન્તો તરફ લક્ષ ખેંચવામાં આવે છે. નિર્ગુણ ભકિતથી પ્રાપ્ત થવાનું ફળ મુકિતથી અધિક હોવાથી શ્રીભાગવત એવો ઉપદેશ કરે છે કે, મુકુન્દ ભગવાન પોતાના ભકતોને સામાન્ય રીતે મુકિત આપે છે પણ ભકિતયોગ આપતા નથી, ટુંકામાં ભકિતયોગ તો વિરલ ભકતોનેજ કૃપા કરી આપે છે.

આ સ્થળે જે ભકિતયોગને મુકિતથી પણ અધિક કહ્યો છે તેજ ભકિતયોગ શ્રી વલ્લભપ્રભુને માન્ય છે. આવા ભકિતયોગથી નીચેના દરજ્જાના ભકિતયોગને તેઓશ્રી ભકિતયોગ કહેતાજ નથી, તે લક્ષમાં રાખવાનું છે. તેઓશ્રીએ માન્ય કરેલ ભકિતયોગ પુષ્ટિ

ભકિતયોગ છે અને તેવા યોગવાળી ભકિત, ભકિતનું શિખર છે. નિષ્કામત્વ આ ઉત્તમ ભકિતનું ખાસ લક્ષણ છે. તેથી પ્રભુના ઉત્તમ ભકતો મોક્ષની પણ ઇચ્છા રાખતા નથી, અને તેમણે રાખવી નહિ જોઇએ એવું શાસ્ત્રકાર ઘણા સ્થળે કહે છે. ભકત શિરોમણી પ્રહ્લાદની ભાષામાં કહીએ તો મુક્તિની લાલચથી ભકિત કરવી એ તો વેપાર છે.

ભાગવત ધર્મોનો ઉપદેશ આપતાં શ્રીઋષભદેવના પુત્ર યોગેશ્વર વિદેહ રાજાને કહે છે કે પાપોના સમૂહને ભસ્મ કરનારા "અઘૌઘહર" એવા પ્રભુનું સ્મરણ કરવાથી અને કરાવવાથી ભકિત થાય છે; અને તે ભક્તિનું પોષણ થતાં ફલરૂપા ભક્તિ પ્રાપ્ત થાય છે. પ્રેમથી રોમાંચ થાય ત્યારે જાણવું કે ભકતને આવા પ્રકારની ભક્તિ પ્રાપ્ત થઈ છે. આવા "અલૌકિક" ભકતો પ્રભુનું સ્મરણ થતાં કોઇ વાર હસે છે, કોઈ વાર રડે છે, કોઈ વાર નાચે છે, કોઈ વાર ભગવાનની લીલાનું અનુકરણ કરે છે અને કોઇ વાર મૌન ધારણ કરે છે. ભાગવત ધર્મો શીખતાં શીખતાં પ્રભુ પરાયણ ભકત ભાગવત ધર્મોના સેવનથી ઉત્પન્ન થયેલી ભકિતવડે "ભકત્યા તદુત્થયા" દુસ્તરામાયાને શ્રમ વિના તરી જાય છે. આ સ્થળે શ્રવણાદિક ભાગવત ધર્મોને પરાભકિતના સાધન રૂપે કહી પરાભકિત સિદ્ધ થયેથી માયાને તરી શકાય છે એવો ઉપદેશ કર્યો છે. (૧૧–૩–૩૧ થી ૩૩)

પ્રભુમાં ચિત્ત લીન રાખવું, તેને શ્રીવલ્લભપ્રભુ માનસી સેવા–ઉંચામાં ઉંચા પ્રકારની ભકિત કહે છે. આવી ભકિત પ્રાપ્ત થઇ ન હોય તેણે કયાં સાધનો કરવાં એવો કોઈ પ્રશ્ન કરે તો તેના ઉત્તરમાં પ્રભુ ઉદ્ધવજીને ઉપદેશ દેતાં આજ્ઞા કરે છે કે, શ્રદ્ધા રાખી લોકોને પવિત્ર કરનારી મારી કથા સાંભળવી, મારા અલૌકિક જન્માદિકનું કીર્તન કરવું, તેનું સ્મરણ કર્યા કરવું, મારા અર્થેજ ધર્મ, અર્થ, કામને આચરવાં, મારો આશ્રય રાખવો, આવાં સાધનો સેવવાથી, આવા ભાગવત ધર્મના પાલનથી મારામાં નિશ્ચલાભકિત થાય છે.

આ ભકિત ફલરૂપા છે. સાધન દશામાં સાધન તરીકે કરાતા કીર્તન અગર સ્મરણાદિકને પરાભકિત કહી શકાય નહિ. તે સાધનોનું સેવન કરતાં કરતાં પ્રભુમાં ગાઢ ભાવ થાય તેને ફલરૂપા "નિશ્ચલા" ભકિત કહી શકાય. આ વિષયનું નિરૂપણ કરતાં પ્રભુ ૧૯ મા અધ્યાયમાં એવો ઉપદેશ કરે છે કે મારી ભકિત સંપાદન કરવી હોય તો તેના માટે કેવાં સાધનો સેવવાં તે કહું છું. મારી અમૃતરૂપી કથાનું શ્રવણ કરવું, કીર્તન કરવું, પ્રીતિથી પૂજા કરવી, સ્તુતિ કરવી, મારી સેવામાં ભાવ રાખવો, પ્રણામ કરવા, મારા ભકતોનો અધિક સત્કાર કરવો, સર્વ પ્રાણીઓમાં ભગવદ્‌ભાવ રાખવો, મારા અર્થે અંગ ચેષ્ટા કરવી, વાણીથી મારા ગુણો ગાવા, મન મારામાં અર્પણ કરવું, મારા અર્થેજ અર્થ, ભોગ તથા સુખનો ત્યાગ કરવાં, મારા અર્થેજ યજ્ઞ, દાન, જપ, તપાદિક કરવા આત્મનિવેદીઓને આવા ધર્મોનું સેવન–પાલન કરવાથી મારામાં ભક્તિ પ્રાપ્ત થાય છે. પછી તેને કયો પદાર્થ બાકી મળવો રહે છે? ભક્તિથી અધિક પ્રાપ્તવ્ય છેજ નહિ. (૧૧–૧૯–૨૦–૨૪) આ સ્થળે પણ શ્રવણ, કીર્તન, પૂજા, અર્ચન, તનુજાસેવા, દ્રવ્યની સેવા, આત્મનિવેદનને ભક્તિ સિદ્ધ કરવાનાં સાધનો કહ્યાં છે, તે ભક્તિ પરાભક્તિ, ફલરૂપા ભક્તિ, પૂજાનો વિધિ વગેરે ૧૧ અને ૨૭ મા અધ્યાયમાં બતાવી પ્રભુ કહે છે કે પૂજાના સાધનથી મારામાં નિશ્ચલા ભક્તિ થાય છે.

પૂજા એ ભક્તિનું અંગ છે, સાધન છે. પૂજા અને ભક્તિ એકજ નથી. ભક્તિ તો પૂજાનું ફળ છે. આવા ભક્તિયોગને, આવી ફલરૂપા ભક્તિનેજ પ્રભુએ પ્રભુની પ્રાપ્તિમાં ઉત્તમ ઉપાય કહ્યો છે, (૧૧–૧૧–૪૮ અને આ ભક્તિરસના જ્ઞાનને "પરમં, ગુહ્યં, સુગોપ્યમ્" કહ્યું છે. ઉદ્ધવ "ભૃત્ય–" "સુહૃત્સખ" હોવાથી તેવું જ્ઞાન તેને આપ્યું છે. (૧૧–૧૧–૪૯) જે ભક્તિયોગને, જે પરા, ફલરૂપા ભક્તિને સાંખ્ય, યોગ, યજ્ઞ, તપ, જ્ઞાનાદિકથી અધિક કહેલ છે તે

આજ ભક્તિયોગ અને આજ પરાભક્તિ; યોગ, જ્ઞાનાદિક પરાભક્તિના અંગ છે, સાધન છે. માટેજ "પરમ પ્રેમરૂપા ભક્તિ" નું સ્વરૂપ તથા તેના લક્ષણો બતાવી નારદ ભક્તિસૂત્રોમાં એવાં સૂત્રો યોજ્યા છે કેઃ

શાંડિલ્ય ઋષિ પણ ઉત્તમ પ્રેમનાં લક્ષણ બતાવી કહે છે કે—

**तदेव कर्मिज्ञानियोगिभ्य आधिक्यशब्दात् प्रश्ननिरूपणाभ्यामाधियक्यसिद्धेः ।**

આવી પરાભક્તિથીજ પ્રભુ પ્રાપ્ત થાય છે. અનન્યત્વ એ પરાભક્તિના લક્ષણો પૈકીનું એક લક્ષણ છે. તેથી પ્રભુ ઉદ્ધવને કહે છે કે **भक्त्याहमेकया ग्राह्यः** ( ૧૧–૧૪–૨૧ ) ભક્ત જેવો મને પ્રિય છે તેવો કોઈ પ્રિય નથી અને ભક્તિની પછવાડે હું ફરૂં છું એવા ઉદ્દગારો શ્રીમુખે કાઢયા છે તે આવા ભક્તો માટે સાધન દશાના ભક્તો માટે નહિ. તેવોજ ભક્ત ભુવનને પવિત્ર કરે છે. ( ૧૧–૧૪–૨૪ ) અને તેવા ભક્તમાં "અનપાયિની" ભક્તિ હોવાથી તે પ્રભુને પામે છે. ( ૧૧–૧૮–૪૬ ) આવા ભક્તોને પ્રભુ "એકાન્તિનઃ" કહે છે. તેવા ભક્તો મોક્ષની કે પ્રભુ સિવાય બીજા કશાની અપેક્ષા રાખતા નથી ( ૧૧–૨૦–૩૪ ) વળી પ્રભુ ઉપદેશે છે કે–હે ઉદ્ધવ ! "સર્વાત્મભાવેન" સર્વાત્મભાવથી તું મારાજ શરણે આવ. સર્વાત્મભાવ વડે મારામાં ચિત્ત રાખ. સર્વાત્મભાવ ભક્તિનું ઉંચામાં ઉંચુ પગથીયું છે.

શ્રીભાગવતમાં ન્હાની મોટી ૩૫ સ્તુતિઓ છે. ઘણી ખરી સ્તુતિઓમાં ભક્તિને લગતા મનન કરવા લાયક સિદ્ધાન્તો અને વિચારો જણાવ્યા છે. તે તરફ વૈષ્ણવ ભાઈઓનું આ લેખમાં જ લક્ષ ખેંચવામાં આવશે અને શ્રીભાગવતના બીજા ભાગોમાં પણ ભક્તિ વિષે જે વિચારો બતાવ્યા છે તેનું દોહન આ લેખમાં જ રજુ કરીશ. શ્રુતિઓ પરબ્રહ્મ પરમાત્મા ભગવાનની સ્તુતિમાં કહે છે કે 'હે

પ્રભુ ! આપ અજીત છો. અખિલ શક્તિના પ્રકાશ કરનારા છો. સર્વ શક્તિમાન્ છો, ઈન્દ્રાદિક સ્થાવર જંગમાત્મક જે કાંઇ છે તે આપજ છો. જ્યારે તમામનો લય થાય છે ત્યારે આપ પ્રભુજ રહો છો– "અવશેષતયા" આપનાથીજ જગતનો આવિર્ભાવ અને તિરોભાવ થાય છે. છતાં આપ અવિકૃત રહો છો. ત્રણે ગુણવાળી માયા આપને આધીન છે. જીવનો ખરો ધર્મ શો છે તેનો વિવેક રાખનારા પુરુષો આપની કથારૂપી અમૃતનું પાન કરે છે અને તેથી તેમનાં હૃદય શુદ્ધ થાય છે. કામક્રોધાદિકનો ત્યાગ કરી શુદ્ધ ભાવથી આપના અત્યંત સુખરૂપ ચરણકમળની સેવા કરનારાઓનાં તમામ પાપો ભસ્મ થઇ જાય તેમાં કશું આશ્ચર્ય નથી. આ જગતમાં આપનાં ભક્તનું જ જીવન સફલ છે. આપની ભક્તિ નહી કરનારાઓની સ્થિતિ તો લુહારની ધમણના જેવી છે. આપનું સ્વરૂપ "એકરસ" છે. આપ સત્ય છો. અખિલ શક્તિ ધારણ કરવાવાળા છો. જીવ આપનો અંશ છે. ડાહ્યા પુરૂષો આપનો દૃઢ આશ્રય રાખી જન્મ મરણનો ફેરો ટાળનાર આપના ચરણકમલનું સેવન કરે છે. આપ અજન્મા છો; તેમ છતાં આત્મતત્ત્વનું જ્ઞાન કરાવવા પ્રગટ થાઓ છો, અને શરીર ધારણ કરો છો. કેટલાક વિરલ પુરુષો સંસારમાંથી આસક્તિ કાઢી નાખી આપના ચરણકમલમાંજ વિહાર કરે છે અને આપની લીલારૂપી અમૃતાબ્ધિમાં મગ્ન રહેવાથી તેમનો તમામ શ્રમ જતો રહે છે. આવા ઉત્તમ ભગવદીયો મોક્ષની પણ ઇચ્છા રાખતા નથી.

પ્રાણીઓનો દેહ આપની સેવા માટેજ છે. આપ સેવ્ય છો તેમ છતાં અતિ શોચનીય એ છે કે ઘણા મનુષ્યો આપની સેવામાં દેહનો વિનિયોગ કરતા નથી. અને તેનું પરિણામ એ આવે છે કે તેઓ અધમ યોનિમાં જન્મ લઇ આ સંસારાટવીમાં ભ્રમણ કર્યા કરે છે. આવા માણસો કેવળ આત્મ હત્યાજ કરે છે. પ્રાણ, ઇંદ્રિયો, મનાદિક મુનિઓ જે પરમતત્ત્વનું હૃદયમાં ચિન્તવન કરે છે તે પરમતત્ત્વનું સતત સ્મરણ રાખવાથી આપના વૈરિઓ પણ આપને પામે છે.

અને સ્ત્રીઓ પણ પામે છે. આપનું સ્વરૂપ જાણવું એ સહેલું નથી. તેથી આપનેજ શરણે જઇ શ્રવણ કીર્તનાદિક ભક્તિ કરવી એજ ઉત્તમ અને સરલ રસ્તો અમારે માટે છે. આપ પ્રાણિ માત્રનું આશ્રય સ્થાન છો એવો નિશ્ચય રાખી જેઓ આપની સેવા કરે છે તેઓ મૃત્યુનો અનાદર કરી તેની ઉપર પગ મૂકે છે, જેઓ આપનામાં પ્રેમ રાખે છે તેઓ બીજાઓને પણ પવિત્ર કરે છે. વિદ્વાન હોય પણ તે જો આપનાથી વિમુખ હોય તો તે સંસારમાં બંધાય છે. આપ પ્રાકૃત ઇંદ્રિયો વિનાના છો. આપ દિવ્યાકાર છો. તમામ ઇંદ્રિયોની શક્તિને આપ પ્રવર્તાવો છો. આપનું એવું અગાધ મહાત્મ્ય છે કે આપે બ્રહ્માદિકને જે જે કામ સોંપ્યું છે તે તેઓ આપના ભયથી આપની આજ્ઞામાં રહી નિયમસર કાર્ય કર્યા કરે છે. આપ નિત્ય મુક્ત છો. આપને વિહાર કરવાની ઇચ્છા થાય છે ત્યારે પરાપરનો આવિર્ભાવ થાય છે. આપ સંસાર મોચક છો. વિવેકી પુરુષો આપનામાં ભાવ-પ્રેમ રાખે છે. આપની સેવા કરનારાને ભવનો ભય રહેતો નથી. ગુરુના ચરણનો આશ્રય રાખવો એ ખાસ આવશ્યક છે. જેઓ આ આશ્રયનો ત્યાગ કરી ફક્ત ચંચળ મનરૂપી ઘોડાને વશ કરી ઉત્તમ ગતિ પ્રાપ્ત કરવા પ્રયત્ન કરે છે તેમનો શ્રમ નિષ્ફળ જાય છે. આવા માણસોની સ્થિતિ સમુદ્રમાં નાવિક વગરના વહાણના જેવી છે. આપ સર્વરસ છો. "સર્વરસે" એવા રસરૂપ પ્રભુનો આશ્રય કરનારાઓને સ્વજન સુત, દેહ સ્ત્રી, ધન વિગેરેમાં આસક્તિ રહેતી નથી. આપનું સ્વરૂપ નહીં જાણનારા મૈથુનસુખમાં પ્રવૃત્ત રહી ખરૂં સુખ પ્રાપ્ત કરતા નથી. આપ "નિત્યસુખ" છો. આવા પ્રભુમાં એકવાર પણ ચિત્ત ધારણ કરનારાઓને લૌકિકમાં રાગ રહેતો નથી.'

**વત્રાસુરની સ્તુતિ**—ઇંદ્ર સાથેના યુદ્ધ વખતે પ્રભુની સાથે ભાવસંબંધ રાખનાર વૃત્રાસુરે ઉંચામાં ઉંચી કોટિના, તદીય વૈષ્ણવોના જેવા વિચારોનું સેવન કરી ખરૂં વૈષ્ણવત્વ બતાવ્યું છે.

તેમણે કાઢેલા ઉદ્‌ગારો મનનીય છે અને તે લક્ષમાં રાખવાથી પરા-
ભક્તિના, ઉત્તમ ભક્તિનાં લક્ષણોનું આપણને સ્મરણ રહે છે.
વૃત્રાસુર કહે છે કે જ્યાં શ્રીહરિ છે ત્યાં વિજય અને શ્રી છે. દેહ-
ત્યાગ કરતી વખતે મારા ગુરુની આજ્ઞાનુસાર પ્રભુના ચરણારવિન્દમાંજ
મારૂં ચિત્ત લગાડી ઉત્તમ ગતિને હું પામીશ. ભક્તો ઉપર અનુગ્રહ
કરવાના ઉદ્દેશથીજ પ્રભુ પોતાના ભક્તોને ઘણા ભાગે સંપત્તિ,
વૈભવો આપતા નથી, કારણ કે જેને પ્રભુનો દૃઢ આશ્રય અને
અકિંચનત્વ પ્રાપ્ત થયાં ન હોય તેને સંપત્તિથી મદ આવી જાય છે
અને મદ આવતાં વિવેકબુદ્ધિ નષ્ટ થાય છે અને છેવટે તેની
અધોગતિ થાય છે. પ્રભુની પાસે તેથી તે એવું માગે છે કે
'હે નાથ, આપના ચરણનો આશ્રય રાખનારા આપના દાસોનો દાસ
હું થાઉં. હે પ્રભો! આપના ગુણોનું મને સદા સર્વદા સ્મરણ
રહો. મારી વાણી આપના ગુણોનું ગાન કરો અને મારો દેહ આપની
સેવામાં પરાયણ રહો. આપનો વિરહ કરાવનારા બ્રહ્માનું સ્થાન,
ચક્રવર્તિ રાજ્ય, સિદ્ધિઓ કે મોક્ષની પણ મને વાંછના નથી. તે
બધાંને હું તુચ્છ માનું છું. કેવળ આપનુંજ શરણ મારે તો જોઇએ
છીએ. પતિનેજ વરેલી પતિમાં શુદ્ધ અને અવિચ્છિન્ન પ્રેમ રાખનારી
પતિવ્રતા સ્ત્રી પતિના દર્શન માટે જેવી આતુર રહે છે તેવીજ
રીતે આપના દર્શન માટે મારું મન પણ ઘણું આતુર રહે છે. મને
આપનાં ઉત્તમ ભગવદીયો, ભાગવતોનું સખ્ય પ્રાપ્ત થાઓ. અને મારું
મન દેહ, પુત્ર, સ્ત્રી, ઘર વગેરેમાં કદી આસક્ત થાઓ નહિ.'

આને ભક્તિનું શિખર, પરાભક્તિ, ફલરૂપા ભક્તિ શાસ્ત્રકારો
કહે છે. વૃત્રાસુરની સ્તુતિ ઉપર શ્રીગુસાંઇજીની 'વ્યાખ્યા' અને
શ્રીપુરુષોત્તમજીની તથા શ્રીહરિરાયજીની ટીકાઓ છે. જીજ્ઞાસુ
વૈષ્ણવોને તે વાંચવાની ખાસ વિનતિ કરવામાં આવે છે. સંપ્રદાયના
ઉચ્ચ સિદ્ધાન્તોનું ખરૂં રહસ્ય જાણવું હોય તો પ્રભુ કૃપાનું
અવલંબન કરી પ્રવૃત્તિમાંથી થોડો ઘણો વખત બચાવી આવા ગ્રંથો

વાંચવાની અને સમજવાની આવશ્યકતા છે. પ્રભુના સ્વરૂપનું તથા સિદ્ધાન્તોનું યથાર્થ જ્ઞાન હાલના દુષ્ટ વાતાવરણમાં કિલ્લાની ગરજ સારશે અને ભાવનું રક્ષણ તથા પોષણ કરવામાં ઉપયોગી થશે. અર્ધદગ્ધ રહેવાથી હાલનો કાલ ભાવનું ભક્ષણ કરશે અને સ્વધર્મથી વિમુખ થતાં આપણે તથા આપણી સંતતિ ધર્મશૂન્ય અને નાસ્તિક બની જઇશું. ધર્મપરાયણ રહેવાથીજ સુખ અને શાન્તિ પ્રાપ્ત થતાં લૌકિક અને અલૌકિક બન્નેય સુધરે છે.

**કુન્તીની સ્તુતિઃ**—પ્રભુએ હસ્તિનાપુરથી દ્વારકા જવા વિચાર જણાવ્યો તે વખતે કુન્તાજીએ તેમની સ્તુતિ કરી છે. આ સ્તુતિ પણ વૈષ્ણવો તથા મુમુક્ષુઓને મનન કરવા જેવી છે. સ્તુતિમાં તેઓ કહે છે કે 'હે કૃષ્ણ! હે વાસુદેવ! હે દેવકીનન્દન! હે નન્દગોપકુમાર! હે ગોવિન્દ, હે આત્મારામ, હે કૈવલ્યના પતિ, હે જગતના નિયન્તા, હે કાલરૂપ! હે યોગેશ્વર! હે ગાયો, પૃથ્વી, દ્વીજ, દેવતાઓના દુઃખો હરવાવાળા, હરિ! આપ આદ્ય છો. ઇશ્વર છો, પ્રકૃતિ—માયાની પર છો—માયાના ત્રણ ગુણોથી અતીત. નિર્ગુણ છો. પ્રાણિ માત્રની અંદર અને બાહાર આપ વ્યાપિ રહેલા છો, પરન્તુ માયારૂપી પડદાથી ઢંકાયા છો. તેથી અવિવેકી અભકતોને અલક્ષ્ય રહો છો પરન્તુ અકિંચન ભાગવતો, વૈષ્ણવોને આપ લક્ષ્ય છો—ગોચર છો. પ્રાપ્ય છો. આવા ભકતોના આપ વિત્તરૂપે છો. મારો જન્મ ઉંચા કુટુંબમાં થયો છે. હું પંડિત છું. મને ઐશ્વર્ય અને લક્ષ્મી પ્રાપ્ત થયાં છે.—આવા પ્રકારના મદરૂપી મદિરાના પાનથી અન્ધ થયેલા અભિમાનનાં પૂતળાંઓ આપની સેવા કે આપનું સ્મરણ કરતા નથી અને કરી શકવાના નથી. આવા માણસોથી આપ ઘણા દૂર રહો છો. આપનાં સેવા, સ્મરણ, આપનાં દર્શન, આપની પ્રાપ્તિ માટે તો દાસત્વ, દીનતા, અકિંચનત્વની જરૂર છે. આપ અજન્મા છો આપ આત્મારામ છો. અકર્તા છો તેમ છતાં અનેક કાર્યો સિદ્ધ કરવા જન્મ ધારણ કરો છો અને અનેક કર્મો કરો છો. આવા

આપના વિરુદ્ધ ધર્મોથી અનધિકારીઓને મોહ થાય છે. અને તે થાય તેમાં મને કશું આશ્ચર્ય લાગતું નથી. આપના ચરિત્રોજ અચિન્ત્ય છે. આપનાથી કાલ પણ બીએ છે તેમ છતાં યશોદા દોરડાથી બાંધવા આવ્યાં તે વખતે બ્હીતા હો તેવો દેખાવ આપે કર્યો છે. આપના પ્રાગટયનાં ઘણા પ્રયોજનો છે. તેમાંનું એક એ પણ છે કે સંસારમાં ડૂબેલા મનુષ્યોના આત્માનું કલ્યાણ થાય અને તેઓ તેવાં આપનાં અલૌકિક ચરિત્રોનું સ્મરણ અને શ્રવણ કરી શકે. આવા આપના ચરિત્રોને સાંભળનારા, સંભળાવનારા, તેનું સ્મરણ કરનારા તેને અનુમોદન આપનારજ જન્મ મરણના ફેરાને ટાળનારા એવા આપના દિવ્યચરણનાં દર્શન કરી શકે છે. હે નાથ! આ જન્મમાં અમારા ઉપર અસહ્ય દુઃખો પડયાં છે. તેમાં આપેજ અમારી રક્ષા કરી છે. આપનો વિરહ અમારાથી સહન થઈ શકશે નહિ. આપની પાસે એવું વરદાન માગું છું કે જેવાં દુઃખો આ જન્મમાં પડયાં છે તેવાંજ દુઃખો ભલે જન્મે જન્મ પડો; પણ તે તે જન્મમાં, સંસારના બંધનમાંથી મુક્ત કરનારા આપના દિવ્ય સ્વરૂપનાં દર્શન અમને થયા કરો. આવી શરતે ગમે તેવાં દુઃખનાં વાદળો અમારા ઉપર આવો. મને તો કેવળ દર્શનની અપેક્ષા છે. હે વિશ્વના ઇશ! હે વિશ્વાત્મન્! હે વિશ્વમૂર્તે! જ્યાં સુધી લૌકિકમાં મારો સ્નેહ રહેશે ત્યાં સુધી સંસારના બંધનમાંથી હું મુક્ત થઈ શકું તેમ નથી, તેથી તે સ્નેહરૂપી પાશને કૃપા કરી કાપો. અને બીજો વર એ માગું છું કે સમદ્રમાં ભળતા શ્રીગંગાજીના જેવો અવિચ્છન્ન ન તૂટે તેવા પ્રવાહ જેવો મારો પ્રેમ આપનામાં રહો.'

**ભીષ્મપિતાની સ્તુતિ**—ભીષ્મપિતા જેવા નર ભૂમિમાં થયા નથી. અને થવાનો સંભવ નથી. તેમણે જ્ઞાન અને ભક્તિનો અમૂલ્ય વારસો આપણને આપ્યો છે, જે દેશમાં આવા નરરત્નો થઇ ગયા છે તે દેશની શોચનીય અધોગતિ થઇ છે તે પણ ખેદની વાત છે. ભીષ્મ પિતામહે અવસાન વખતે પ્રભુની સ્તુતિ કરતાં જે માગ્યું

તેનું મનન કરવા યોગ્ય છે. પ્રભુ અદેય દાન દેવા સમર્થ છે તેથી એવું વરદાન માગે છે કે 'હે નાથ! તમારામાં અનવદ્યા રતિ રહો, મારૂં ચિત્ત તમારામાંજ વાસ કરે, તમારા ચરણમાં મને ગાઢ ભાવ રહે, તમોજ મારી ગતિ–શરણ હો. તમારાં દર્શનથી હજારો જીવો તમારા સ્વરૂપને પામ્યા છે. પ્રેમથી ઘેલી થયેલી ગોપીઓ પણ તમારા સ્વરૂપને પામી છે. દેહમાં પ્રાણ રહે ત્યાં સુધી તમારા દર્શનનો લાભ મને આપો એટલી મારી ઇચ્છા છે.'

શુદ્ધ અને મિશ્ર પુષ્ટિ ભક્તિના લક્ષણોનું યથાર્થ જ્ઞાન પ્રાપ્ત કરવામાં શ્રીભાગવતના ઉચ્ચ સિદ્ધાંતોનું સ્મરણ રાખવાની ખાસ આવશ્યકતા છે. આ લેખમાંજ પ્રથમ વિદિત કર્યા પ્રમાણે શુદ્ધ અને મિશ્ર પુષ્ટિભક્તિના લક્ષણોનું સાંપ્રદાયિક ગ્રન્થોના આધારે વિસ્તારથી નિરૂપણ કરવાનું છે; પણ તે કરતાં પહેલાં શ્રીભાગવતના સિદ્ધાતોનું દોહન યથાશક્તિ રજુ કરવાની જરૂર છે. શ્રીભાગવત વાંચી કે વંચાવી ગયા હોઇએ તે બસ નથી; પણ તેમાં પ્રતિપાદન કરેલ સિદ્ધાંતો અને આપવામાં આવેલો ઉપદેશ તથા પ્રહ્લાદાદિક ઉંચી કોટિના ભાગવતો–વૈષ્ણવોના લક્ષણોનું સદા સર્વદા સ્મરણ રાખવાની જરૂર છે. સ્મરણ રાખવાની સાથે તેવા વૈષ્ણવોના જીવનનું અનુકરણ કરવાનો પણ સતત પ્રયાસ થવો જોઇએ. સ્મરણ રહે અને પ્રભુની કૃપાથી ઉચ્ચ જીવનનું અનુકરણ કરવા આપણે પ્રવૃત્ત થઇએ એવા ઉદ્દેશથી આ લેખમાં પ્રહ્લાદના જીવનનું તથા તેણે પ્રભુની સ્તુતિમાં દર્શાવેલા વિચારોનું ટુંકામાં દિગ્દર્શન કરાવવાની રજા લઉં છું. પ્રહ્લાદના જીવનનું જે ભાઇઓને સંપૂર્ણ સ્મરણ હોય અને જે ભાઇઓ તેમના જીવનનું અનુકરણ કરવાનો દાવો રાખતા હોય તેમણે આ લેખ વાંચવાનો શ્રમ લેવાની જરૂર નથી. મને તો નથી લાગતું કે હાલના વાતાવરણમાં એવો એક પણ વૈષ્ણવ હોય કે જેનું જીવન પ્રહ્લાદના જેવું હોય. ઉંચી કોમમાં જન્મ થયાનો આપણે સૌ ગર્વ રાખીએ છીએ. પરન્તુ પ્રહ્લાદ જેવા દૈત્યકુળમાં જન્મેલાને પ્રભુ

કૃપાથી પ્રાપ્ત થએલ શુદ્ધ અને અવિછિન્ન ભાવ આપણાથી કેટલો દૂર છે તેનું આપણને ભાન નથી. ક્યાં પ્રહ્લાદનું જીવન અને ક્યાં આપણું જીવન! બન્ને વચ્ચે લાખો ગાઉનું અંતર છે. પ્રભુ જ્ઞાતિ કે કોમના કે ગોરી કાળી ચામડીને જોતા નથી. તે તો શુદ્ધ પ્રેમ ભાવને જ ઇચ્છે છે. સંખ્યાબંધ દોરડાં ભેગાં કર્યા તેમ છતાં શ્રીયશોદાજી પ્રભુને બાંધી શક્યાં નહિ. પ્રભુને બાંધવા હોય, કેદ કરવા હોય, વશ કરવા હોય, આધીન કરવા હોય, પ્રસન્ન કરવા હોય તો તેને માટે તો દાસત્વ, દીનતા, શુદ્ધ પ્રેમની જ જરૂર છે. શ્રીભાગવત કહે છે કે પ્રેમરૂપી રજ્જુથીજ પ્રભુનાં ચરણ બાંધી શકાય છે. તે સિવાય અન્ય રસ્તો જ નથી. કોઈ જ્ઞાનમાર્ગનું કે વેદવિહિત યજ્ઞાદિક કર્મોનું સેવન કરી જગતના નિયન્તા સર્વ શક્તિમાન પ્રભુને વશ કરી શક્યું નથી, અને કરી શકવાના નથી. પ્રેમ પણ શુદ્ધ કપટ વિનાનો જોઇએ. કપટવાળા, પાખંડવાળા પ્રેમથી દુનિયાના કોઈ પણ મોટી સત્તાવાળા માણસને ઠગી શકાય, પણ પ્રભુ તો અંતર્યામી અને સર્વજ્ઞ છે, તેને કોઇ ઠગી શકતું નથી અને ઠગી શકવાના નથી. પ્રભુ અંતર્યામી નથી અને તેને પણ ઠગી શકાય એવા વિચારનું સેવન આપણે કરતા હોઇએ તો સારો રસ્તો એજ છે કે પ્રભુનું અસ્તિત્વ માનવું જ નહિ. પાખંડ, પ્રપંચ, કપટથી ઠગી શકીએ એવા જો આપણા પ્રભુ હોય તો તેમને ભજવાથી આપણને શો લાભ? પણ આપણા પ્રભુ તેવા નથી. તે શુદ્ધ પ્રેમનેજ વશ થાય છે. કપટીઓને તેઓ એકદમ ઓળખી લે છે.

**પ્રહ્લાદનું જીવન**—પ્રહ્લાદ મહાત્માઓ તથા ભગવદીયોની સેવા કરતાં દાસભાવથી તેમના ચરણમાં નમતા. સત્યનું પાલન કરતા. પ્રાણિમાત્રમાં પ્રેમ રાખતા. કોઈનો દ્વેષ કે ઈર્ષ્યા કરતા નહિ. દીન ઉપર પિતૃવત્ વત્સલતા રાખતા. સમાન ઉપર ભાઇના જેવો સ્નેહ રાખતા. ગુરુ ઉપર ઇશ્વર ભાવ રાખતા. દંભ કે અભિમાન તેમના રુવાડામાં પણ નહોતો. આસુર યોનિમાં તેમનો

જન્મ થયો હતો તેમ છતાં પ્રભુની કૃપાથી તેમનામાં કોઈ પણ જાતનો આસુરી ભાવ નહોતો. દૈવી સંપદ્દનાંજ લક્ષણો તેમનામાં હતાં, ભગવાન વાસુદેવ ઉપર તેમને સ્વાભાવિક પ્રેમ હતો. બાલ્યાવસ્થાથીજ પ્રભુમાં તેમનું ચિત્ત લીન રહેતું. પ્રભુમાં તેમનો એવો તો શુદ્ધ અને અવિચ્છિન્ન ભાવ હતો કે તેમને વિષય સુખની જરાપણ ઇચ્છા નહોતી. પ્રભુનું ધ્યાન કરતી વખતે તેમનું ચિત્ત શાન્તિ પામતું. કોઇવાર રડતા, કોઇવાર હસતા, કોઈ વખત આનંદમાં આવી ઉંચા સ્વરે પ્રભુના ગુણો ગાતા. કોઇવાર નાચતા. કોઇવાર ભગવદ્રૂપ બની પ્રભુની ચેષ્ટાઓ કરતા. પ્રભુના અકિંચન ભક્તોના સંગથી પ્રાપ્ત થએલી પ્રભુના ચરણારવિન્દની ભક્તિથી તેઓ પરમ સુખ અને શાન્તિ અનુભવતા.

આવા પ્રકારનું ઉત્તમ વૈષ્ણવને છાજે એવું તેમનું ઉચ્ચ જીવન હતું. આ જીવન સાથે આપણા જીવનની પ્રમાણિકપણે સરખામણી કરો.

**પ્રહ્લાદે બાળકોને આપેલ ઉપદેશ**—પ્રહ્લાદ કહે છે કે, હે ભાઇઓ, મનુષ્ય જન્મ અધ્રુવ તો છે; પણ તેની સાથે દુર્લભ અને ઇચ્છિત અર્થને તે આપનારો છે. આવા વિચારનું સદા સર્વદા સેવન કરી વિવેકી પુરુષે ભાગવત ધર્મોનુંજ સેવન કર્યાં કરવું. પ્રભુના ચરણારવિન્દનું શરણ લેવું એજ જીવનો ખાસ ધર્મ છે. પ્રભુની સેવાનો ત્યાગ કરી વિષય સુખ ભોગવવામાં જીંદગાની વ્યતીત કરવામાં શો લાભ છે? વિષયાસકતને પ્રભુના ચરણારવિંદની કદી પ્રાપ્તિ થતી નથી. સ્નેહરૂપી પાશથી ગૃહાદિકમાં આસકિત રાખનાર અજીતેન્દ્રિય પુરુષ જન્મ–મરણના ફેરામાંથી કદી મુક્ત થતો નથી. માટે આસુર ભાવનો ત્યાગ કરી આદિદેવ નારાયણનોજ આશ્રય રાખો. મુક્ત સંગ પુરુષો પ્રભુની ભક્તિનેજ મોક્ષ માને છે. ભક્તિથી પ્રભુને પ્રસન્ન કરવા એજ ખરો ધર્મ છે અને જેના ઉપર પ્રભુ પ્રસન્ન થાય છે તેને કશું અલભ્ય નથી. કૃપા કરી આસુરી ભાવનો ત્યાગ કરી સર્વ પ્રાણી ઉપર સ્નેહ અને દયા રાખો. આવા જીવનથીજ પ્રભુ પ્રસન્ન થાય છે. પ્રભુના ચરણારવિંદની સેવા કરનારને તથા પ્રભુના

અલૌકિક ગુણો, ધર્મો, કર્મો, જન્મોનું શ્રવણ તથા કીર્તન કરનારાને ધર્મ, અર્થ, કામ કે મોક્ષની પણ ઇચ્છા રાખવાનું કશું પ્રયોજન નથી. ધર્મ, અર્થ, કામ અને વેદમાં પ્રતિપાદન કરેલાં અનેક સાધનો પોતાનો આત્મા પ્રભુને અર્પણ કરવામાં સાધનભૂત થાય તોજ તે તમામને હું સફળ માનું છું. સ્વકર્તવ્યનું આવા પ્રકારનું ઉચ્ચ જ્ઞાન પ્રભુના અકિંચન અને એકાંતિક ભગવદીયોના ચરણારવિન્દની રજમાં આલોટનાર મનુષ્યને જ થાય છે. અન્યને તે થતું નથી. જ્યાં દાસત્વ, અને દીનતા છે ત્યાં જ આ જ્ઞાન સંભવી શકે છે. તે વિનાની જમીન ખરાબા જેવી છે. પણ જ્ઞાન પ્રાપ્ત કરવામાં શ્રદ્ધાની જરૂર છે. શ્રદ્ધા વિના કદી તત્ત્વજ્ઞાન મળતું નથી. તમો પણ મારા વચનોમાં શ્રદ્ધા રાખશો તો તમને જ્ઞાન પ્રાપ્ત થશે. મોક્ષ અને પ્રભુની પ્રાપ્તિ માટે શાસ્ત્રોમાં અનેક ઉપાયો–ધર્મોનું પ્રતિપાદન કરવામાં આવ્યું છે. જે વડે ભગવાન હરિમાં વિના શ્રમે પરા ભક્તિ પ્રાપ્ત થાય તેજ ઉત્તમ ઉપાય–ધર્મ છે. પ્રભુમાં ચિત્ત પરોવેલું રાખવું એ પ્રભુની ઉંચામાં ઉંચી સેવા છે. તેવી સેવા–ભક્તિ પ્રાપ્ત કરવાના અનેક ઉપાયો–ધર્મો છે. તે ધર્મો ભાગવત ધર્મો છે. તેનું સેવન કર્યા કરો. મુખ્ય ભાગવત ધર્મો નીચે પ્રમાણે છે. ગુરુની સેવા કરવી, તમામ વસ્તુ પ્રભુને અર્પણ કરવી. એટલે કે તે વસ્તુના પ્રભુ માલિક છે અને હું નથી એવા વિચારનું સેવન કરી વસ્તુઓનો પ્રભુમાં વિનિયોગ કરવો. ભગવદીયોનો સમાગમ કરવો. પ્રભુનું આરાધન કરવું. પ્રભુની કથામાં ભાવ રાખવો. પ્રભુના અલૌકિક ગુણો તથા ચરિત્રો ગાવાં. ભગવાનના ચરણકમળનું ધ્યાન ધરવું. પ્રભુનાં દર્શન કરવા માટે આવાં સાધનો વડે પ્રભુની સેવામાં પરાયણ રહો. તમામ પ્રાણીઓમાં પ્રભુ બિરાજે છે, એવો નિશ્ચય રાખી તેમનું કલ્યાણ કરવા તત્પર રહેવું. જીતેન્દ્રિય થઇ પ્રભુની ભક્તિ કરનાર ઉપર પ્રભુ પ્રસન્ન થાય છે. ઉંચિકોટિના ભકતોને પ્રભુના ગુણો તથા ચારિત્રોનું શ્રવણ અને કીર્તન કરતાં હર્ષ થાય

છે. શરીરમાં રોમાંચ થાય છે. સ્નેહાશ્રુ પડે છે. તેઓ ઉચ્ચાસ્વરે ગાન કરવા, નૃત્ય કરવા, પ્રભુનું ધ્યાન ધરવા પ્રવૃત્ત થાય છે અને લજ્જાનો ત્યાગ કરી કેવલ પ્રભુનાંજ નામો ઉચ્ચારે છે. આવા ભકતોનું અજ્ઞાન અને તેમની તમામ વાંચ્છનાઓ ભસ્મ થઇ જાય છે. અને ભક્તિ યોગવડે તેઓ પ્રભુને પામે છે. પ્રભુને તમારા હૃદયમાં સદા સર્વદા ધારણ કરો. તમારૂં ચિત્ત તેનામાંજ રાખો. હૃદયવડે પ્રભુનો સ્પર્શ કરવાથી તમારૂં મલિન અંતઃકરણ પ્રભુના સામર્થ્યથી શુદ્ધ થતું જશે અને તમને જન્મ મરણનો ફેરો રહેશે નહીં. ધન, સ્ત્રી, દ્રવ્ય, વૈભવ વગેરેમાં તમારે કદી આસક્તિ રાખવી નહિ. તેમાંનું કશું તમારી સાથે આવવાનું નથી. વેદ વિહિત યજ્ઞાદિક કર્મોમાં પણ તમારે આસક્તિ રાખવી નહિ. યજ્ઞાદિકથી મળતા સ્વર્ગાદિક લોકો પણ અવિનાશી અને નિર્ભય નથી. કેવળ પ્રભુજ નિર્દોષ છે. માટે તેવા સ્વરૂપની પ્રાપ્તિ માટે અનન્ય પ્રેમથી પ્રભુની ભક્તિ સેવા કરો. મુકુન્દ ભગવાનનાં ચરણારવિન્દ સેવવાથી હરકોઈનું કલ્યાણ થાય છે. દેવત્વ, દ્વિજત્વ, ઋષિત્વ, શાસ્ત્રાભ્યાસ, પાંડિત્ય, દાન, તપાદિક સાધનો પ્રભુને પ્રસન્ન કરવા સમર્થ નથી. પ્રભુ તો શુદ્ધ ભાવ પ્રેમથીજ પ્રસન્ન થાય છે. શુદ્ધ ભાવ વિનાનાં સાધનો તો નાટકરૂપ હોવાનું હું માનું છું. આખા જગતમાં ભગવદ્‌ભાવ રાખી ભગવાનનીજ ભક્તિ કર્યા કરો. ભક્તિવડે દૈત્યો, શૂદ્રો, સ્ત્રીઓ અને અનેક પાપી જીવો પણ ભગવાનના સ્વરૂપને પામી ગયા છે. ગોવિન્દ પ્રભુની અનન્ય ભક્તિ કરવી અને સર્વમાં પ્રભુ છે એવો ભાવ રાખવો તેજ જીવનો પરમ ધર્મ છે.

**પ્રહ્‌લાદે પાપી પિતાને કરેલો ઉપદેશઃ**—પ્રહ્‌લાદ જેવા પ્રભુના ભકતો નિડર અને અડગ હોય તેમાં નવાઈ નથી. તેના મદાન્ધ અને પાપી પિતાએ પ્રશ્ન કર્યો કે તું સારૂં શું માને છે ? તેણે ઉત્તરમાં કહ્યું કે અહંતાથી અને ગૃહાદિકમાં મમતા રાખવાથી નરકના અધિકારી થવાય છે. શ્રીહરિનો દૃઢઆશ્રય રાખવો એજ જીવનો

ખરો અને ઉત્તમ ધર્મ છે. 'ગુરુ પાસેથી તેં શું શિક્ષણ લીધું છે.' એમ પિતાના પ્રશ્નના જવાબમાં કહ્યું 'ઉત્તમ વિદ્યા એજ છે કે પ્રભુને દેહાદિક અર્પણ કરવાં અને શ્રવણ કીર્તન, સ્મરણ, પાદસેવન, પૂજન, વંદન, દાસ્ય, સખ્ય અને આત્મ નિવેદન એવી નવ પ્રકારની ભક્તિ કરવી. વિષયાસક્ત અને મલિન અંતઃકરણવાળા પુરુષો પ્રભુના સ્વરૂપને જાણતા નથી અને તેથી અધોગતિને પ્રાપ્ત કરે છે. દાસત્વ અને દીનતાનું સેવન કરનારા પરમ ભગવદીયોના ચરણાર-વિન્દની રજમાં જ્યાં સુધી મનુષ્યો સ્નાન કરતા નથી ત્યાં સુધી તેઓની બુદ્ધિ પ્રભુનાં દિવ્ય ચરણનો સ્પર્શ કરી શકતી નથી અને તેમનો સંસાર મટતો નથી.

**પ્રભુનું પ્રાકટ્ય**—પ્રહ્‌લાદના આવા વિચારો જાણીને તેનો મદાન્ધ પિતા એકદમ ક્રોધે ભરાયો. ક્રોધ હોય ત્યાં વિવેક બુદ્ધિ રહે નહિ. જે કોઈ પાપો થાય છે તેનું મૂળ કામ અને ક્રોધ છે. આથી ભક્તાધીન પ્રભુના ભક્તને મારી નાંખવાને તેણે અનેક ભગીરથ પ્રયત્નો કર્યા. જેને પ્રભુનો દઢ આશ્રય છે અને જેનું કાંડું જગતના સર્વ શક્તિમાન માલીકે ઝાલ્યું છે તેને કોણ ઈજા કરનાર છે? ભક્તાધીન, ભક્તવત્સલ, સર્વવ્યાપક પ્રભુ સ્થંભમાંથી નૃસિંહરૂપે પ્રકટ થયા. જ્યારે જ્યારે ધર્મ ઉપર અગર પોતાના ભક્ત ઉપર આફત આવે ત્યારે ત્યારે પ્રભુ પોતે પ્રકટ થાય છે. ભગવદ્‌ગીતામાં પણ પ્રભુએ સ્વમુખે અર્જુનને કહ્યું છે. આથી જ્યારે હિરણ્યકશિપુ ક્રોધે ભરાયો અને પ્રહ્‌લાદને મારવા માટે તેને અગ્નિથી તપેલા સ્તંભ સાથે બઝાડયો ત્યારે તેનું રક્ષણ કરવાને પ્રભુ નરસિંહ રૂપે પ્રકટ થયા. પ્રહ્લાદે કરેલી પ્રભુની સ્તુતિમાં મુખ્ય તથા ગૌણી ભક્તિનાં લક્ષણો બતાવવામાં આવ્યા છે.

**પ્રહ્‌લાદની સ્તુતિઃ**—હે નાથ! આપના મનોહર અવતાર તથા ચરિત્રો જગતના કલ્યાણ અને સુખ માટેજ છે. આપ મારૂં રક્ષણ

કરવા તથા આપના ભકતોના અને ઋષિઓનાં વચન સત્ય કરવા નૃસિંહરૂપે પ્રગટ થયા છો, આપ મનુષ્ય, પશુ, પક્ષી, દેવાદિકના અવતારો ધારણ કરી સર્વની રક્ષા કરો છો. જગતના દ્રોહીઓનો સંહાર કરો છો અને દરેક યુગમાં ચાલતા ધર્મોનુ પાલન કરો છો.

હે પ્રભુ! બ્રહ્માદિક દેવતાઓ કયાં? અને દૈત્ય યોનિમાં જન્મેલા હું અસુર ક્યાં? દેવતાઓ પણ આપને પ્રસન્ન કરવા સમર્થ નથી. તો હું આપને શી રીતે પ્રસન્ન કરી શકું? આપના કરકમળના સ્પર્શનો લાભ બ્રહ્મા, શંકર તથા લક્ષ્મીજીના મસ્તકને પણ દુર્લભ છે. તે લાભ મારા જેવા અસુરને આપે આપ્યો છે તેમાં આપની દયા અને કૃપાજ કારણ છે. મારો એટલો તો નિશ્ચય થયો છે કે તપ, પાંડિત્ય, અષ્ટાંગયોગાદિક સાધાનોથી આપ પ્રસન્ન થતા નથી. આપ તો કેવળ પ્રેમ ભકિતથીજ પ્રસન્ન થાઓ છો. સર્વ ગુણોવાળો બ્રાહ્મણ પણ જો પ્રભુથી વિમુખ હોય તો તેના કરતાં પ્રભુમાં મન, વચન, કર્મ પ્રાણાદિક અર્પણ કરનારા ચાંડાલ વધારે સારો. કારણ કે સર્વસ્વ પ્રભુને અર્પણ કરનાર ચંડાલ પોતાના કુલને પણ પવિત્ર કરે છે. હે કૃપાનિધિ! આપ પ્રસન્ન થઇ આપના મોક્ષ રૂપ અને શરણરૂપ ચરણકમળમાં મને ક્યારે બોલાવશો? હું દીન છું. મને આપની સેવા આપો. આપની સેવા કરીને આપના ચરણકમળનો આશ્રય રાખનારા જ્ઞાનીઓનો સંગ કરી અને આપની પવિત્ર કથાનું ગાન કરી હું શ્રમ વિના સંસાર સાગરને તરી જઇશ. સંસાર ચક્રને આપના ભકત વિના કોણ તરી શકે? આ ચક્રમાં ભ્રમણ કરનારા આપના શરણે આવેલાને આપ કૃપા કરી આપની પાસે લ્યો. મને લાંબા આયુષ્યની, વૈભવોની કે ઇંદ્રિયોના સુખની જરા પણ ઇચ્છા નથી. મારે સિદ્ધિઓ જોઇતી નથી. સિદ્ધિઓના પણ પતિ તો આપ છો. હું એટલોજ વર માગું છું કે મને આપના દાસની પાસે રાખો, આપ ભક્તિ, પ્રેમ અને સેવાનાજ ભૂખ્યા છો. સેવાથી હરકોઈ ઉપર આપ પ્રસન્ન થાઓ છો. જેની જેવી સેવા

તેને તેવું ફળ આપો છો. અજીતેંદ્રિય અને દંભાદિક દુર્ગુણોવાળા મનુષ્યોને તપાદિક સાધનો સંસાર બંધનથી મુક્ત કરી શકતા નથી. જીતેંદ્રિય થઇ, દંભ વગેરેનો ત્યાગ કરી, જેઓ તપ, શ્રવણ, વ્રતાદિક કરે છે તેમનેજ તે તે સાધનો ફળદાયી થાય છે. આપની સેવા નમનથી, સ્તુતિથી, ચરણ સ્મરણથી, કથાના શ્રવણથી અને અર્પણથી થઇ શકે છે. આપ મને વરદાન આપવા આજ્ઞા કરો છો પણ વર માગવો અને કોઈ પણ જાતની કામના રાખવી તેને હું ભક્તિના અંતરાયરૂપ માનું છું. કામનાઓથી સંસારનું બંધન રહે છે. માટે મારે તે ન જોઇએ. કામનાથી આપની ભક્તિ–સેવા કરનારને હું આપનો ભક્ત કહેતો નથી પણ તેની સ્થીતિ તો એક વેપારીના જેવી છે. ભક્તિમાં વેપારના જેવાં સાટાં કરવાનાં ન હોય. પ્રભુની સેવા કરવાનો જીવનો ધર્મ છે એવા વિચારથી સેવા થાય તેજ ખરી સેવા છે. મારે એક વરની ઇચ્છા છે તે એ કે મારા હ્રદયમાં કદિ પણ કામનાનો અંકુર સ્ફુરે નહીં. હે નાથ! આ જગતમાં લાખો માણસો સંસારાસક્ત રહી અનેક પાપો કરે છે. આવા પાપીઓના ઉપર અનુગ્રહ કરી તેમનું કલ્યાણ કરો. આપ કર્તું, અકર્તું, અન્યથા કર્તું, સમર્થ છો. જેનામાં જગત્નો આવિર્ભાવ અને તિરોભાવ કરવાની શક્તિ છે તે પ્રભુ માટે શું અસાધ્ય છે. આપની ખરી મોટાઇ તો પાપીઓ ઉપર પણ અનુગ્રહ બતાવી તેમનો ઉદ્ધાર કરવામાં છે. તેથી તો આપને દયાનિધિ, કૃપાનિધિ કહ્યા છે. આવા માણસો માટે મને દયા આવે છે. હું એકલો મુક્તિ લેવા ઇચ્છતો નથી. મારા ભાઇઓ ઉપર પણ કૃપા કરો.

હવે **મૈત્રેયે વિદૂરને** આપેલા ઉપદેશ તરફ ધ્યાન ખેચું છું.

શ્રીભાગવતના અભ્યાસીઓને વિદિત છે કે પ્રભુએ સ્વધામમાં પધારતી વખતે મૈત્રેયને એવી આજ્ઞા કરી હતી કે તમારે વિદૂરને

જ્ઞાન આપવું. હરિદ્વારમાં બંને ભેગા થયા તે વખતે પ્રભુની આજ્ઞાનુસાર મૈત્રેયે વિદૂરને ઉપદેશ આપ્યો છે. વિદૂરે પૃથક્ પૃથક્ વિષયો વિષે અનેક પ્રશ્નો પૂછ્યા અને તેના ઉત્તર મૈત્રેયે આપ્યા. આ લેખમાં ભકિતને લગતો જે ઉપદેશ આપવામાં આવ્યો છે તે ટુંકામાં રજુ કરીશ.

મૈત્રેય કહે છે હે વિદુર, તમારા જેવા ભગવદીઓનો સંગ પ્રભુની કૃપાથીજ થાય છે. આવા ભાગવતોની સેવા કરવાથી શ્રીકૃષ્ણ ભગવાનના ચરણનો દૃઢ આશ્રય થાય છે. સેવા પણ દુર્લભ છે અને તે પ્રભુની કૃપા હોય તોજ પ્રાપ્ત થાય છે. ઉંચી કોટિના ભકતોનો એવો સ્વભાવ હોય છે કે જ્યારે તેઓ ભેગા થાય ત્યારે દેવના દેવ જનાર્દનનુંજ નિરંતર ગાન કરે છે. હે વિદૂર! પ્રભુને પ્રસન્ન કરવા એજ મનુષ્યનું ખરૂં કર્તવ્ય છે. જપાદિકનું ફળ પણ પ્રભુને પ્રસન્ન કરવા માટે છે. તે ફળ ન મળે તો જપાદિક કરવામાં લીધેલ શ્રમ વ્યર્થ છે. પ્રભુ પ્રસન્ન થાય તો કશું દુર્લભ નથી. અનન્ય ભકિતનો એવો પ્રભાવ છે કે તેવી ભકિત કરનારના હૃદયમાં પ્રભુ વાસ કરી ભકતને પોતાના સામર્થ્યથી ઉત્કૃષ્ટ ફળનું દાન કરે છે. વિદૂર, દેહાદિકનો અધ્યાસ મુમુક્ષુનો કટ્ટો વૈરી છે. અધ્યાસ નષ્ટ કરવાનો રામબાણ ઉપાય પ્રભુની કૃપા છે. શ્રીહરિમાં શ્રોત્રાદિક ઈંદ્રિયોનો વિનિયોગ થવાથી તમામ કલેશો નષ્ટ થાય છે. શ્રવણ કીર્તનોનો આવો પ્રભાવ છે તે પછી પ્રભુના—ચરણારવિંદમાં પ્રેમ રાખનારના કલેશનો નાશ થાય તેમાં શું આશ્ચર્ય છે? મહત્તત્વાદિકના અભિમાની દેવતાઓ પોતપોતાની ક્રિયા કરી શકે નહિ ત્યારે તેમણે પ્રભુની સ્તુતિ કરી છે. આ સ્તુતિ મનન કરવા જેવી અને શુદ્ધ ભાવનું પોષણ કરે તેવી છે. સ્તુતિમાં દેવતાઓ કહે છે કે હે નાથ, આપના ચરણારવિંદનું અલૌકિક સામર્થ્ય છે તેને શરણે આવનારાઓના ત્રણે તાપને શાંત કરવામાં તે છત્ર સમાન છે. આપના ચરણનો શુદ્ધ ભાવથી આશ્રય કરનાર

સંસારને વિના શ્રમે તરી જાય છે. અમારે તો આપના ચરણની છાયાનો આશ્રય જોઇએ છીએ. આપના ચરણમાં શ્રદ્ધા રાખવાથી. શુદ્ધ હૃદયમાં તે ધારણ કરવાથી, જ્ઞાન અને વૈરાગ્ય સિદ્ધ થાય છે. આવા આપના ચરણારવિંદને અમો શરણે આવ્યા છીએ. ચરણના સ્શરણથી તમામ ભયમાંથી મુકત થવાય છે. અહંતા, મમતા અને વિષયોનું સેવન કરનારને આપનું ચરણારવિંદ ઘણું દૂર હોય છે. જ્ઞાન તથા સમાધિ વગેરે સાધનોથી આપનું પદ પ્રાપ્ત કરી શકાય છે પણ તેમાં ઘણો શ્રમ પડે છે. આપની સેવાનું માહાત્મ્ય તો એવું છે કે વિના શ્રમે તેથી ઉત્તમ ફળ પ્રાપ્ત થાય છે.

'હે વિદુર, હવે બ્રહ્માજીએ કરેલી સ્તુતિ સાંભળો. હે હૃદયસ્થ પ્રભુ, આપના ચરણકમળની પરમ ભકિતથી આશ્રય રાખનારા ઉત્તમ ભકતોના હૃદયમાંથી આપ કદી ખસતા નથી. અભય પ્રાપ્ત કરવામાં આપનું ચરણજ ખરૂં સાધન છે. ચરણનો આશ્રય સિદ્ધ થયો ન હોય ત્યાં સુધી ધનાદિકમાં આસકિત રહે છે અને આસકિતને લીધેજ શોક મોહ, અંહતામમતાદિક પણ રહે છે. ચરણનો આશ્રય સિદ્ધ થતાંજ તે દોષો નષ્ટ થાય છે. શ્રવણ કીર્તનાદિકમાં પોતાની ઇન્દ્રિયોનો વિનિયોગ નહિ કરનારા તથા લોભને વશ થઈ ક્ષણિક સુખ માટે પાપી જીવન ગાળનારા ભાગ્યહીન સંસારાસકતોની દશા શોચનીય છે. ઋષિઓ પણ શ્રવણ કીર્તનાદિકથી વિમુખ રહે તો તેઓ જન્મ મરણ રૂપી સંસારને પામે છે. હે નાથ, શાસ્ત્રોનુ શ્રવણ એજ આપનો માર્ગ જાણવામાં સાધન છે. ભકતોના શુદ્ધ ભાવથી શુદ્ધ થયેલ હૃદયમાં આપ બિરાજો છો. હૃદયસ્થ છતાં હૃદય મેલું હોય તો તેમાં આપ કદી બિરાજતા નથી. આપ પ્રેમ રૂપી દોરડાથી બંધાયા છો તેથી આપના જે જે સ્વરૂપનું ધ્યાન ભકતો કરે છે, તે તે સ્વરૂપ ભકતો ઉપર અનુગ્રહ કરવા આપ ધારણા કરો છો. દયા એ તો આપનો ખાસ ધર્મ છે. દયાથી પ્રાણીઓ ઉપર આપ જેવા

પ્રસન્ન થાઓ છો, તેવા ધૂપ વગેરે ઉપચારોથી કરેલી પૂજાથી થતા નથી. યજ્ઞ, તપ, યજ્ઞાદિક કરવાનું પ્રયોજન એજ છે કે આપને પ્રસન્ન કરવા. તમામ કર્મોનું ઉત્તમ ફળ એજ છે.

'હે નાથ અવસાન વખતે પરવશ સ્થિતિમાં પણ આપના અવતારો, ગુણો તથા આપની અનેક લીલા સૂચવનારાં નામોનું સ્મરણ રાખવાથી અનેક જન્મનાં પાપો બળી જાય છે, અને આપને પ્રાપ્ત કરી શકાય છે. આવા પ્રભુને હું (બ્રહ્મા) શરણે જાઉં છું.

'હે વિદુર! દેવતાઓની તથા બ્રહ્માજીની સ્તુતિ મેં તમને સંભળાવી હવે વૈકુંઠમાં સનકાદિકોએ પ્રભુની કરેલી સ્તુતિ સાંભળો.

'હે પ્રભુ, આપ મનુષ્યના હૃદયમાં રહો છો તે ખરૂં છે, પણ દુરાત્માઓ આપને જાણી શકતા નથી. ઇંદ્રિયોના ગુલામ થઇ રહેનારાઓને આપ કદી દર્શન આપતા નથી. આપની કથાના રસજ્ઞ અને આપના ચરણનો દૃઢ આશ્રય રાખનારા ઉત્તમ ભક્તો મોક્ષરૂપી પ્રસાદના ફળની પણ અપેક્ષા રાખતા નથી દ્વારપાળોને અમારાથી શાપ અપાઇ ગયો છે. આ પાપથી અમારો જન્મ ભલે નરકમાં થાઓ પણ અમો એટલો વર માગીએ છીએ કે નરકમાં પણ આપની કૃપાથી આપના ચરણનું સ્મરણ અને આપના અલૌકિક ગુણોનું શ્રવણ અમોને રહો. આપ દયાનિધિ છો, સર્વ શક્તિમાન્ છો, આપના અનુગ્રહ વડેજ યોગીઓ પણ શ્રમ વિના મૃત્યુને તરી જાય છે.

**શ્રીકપિલે દેવહૂતિને આપેલ ઉપદેશ**—બ્રહ્માજીએ કર્દમને પ્રજા સૃજવાની આજ્ઞા કરી. તેમણે તે માથે ચડાવી. સામાન્ય પુત્ર પ્રાપ્ત થાય, તેથી કાર્ય સિદ્ધ થાય નહિં. કર્દમે સરસ્વતિના તીર ઉપર વર્ષો સુધી પ્રભુની આરાધના કરી. ભક્તાધીન પ્રભુએ પ્રસન્ન થઈ તેમને દર્શન આપ્યાં; અને વર માગવા કહ્યું. કર્દમે સ્તુતિ કરી અને વર માગ્યો. પ્રભુએ કહ્યું કે હું અંશાવતારવડે તમારે ત્યાં જન્મ લઇશ. પ્રભુના તમામ અવતારો જગતના કલ્યાણ માટેજ છે.

અર્જુનને સ્વધર્મનો ઉપદેશ દેવાનો હતો તે વખતે તે શ્રીકૃષ્ણ ભગવાનને શરણાગત થયા હતા. ઉદ્ધવે પણ તેમજ કર્યું હતું. દેવહૂતિએ પણ ઉપદેશ દેવાની વિનતિ કરતી વખતે શ્રી કપિલને કહ્યું ' આપ શરણાગતનું રક્ષણ કરવાવાળા છો. શરણાગતના સંસારને કાપી નાખવા આપ સમર્થ છોઃ હું તમારા શરણે આવી છું. '

' બીજા ધર્મોનો ત્યાગ કરી મારે જ શરણે આવ; ' એવો શ્રીકૃષ્ણ ભગવાને અર્જુનને તથા ઉદ્ધવને ઉપદેશ આપ્યો છે.

શ્રીકપિલ પોતાનાં માતુશ્રીને એવો ઉપદેશ આપે છે ' પૂર્વે ઋષિઓને આપેલું બ્રહ્મવિદ્યાનું જ્ઞાન કાળે કરી નષ્ટ થવાથી તેજ જ્ઞાન તમને આપું છું. બંધન અને મુક્તિ ચિત્તથીજ થાય છે, તેવો નિશ્ચય રાખો. વિષયોમાં–લૌકિકમાં ચિત્ત આસક્ત રહે તો જન્મ મરણનો ફેરો રહે છે; પણ જો પ્રભુમાં રહે તો સંસારનું બંધન નષ્ટ થાય છે. જીવના કલ્યાણના અનેક માર્ગોનું શાસ્ત્રમાં નિરૂપણ છે. પણ પ્રભુની પ્રાપ્તિ માટે તો ઉત્તમ માર્ગ એ છે કે તેમનામાં ચિત્ત જોડી તેમની ભક્તિ કરવી. તેના જેવો બીજો એક પણ માર્ગ નથી. વિષયોના પ્રસંગથી અધોગતિ થાય છે તેથી તેમાં ચિત્ત રાખવું નહિ. સારા વિચારો સ્ફુરે અને પ્રભુમાં ચિત્ત રહે તેના માટે ભગવદીયો–સાધુ-પુરુષોનો સમાગમ કરવો. તેમ કરવાથી મોક્ષદ્વાર ઉઘડે છે. કોને સાધુ પુરૂષ કહેવો તેની પણ કસોટી છે. અમુક ગુણો–લક્ષણો જેનામાં હોય તેનેજ સાધુ માનવા અને તેવાનો સંગ કરવો. લક્ષણો પૈકીનું ખાસ લક્ષણ એ છે કે અનન્ય ભાવથી મારામાં દૃઢ પ્રેમ જોઇએ; મારોજ તેને આશ્રય હોય. આવા પુરુષોના સમાગમથી મારાં અલૌકિક ચરિત્રો તથા ગુણોનાં શ્રવણ તથા કીર્તનમાં પ્રવૃત્ત થવાય છે, તેથી અવિદ્યા નષ્ટ થતાં અંતઃકરણ શુદ્ધ થાય છે અને શ્રદ્ધા, રતિ અને ભક્તિ અનુક્રમે પ્રાપ્ત થાય છે. સૃષ્ટિ રચવા વગેરેની મારી લીલાનું ચિન્તન કરવાથી મારામાં ભક્તિ થાય છે અને ભક્તિ થતાં વિષયોમાં વૈરાગ્ય થાય છે.

ભક્તિની પણ અમુક કક્ષાઓ છે. ભક્તિમાં જે નિષ્કામ ભક્તિ છે તે સિદ્ધિઓથી પણ શ્રેષ્ટ છે. જેમ યોગની સેવાની યોગેશ એવા પ્રભુની સેવાની સાથે સરખામણી થઈ શકે નહિ; તેમ સિદ્ધિઓની સેવાની સિદ્ધિઓના પતિ પ્રભુની સેવા સાથે સરખામણી થઇ શકે નહિ. ઉંચી કોટિના મારા ભક્તો મારા ચરણુની સેવામાં પ્રીતિ રાખનારા હોય છે. તેઓ દેહાદિકથી ક્રિયા મારા અર્થેજ કરે છે અને મુક્તિની પણ ઇચ્છા નહિ રાખતાં પરસ્પર મારાં દિવ્ય પરાક્રમોનુંજ ગાન કરવામાં રચ્યા પચ્યા રહે છે. આવા ઉત્તમ ભક્તો તેમના દિવ્ય ભાવને લીધે મારા દિવ્યસ્વરૂપનાં દર્શન કરે છે અને તે સ્વરૂપ સાથે વાતો કરે છે અને મારા દિવ્ય સ્વરૂપનાં દર્શનમાં તેમને એવો અલૌકિક આનંદ આવે છે કે તેઓ મુક્તિના આનંદને પણ તુચ્છ માને છે. તેમની ભક્તિ કેવળ નિષ્કામ હોય છે. અન્ય સાધનોનો ત્યાગ કરી અનન્ય ભાવથી મારીજ ભક્તિ કરનારા આવા ભગવદીયોને સંસારના જન્મ મરણના ફેરામાંથી હું ઉદ્ધાર કરૂં છું.

‘ હે દેવહૂતિ સંસારનો તાપ નિવૃત્ત કરવાનો એકજ ઉપાય છે; અને તે પ્રભુનો દઢ આશ્રય છે. યોગિઓ પણ આત્માના કલ્યાણ માટે શુદ્ધભાવથી મારા ચરણારવિન્દનો આશ્રય કરે છે. તીવ્ર ભક્તિ-યોગથી ચિત્તને મારામાં તલ્લીન કરી દેવું એજ કલ્યાણ માટે ઉત્તમ ઉપાય છે.

‘ સાવધાન રહી ચિત્તને લૌકિકમાંથી ખેંચી ભક્તિયોગથી વશ કરવું. મારામાં નિષ્કપટ ભાવ રાખવો, મારી કથાનું શ્રવણ કરવું, દ્વેષ, ઈર્ષ્યા, વૈરનો ત્યાગ કરી પ્રાણી માત્રમાં સમદષ્ટિ રાખવી. બ્રહ્મચર્ય તથા સંતોષાદિકનું સેવન કરવું, અહંતા, મમતાનો ત્યાગ કરવો, અધર્મથી તો દૂર રહેવું, યથાશક્તિ સ્વધર્મનું સેવન કરવું, ભગવદીયોનો સંગ કરવો, મોક્ષધર્મમાં પ્રીતિ રાખવી, મન તથા

ઇંદ્રિયોને વશ રાખવાં, પ્રભુની લીલાનું ચિન્તન કર્યાં કરવું, સ્થિર મન રાખી પ્રભુની મૂર્તિનું ધ્યાન ધરવું. પ્રભુ ભક્તાધીન છે, દયાનિધિ છે, કેવળ અનુગ્રહથી ભક્તની ઇચ્છા પ્રમાણે અનેક રૂપ ધારણ કરી તેને દિવ્ય સ્વરૂપનાં દર્શન આપે છે.

'હવે ભક્તિના મુખ્ય ભેદ કેટલા છે તે સાંભળો. મનુષ્યોની પ્રકૃતિ એક સરખી હોતી નથી. કેટલાકમાં સત્ત્વગુણ, કોઇમાં રજોગુણ અને કોઇમાં તમોગુણ વિશેષ હોય છે. પ્રકૃતિની ભિન્નતાને લીધે ભાવમાં–ભક્તિમાં પણ ભિન્નતા છે તેથી ભક્તિયોગ પણ ઘણા પ્રકારનો છે. ભક્તિના ચાર મુખ્ય ભેદો છે–તામસા, રાજસા, સાત્ત્વિકી અને નિર્ગુણા. તેમાં નિર્ગુણા ભક્તિ ઉત્તમ છે. તે ભક્તિનું શિખર છે. ફલરૂપા છે.

'આવા ભક્તનું ચિત્ત મારા ગુણોનું શ્રવણ થતાંજ મારામાં તલ્લીન રહે છે અને તેનામાં અવિચ્છિન્ન પ્રેમ વહે છે. મોક્ષની પણ આ ભક્ત કામના રાખતા નથી, અને મારી સેવાભક્તિનેજ ફલ માને છે. જે ભક્તિયોગથી ગુણાતીત થઈ મારા ભાવને પામી શકાય છે તે આ નિર્ગુણ ભક્તિ યોગ છે. હે દેવહૂતિ, દેવતાઓના ઉપાસકો તે તે દેવોના લોકને પામે છે. તેમને મળતું ફળ અંતવત્ છે. અવિનાશી નથી. પરમાત્માને પામવા એજ અવિનાશી ફળ છે; માટે પ્રભુમાંજ શુદ્ધભાવ રાખીને તેને શરણે જાઓ.

ઉપદેશની શરૂઆતમાં શરણ ભાવનાજ છે. ઉપદેશના અન્તે પણ શરણે જવાની આજ્ઞા છે. શરણ ધર્મજ મુખ્ય છે બીજા ધર્મો ગૌણ છે. તેથીજ શરણ ધર્મ ઉપર પુષ્ટિમાર્ગમાં પણ ઘણો ભાર મૂકવામાં આવ્યો છે. પુષ્ટિમાર્ગમાં ભક્તિને જ મુખ્ય માની છે. તેમાંએ નિર્ગુણ, પરા, ફલરૂપા ભક્તિ. તે ભક્તિ ગોપીજનને સિદ્ધ થઈ હતી. આ ભક્તિથી જ પ્રભુની પ્રાપ્તિ થાય છે એ સિદ્ધાન્તને ઉપનિષદો શ્રીગીતા અને ભાગવતનો આધાર છે તે આ ઉપરથી સમજાશે.

( ૨ )

# બ્રહ્મસંબન્ધ યાને આત્મ નિવેદન

[ આ લેખ અસલ ‘ બ્રહ્મસંબન્ધ, આત્મ નિવેદન, ને સમર્પણ ’ એ શીર્ષક નીચે શ્રી. પટવારીજીએ ‘ પુષ્ટિસુધા ’ માસિકમાં પ્રકટ કર્યો હતો. કુલ ૧૦ લેખોમાં તે છપાયો હતો. આમાં બ્રહ્મસંબન્ધની શાસ્ત્રીયતા તથા આવશ્યકતા તેમણે દર્શાવી છે. આ લેખ પણ વૈષ્ણવોને મનનીય થશે.

—જે. ગો. શાહ. ]

આ લેખનો હેતુ બ્રહ્મસંબન્ધના સિદ્ધાન્તને વિસ્તારથી નિરૂપણ કરવાનો છે. આ સિદ્ધાન્તનું સ્વરૂપ યથાર્થ સમજવાથી હરકોઇ સુજ્ઞને નિશ્ચય થશે કે બ્રહ્મસંબન્ધ યાને આત્મનિવેદનના અનુસંધાન વગર કોઈ પણ મુમુક્ષુ મોક્ષ કે પ્રભુને પ્રાપ્ત કરી શકે નહિ.

શ્રુતિ આજ્ઞા કરે છે કે પ્રભુએ જ્યારે રમણ કરવાને જગત્ સર્જ્યું ત્યારે તેમણે જૂદા જૂદા પ્રકારના પદાર્થો સર્જ્યા. જીવોના પણ અનેક પ્રકારો સર્જ્યા. શાસ્ત્રકારોના કથન પ્રમાણે બે પ્રકારની સૃષ્ટિ પ્રભુએ રચી. એક દૈવી સૃષ્ટિ બીજી આસુરી સૃષ્ટિ. (ભા.૧૧, ૨૬, ૩૦) દૈવી સંપત્‌વાળા સંસાર બંધનમાંથી મુક્ત થાય છે અને આસુરી સંપત્‌વાળાને બંધન રહ્યા કરે છે. ( ગી. ૧૬–૫ ) આસુરી સંપત્‌ના અધમ મનુષ્યોને પ્રભુ આસુરી યોનિમાંજ નિરંતર નાખે છે, તેઓ જન્મોજન્મમાં મોહ પામે છે, પ્રભુને પામતા નથી અને અધોગતિ પ્રાપ્ત કરે છે. ( ગી. ૧૬, ૧૯, ૨૦ ) આસુર ભાવનું સેવન કરનારા પાપી તથા મૂઢો ભગવાન શ્રીકૃષ્ણના શરણે આવતા નથી ( ગી. ૭–૧૫ ) તેઓ પ્રભુની અવજ્ઞા કરે છે અને રાક્ષસી આસુરી તથા મોહ પમાડનારી પ્રવૃત્તિનો આશ્રય કરે છે. ( ગીતા ૯, ૧૨, ૧૨ ) આવા મનુષ્યોની શી ગતિ થાય છે, તેનો પ્રશ્ન નિમિ રાજાએ ચમસ નામના યોગેશ્વરને પૂછ્યો હતો તેના ઉત્તરમાં તેમણે કહ્યું કે પ્રભુની ભક્તિ નહિ કરનારા અને પ્રભુનું અપમાન કરનારા દુષ્ટો નરકમાં

પડે છે, ( ભા. ૧૧–૫–૩ ) ગીતામાં આસુરી સંપદ્નાં લક્ષણો વિસ્તારથી બતાવવામાં આવ્યાં છે. તેવીજ રીતે ઉપર પ્રમાણે ઉપદેશ કરી યોગેશ્વરે પણ તેજ અધ્યાયમાં આવા દુષ્ટોનાં લક્ષણો વિસ્તારથી જણાવ્યાં છે.

ભગવાન શ્રીકૃષ્ણ તો ભક્ત શિરોમણિ ઉદ્ધવને જ્ઞાન આપતાં એટલે સુધી કહે છે કે અસત્ય, ચોરી, નાસ્તિકપણું, કામક્રોધાદિકનું સેવન કરનારા ચાર વર્ણની બહારના છે. (ભા. ૧૧–૧૭–૨૦ )ગૃહાદિક લૌકિક ચીજોમાં આસક્ત રહેનારો તથા અનેક પ્રકારની તૃષ્ણાથી જેનું ચિત્ત વિક્ષિપ્ત થયું છે એવો પ્રીતિવાળો, કામાસક્ત, અજિતેન્દ્રિય પ્રાણીઓની હિંસા કરનારો, આસરી સંપત્વાળો નરકમાંજ પડે છે અને તેને ઝાડ વગેરે સ્થાવર યોનિમાં અવતાર લેવો પડે છે ( ૧૧–૧૦–૨૮ ) આસુર સંપત્વાળા જે દુર્ગુણોનું સેવન કરે છે તેનો દૈવી સંપત્વાળા ત્યાગ કરી શાસ્ત્રોમાં શ્રદ્ધા રાખી તેમાં કહેલી આજ્ઞાઓનું પાલન કરે છે અને મોક્ષ કે પ્રભુ પ્રાપ્તિના રસ્તાઓનું પ્રમાણિકપણે સેવન કરે છે.

મોક્ષના માર્ગે જનારા દૈવી સંપત્વાળાઓ આ જન્મમાં પોતાનું શું ખરૂં કર્તવ્ય છે તેનો વિચાર કરી ક્ષણભંગુર દેહની કીંમત સમજે છે અને તેઓ એવા ઉત્તમ વિચારોનું સેવન કરે છે કે આ દેહ ક્ષણભંગુર છતાં દુર્લભ છે. ( ભા. ૧૧–૨–૨૯ ) આ દેહથી મુક્તિ પ્રાપ્ત થઇ શકે છે. ( ૧૧–૭–૭૪ ) વિષય સુખ તો ભુંડ, કુતરાં, કુક્કર અને ગધેડા વગેરેને પણ મળે છે. પરંતુ મનુષ્ય દેહથી તો આત્યંતિક શ્રેયઃ પ્રાપ્ત કરવાનું છે. ( ૫–૧–૧ ) આ દેહ મર્ત્ય છતાં તેને અર્થસિદ્ધિ આપનાર માની સંસારરૂપી સાગર તરવાનું તથા જન્મ મરણના ફેરામાંથી મુક્ત થવાનું સાધન સમજે છે. ( ભા. ૧૧, ૨૦, ૧૪ ) દુર્લભ દેહ તથા કર્ણધારરૂપી ગુરુ પ્રાપ્ત થયા છતાં અને પ્રભુ સાનુકુલ છતાં ભવસાગર તરવાની ઇચ્છા

નહિ રાખનારને આત્મહત્યારો માને છે. (૧૧-૨૦-૧૭) મોક્ષ પ્રાપ્ત કરવાના સાધનરૂપ મનુષ્ય દેહ પ્રાપ્ત થયા છતાં વિષયનું સેવન કરનારને ઠગાએલા તથા આત્મહત્યારા માને છે.

આર્યભૂમિ અલૌકિક છે. તે ભૂમિના ઇશ્વરપ્રણીત વેદ, ઉપનિષદો, ગીતા તથા શ્રીભાગવતાદિક ગ્રંથોમાં અલૌકિક ધર્મોનું પ્રતિપાદન કરવામાં આવ્યું છે. આ ગ્રન્થો વાંચનારને વિદિત છે કે અનેક જીજ્ઞાસુઓએ તથા મુમુક્ષુઓએ મોક્ષ અથવા પ્રભુ પ્રાપ્ત કરવાનાં સાધનોનો ઉપદેશ દેવા ઇચ્છા જણાવી છે. ફક્ત શ્રી ભાગવતમાંજ સંખ્યાબંધ પ્રશ્નો પૂછવામાં આવ્યા છે અને તેના ઉત્તર આપવામાં આવ્યા છે. શૌનકે સૂતને, શ્રીવેદવ્યાસે નારદને, પરિક્ષિતે શ્રીશુકદેવજીને, નારદે બ્રહ્માને, બ્રહ્માએ ભગવાનને, વિદૂરે મૈત્રેયને, દેવહૂતિએ શ્રીકપિલને, ધ્રુવે નારદને, પ્રાચિન બર્હિએ નારદને, રહૂગણ રાજાએ જડભરતને, વિષ્ણુદૂતે યમદૂતને, યુધિષ્ઠિરે નારદને, નિમિરાજાએ યોગેશ્વરોને અને ઉદ્ધવે શ્રીકૃષ્ણ ભગવાનને અતિ વિનયથી પૂછેલા પ્રશ્નો પૈકીના નીચેના ખાસ મનન કરવા જેવા છે. પ્રભુનું સ્વરૂપ કેવું છે? પ્રભુ બ્રહ્માદિકરૂપ શી રીતે ધારણ કરે છે? પ્રભુને ઇચ્છા નહીં છતાં રમણ કરવાની કેમ ઇચ્છા થાય છે? ક્રીડા કરવા પ્રભુ આ જગત કેવી રીતે સર્જે છે, પાળે છે અને લય કરે છે? પ્રભુ સાકાર છે કે નિરાકાર છે! પ્રભુના દિવ્ય સ્વરૂપનાં દર્શન કેને થાય છે? તેવાં દર્શનથી શું ફળ પ્રાપ્ત થાય? પ્રભુના કેવા સ્વરૂપનું કેવી રીતે ધ્યાન ધરવું? જીવનું સ્વરૂપ કેવું છે? જીવનો પ્રભુ પ્રતિ શો ધર્મ છે? જગતનું સ્વરૂપ કેવું છે? અહંતા મમતાત્મક સંસારનું સ્વરૂપ કેવું છે? વેદ વિહિત કર્મો વેદમાં કહ્યા પ્રમાણે કરવાથી કેવું ફળ પ્રાપ્ત થાય છે! તેવાં કર્મ સકામ કે નિષ્કામપણે કરવાં? સકામ કર્મ કરવાથી શું ફળ મળે? મનુષ્યનું કર્તવ્ય શું છે? આત્માને બંધ તથા મોક્ષ શાથી થાય છે? મોક્ષ પ્રાપ્ત કરવાનાં અનેક સાધનો છે તેમાં પરમ કલ્યાણનો ઉત્તમ માર્ગ કયો છે! ધર્મો ઘણા છે તેમાં

ધર્મરૂપ પ્રભુ કયા ધર્મોના સેવનથી પ્રસન્ન થાય છે? જ્ઞાનનું સ્વરૂપ કેવું છે? ભક્તિ કેટલા પ્રકારની છે? તેમાં કયી ભક્તિને ઉત્તમ કહેવાય? ઉત્તમ ભક્તિનાં લક્ષણો કેવાં હોય? કયા ધર્મોને ભાગવત ધર્મ કહેવા? માયા એટલે શું? તે તરવાનો ઉપાય કયો? કયા પ્રકારની ભક્તિ જ્ઞાનનું અંગ છે? કેવા પ્રકારની ભક્તિનું જ્ઞાન અંગ છે? પરા ભક્તિ શી રીતે પ્રાપ્ત થાય? ગુણાતીત શી રીતે થવાય? ગુણાતીતનાં લક્ષણો કેવાં હોય? કયી ભક્તિને અનન્ય અને નિષ્કામ કહી શકાય? પરાભક્તિથી શું ફલ પ્રાપ્ત થાય? પ્રભુને અવતારો લેવાના પ્રયોજનો શા છે? કયા અવતારમાં પ્રભુએ શી લીલાઓ કરી છે? વિગેરે.

સંસાર બંધનમાંથી મુક્ત થઈ મોક્ષ અથવા પ્રભુને પ્રાપ્ત કરવા એજ શાસ્ત્રકારોનું નિશાન હતું અને હોવું જોઈએ. તેજ નિશાન આપણું પણ હોય તોજ તેમનો ઉપદેશ રુચિકર અને બુદ્ધિગ્રાહ્ય જણાય. શાસ્ત્રોના સિદ્ધાન્તો સૌને એક સરખી રીતે રુચિકર જણાતા નથી અને જણાવાના નથી.

હાલના સમયમાંજ આસુરી પ્રકૃતિવાળા માણસો છે એમ માનવાનું નથી. કલિયુગમાં તેવાની સંખ્યા વધારે હોય છે એ ખરૂં છે પણ પુરાણો, રામાયણ, મહાભારત વગેરે ગ્રન્થો જોતાં ભિન્નભિન્ન પ્રકૃતિવાલા માણસો સત્યયુગ, ત્રેતા, દ્વાપરમાં પણ હતા એમ જણાય છે. દુર્યોધન રાજાએ સભામાં દ્રૌપદીના ચીર ખેંચવાનું અઘોર પાપ કર્યું અને બીજાં પણ અનેક પાપો કર્યાં તેથી તે વખતના ધર્મપરાયણ માણસોને ત્રાસ થયો હશે, વેન જેવા ધર્મદ્રોહી રાજા જુના વખતમાં થઇ ગયા છે. અશ્વત્થામા જેવા બ્રાહ્મણે પાંડવોના નિદ્રાવશ થએલા બાળકોને મારી નાખ્યા હતા. રાવણે સતી સીતાનું હરણ કર્યું હતું, કેટલાક ઋષિઓ મન ઉપર કાબુ મેળવવા એકાન્ત સ્થળનું સેવન કરી વર્ષો સુધી તપ કરતા હતા. તેમ છતાં તેઓ વિષયાસક્ત થઇ

સ્થાનમાંથી ભ્રષ્ટ થયા હતા, ટુંકામાં સૃષ્ટિનો આવિર્ભાવ થયો, ત્યારથી દૈવી અને આસુરી સંપત્‌ના જીવો જોવામાં આવે છે. આ વિશ્વ પ્રભુનું રમણ–ક્રીડા સ્થાન છે. એમ વેદને પ્રમાણ તરીકે માનનારા સૌ માને છે. રમણ કરવા અનેક પ્રકારની સૃષ્ટિ કરી છે અને પ્રભુએ, ઋષિઓએ, તથા આચાર્યશ્રીઓએ સંસાર બંધનમાંથી મુક્ત થવાના પ્રકૃતિ અનુસાર અધિકાર પરત્વે એક કરતાં વધારે રસ્તા વેદ, ગીતાદિક ગ્રંથોમાં બતાવ્યા છે.

શાસ્ત્રોમાં શ્રદ્ધા રાખી તેમાં આપેલા ઉપદેશાનુસાર જીવન ગાળવામાં આવે તો લૌકિક અને અલૌકિક કલ્યાણ થાય એ નિઃશંક છે. કેવળ ગ્રન્થો વાંચવાજ એ બસ નથી. વાંચનારા તો ઘણા છે પરંતુ શાસ્ત્રોના સિદ્ધાંતો જાણી આપણા જીવનમાં કેટલે અંશે અમલ કરવામાં આવે છે તેનો હીસાબ દરેક સુજ્ઞ મનુષ્યે રોજ કાઢવો જોઇએ. **આત્મ નિવેદન ભાગવત ધર્મોમાં શિરોમણિ ધર્મ છે તેનું સેવન કરવાનો હરકોઈ વર્ણ તથા આશ્રમવાળાને અધિકાર** છે. આ ધર્મ એવો છે કે તેનું પ્રમાણિકપણે સેવન કરવાથી આ લોક અને પરલોક સુધરે છે. એવું નીચેની હકીકતથી સ્પષ્ટ થશે.

**અહંતા મમતાનો ત્યાગઃ**—અહંતા મમતા મુમુક્ષુના વૈરી હોવાથી તેનો ત્યાગ કરવો જોઇએ. જીવ ભગવદંશ છતાં તેમાં આનંદનો તિરોભાવ થવાથી અવિદ્યાને લીધે તે દુષ્ટ છે. તેને પોતાના મૂળ સ્વરૂપનું તથા કર્તવ્યનું ભાન નથી. આપણા સેંકડાં સગાં, સંબંધી સ્નેહીઓ મુસાફરી પુરી થતાં ચાલ્યા ગયા છે. ચક્રવર્તિ રાજાઓ ચાલ્યા ગયા અને જવાના. દવા તથા સારવારથી આયુષ્ય લાંબુ કરવાનો દાવો રાખનારા વૈદો, હકીમો, ડાક્તરો પણ ચાલ્યા ગયા. ઘણી વખત આપણે સ્મશાનમાં ગયા છીએ, શબને બળતાં જોયાં છે, તોપણ એક વખત મરવાનું છે તેનું આપણને સ્મરણ રહેતું નથી. ભગવદ્‌ગીતાનો ઘણાખરા પાઠ કરીએ છીએ તેમ છતાં

" जन्ममृत्युजराव्याधिदुःखदोषानुदर्शनम् "ની આજ્ઞાનો આપણા જીવનમાં ભંગ કરીએ છીએ. અને અહંતા મમતાનુંજ સેવન કરી રહ્યા છીએ. દુનિયામાં અનેક પ્રકારના કલેશો અને પાપો જોવામાં આવે છે તે લૌકિકાસક્તિ–મમત્વને લીધેજ છે. કામ, ક્રોધ, લોભ, ઈર્ષ્યા, દ્વેષાદિક દોષોનું મૂળ મમત્વ આસક્તિજ છે. લૌકિકાસક્તિ એજ જડવાદ છે. લૌકિકાસક્તિ હોય ત્યાં ધર્મપરાયણતા અને પ્રભુપરાયણતા હોય નહીં. જે કુટુંબમાં, ગામમાં, શહેરમાં, દેશમાં, દ્રવ્યાદિકમાં મમત્વ હોય ત્યાંજ અનેક પ્રકારના કલેશો જોવામાં આવે છે. લૌકિકાસક્ત મનુષ્ય પોતાનું, પોતાના કુટુંબનું, દેશનું કે જગતનું કલ્યાણ કરી શકતો નથી. એટલુંજ નહિ પણ તેનાથી અકલ્યાણ થાય છે. તેથી લૌકિકાસક્તિના ત્યાગ ઉપર આપણા શાસ્ત્રોએ ઘણો ભાર દીધો છે. અહંતા મમતાના ત્યાગ માટે આત્મનિવેદનજ રામબાણ ઉપાય છે. બીજા કોઈ સાધનથી મુમુક્ષુના કટ્ટા વૈરીનો પરાભવ થઈ શકતો નથી. આવો તમામ શાસ્ત્રોનો સિદ્ધાન્ત છે. આપણા સંપ્રદાયના શિક્ષાપત્રો ઘણાખરા વૈષ્ણવો વાંચે છે. તેમાં કરેલી આજ્ઞાઓ અને આપણા જીવનની પ્રમાણિકપણે સરખામણી કરતાં સહજ જણાશે કે વૈષ્ણવત્વ આપણાથી ઘણું દૂર છે. જડવાદનો ચેપ ઘણાખરા વૈષ્ણવોને લાગી ગયો છે તેને લીધે આપણે વૈષ્ણવો રહ્યા નથી. સેવ્ય સેવકનો ભાવ રાખવો એવો જે સંપ્રદાયનો સિદ્ધાન્ત છે. તે સંપ્રદાયમાં ઘણાખરા વૈષ્ણવો પ્રભુની તથા આચાર્યશ્રીઓની આજ્ઞાઓનું પાલન કરવાને બદલે તેનો ભંગ કરે તે શોચનીય છે. આપણા શિક્ષાપત્રોમાં લૌકિકાસક્તિના ત્યાગ વિષે શો ઉપદેશ કર્યો છે તેનું દિગ્દર્શન આ સ્થળે કરવામાં આવે છે.

**ગો. શ્રીહરિરાજીના શિક્ષાપત્રોમાં ઉપદેશઃ**—શ્રી હરિરાયજી ઉપદેશ કરે છે કે પ્રભુની તનુજા સેવા પણ નિરુદ્ધ ચિત્ત વડે કરવી. પ્રભુની સેવામાં જે ઉપકરણો ઉપયોગી હોય તેની રક્ષા કરવા દૈહિક કર્મો કરવા. પોતાની સ્ત્રીમાં અનુરાગ રાખવો તે પણ કેવળ પ્રભુની

સેવા અર્થેજ હોવો જોઈએ, વિષય સુખ માટે નહિ. ( ૧–૩–૪ ) ધનમાં મમત્વ ન રાખવું પરંતુ તે પ્રભુ સેવામાં ઉપયોગી છે તેમ માની તેનું રક્ષણ કરવું અને તેનો ઉપયોગ પણ સેવાર્થે કરવો. પ્રપંચ–સંસારમાં જે માણસો સુખ માને છે તેમનાથી પ્રભુ ઘણા દૂર રહે છે. ( ૨–૧૫ ) સંસારાસક્ત, દુષ્ટનો સંગ કરનાર અને પાપથી દ્રવ્ય પેદા કરનારા દુષ્ટોનું અન્ન ખાવાથી બહિર્મુખ થઇ ગયા હોય તેવાઓની પુષ્ટિમાર્ગમાં સ્થિતિજ નથી. ( ૪–૨૧ ) જળથી જેમ અગ્નિ બુઝાય જાય છે તેમ લૌકિકભાવ ભગવદ્‌ભાવને નષ્ટ કરે છે. ( ૩–૩ ) સંસારાસકતથી ભરત જેવાની દુર્દશા થઇ. પ્રભુમાં ચિત્ત રહ્યું નહિ. હરણીમાં અવસાન વખતે આસક્ત રહ્યું અને પુનર્જન્મ લેવા પડયા. લૌકિકાસક્તિ ભગવદ્‌ભાવનો નાશ કરે છે માટે તેનો ત્યાગ કરવો. ( ૭–૨ ) પ્રભુનો દઢ વિશ્વાસ રાખનાર ભકતે એવો નિશ્ચય રાખવો કે લૌકિક અને વૈદિક દયાનિધિ પ્રભુજ કૃપા કરી સિદ્ધ કરે છે. ( ૭–૨ ) ગૃહસ્થાશ્રમ સેવા માટે ઉપયોગી છે એમ માની વિવાહ કરવો.

પ્રભુના ઉત્તમ ભક્તો–તદીયોનું ચિત્ત ઘણા ભાગે લૌકિક ભોગમાં લાગતુંજ નથી. કદાચ લાગે તો મનને તેમાંથી ખેંચી લેવું. (૭–૫) ભાવ નિધિરૂપ છે. તેનું સર્વથા રક્ષણ કરવું અને ભાવની ક્ષતિ કરનારી તમામ બાબતોનો ત્યાગ કરવો. (૭–૭) પ્રપંચની સ્ફૂર્તિ પણ ના થાય અને પ્રભુમાં ચિત્ત રહ્યા કરે તેનેજ વ્યસન કહી શકાય. લૌકિકાસક્તિના ત્યાગ વિના માનસી સેવા કદી સિદ્ધ થાય નહિ. (૯–૩૧) વૈષ્ણવનો એ ખાસ ધર્મ છે કે તેણે વરાગ્યનું તથા સંતોષનું સેવન કરવું અને સદાનંદ પ્રભુનેજ ભજવા. (૯–૩૫) ત્યાગના બે ભેદ છે–મુખ્ય અને ગૌણ. ગૃહધનાદિકનો ત્યાગ તો ગૌણ છે. મુખ્ય ત્યાગ તો એ છે કે ગૃહ, ધન, શરીર, ઇંદ્રિયો, મન, બુદ્ધિ પ્રાણ વગેરે પ્રભુને અપર્ણ કરવાં. અને પ્રભુ સેવામાંજ

તેને જોડતાં. (૧૭-૧૨). કેવળ ઉદર નિર્વાહાર્થે પ્રવૃત્તિ કરનારને તદીય વૈષ્ણવ કહી શકાય નહિ. (૧૮-૨) લોકનિષ્ઠાને માર્ગ જુદો છે અને ભગવન્માર્ગનિષ્ઠાનો માર્ગ જુદો છે. લૌકિકમાં નિષ્ઠા રાખનારને ભગવન્માર્ગમાં નિષ્ઠા હોય નહિ. (૨૧-૮) લૌકિક નિષ્ઠા જડવાદનો માર્ગ છે. ભગવન્માર્ગનિષ્ઠા ઉંચી કોટિના વૈષ્ણવ અને મુમુક્ષુનો માર્ગ છે. ભક્ત શિરોમણિ પ્રહ્‌લાદે કહ્યું છે કે વિષયમાં જેની મતિ હોય તેની મતિ પ્રભુમાં કદી હોઇ શકે નહિ. તેવીજ રીતે શ્રીહરિરાયજી ઉપદેશ કરે છે કે પ્રપંચનું સ્મરણ કરનારનું પ્રભુમાંચિત્ત હોઇ શકે નહિ. (૩૦-૧) ગૃહાદિકમાં મમત્વ શી રીતે નષ્ટ થાય એવો કોઇ પ્રશ્ન કરે તો તેના ઉત્તરમાં શ્રીહરિરાયજી કહે છે કે તેને માટે તો એકજ ઉત્તમ રસ્તો છે અને તે એ છે કે શ્રીકૃષ્ણના અર્થેજ ગૃહાદિકને યોજવા. કયા ભાવને સર્વભાવ કહી શકાય એવા પ્રશ્નના ઉત્તરમાં તેઓશ્રી કહે છે કે લૌકિક વૈદિકના સહજ સર્વ ત્યાગ સાથે પ્રભુમાં નિષ્કામ પ્રેમ રાખવો તે સર્વભાવ છે. કામ, ક્રોદ્ધ, લોભાદિકનું મૂળ લૌકિકાસક્તિજ છે. ભક્તિ માર્ગમાં આ દુર્ગુણો મોટા બાધક છે, કામનો નાશ કરવા વૈરાગ્યનું સેવન કરવું જોઇએ. જે વૈષ્ણવમાં વૈરાગ્ય અને સંતોષ ન હોય તેને વૈષ્ણવ કહી શકાય નહીં. ( ૩૪, ૨૪, ૨૫ ) પ્રભુના કૃપાપાત્ર ભગવદીયો લૌકિકાસક્ત રહે તો તે પ્રભુને રુચતું નથી. તેથી આવા જીવોનું કલ્યાણ કરવા અને તેમના ઉપર અનુગ્રહ કરવા પ્રભુ પોતેજ તેનું લૌકિક બગાડે છે. (૪૧-૨) લૌકિક કાર્યમાં તદીય વૈષ્ણવોએ પ્રભુની આજ્ઞા લઇ ખાસ આવશ્યક ખર્ચ કરવાનો છે. પરન્તુ કમળ જેમ જળને સ્પર્શ કરવા દેતું નથી તે પ્રમાણે ભગવદીયે પણ અહંતા મમતાત્મક સંસારને સ્પર્શ થવા દેવો જોઇએ નહિ. આવા ભગવદીયોનું નિશાન પ્રભુજ હોવું જોઇએ. જેટલે દરજ્જે લૌકિકમાં ચિત્ત રહે તેટલે દરજ્જે પ્રભુમાં ઓછું રહે.

અહંતા મમતા, લૌકિકાસક્તિનો ત્યાગ કરવા ગોસ્વામી શ્રીહરિ-

રાયજીએ શિક્ષાપત્રોમાં કેવો ઉપદેશ કર્યો છે તે આ ઉપરથી સમજાયું હશે. તેઓશ્રીએ આપણા ઉપર અનુગ્રહ કરવા ત્રણસો ઉપરાંત નાના મોટા ગ્રન્થો રચ્યા છે. તમામ ગ્રન્થો મનન કરવા જેવા છે. પુષ્ટિમાર્ગની અને આ સંપ્રદાયના સિદ્ધાન્તોની નિન્દા કરનારા પ્રમાણિક હોવાનો દાવો રાખતા હોય તો તેમણે સંપ્રદાયના સાહિત્ય તથા સિદ્ધાન્તોની માહિતી મેળવવી જોઇએ. વૈષ્ણવોને સંપ્રદાય અને સિદ્ધાન્તોનું કામ છે. સિદ્ધાન્તો ઉત્કૃષ્ટ છે. અમારામાં વૈષ્ણવત્વ જોવામાં ન આવે તો અમને સુધારવાનો ઉત્તમ રસ્તો એજ છે કે અમારા ઉપદેશકોએ વૈષ્ણવ તરીકેનું અનુકરણીય જીવન ગાળી સંપ્રદાયના સિદ્ધાન્તો તરફ પ્રસંગોપાત્ત અમારૂં લક્ષ ખેંચી સ્પષ્ટ શબ્દોમાં કહેવું કે અમો અમારા ધર્મશાસ્ત્રોમાં કરેલી આજ્ઞાઓનો ભંગ કરીએ છીએ, અને તેથી વૈષ્ણવોની પંક્તિમાં મૂકાવાનો અમને જરા પણ હક નથી. આવો રસ્તો ગ્રહણ કરવાથી ઉપદેશકોનું, અમારૂં અને જનસમાજનું કલ્યાણ થશે. સિદ્ધાન્તો જાણવામાં જરા પણ શ્રમ લીધા વિના સંપ્રદાયને વગોવવાથી ઉપદેશકોનું, અમારૂં અને જનસમાજનું કેવળ અકલ્યાણજ થાય છે. માટે સંપ્રદાયના ગ્રંથો વાંચવા સર્વને વિનંતિ છે.

પુષ્ટિમાર્ગના અનુયાયીઓ વેદને નિત્ય અને પ્રભુના નિઃશ્વાસ રૂપ માને છે. સંપ્રદાયમાં વેદને કેવું સ્થાન આપવામાં આવ્યું છે તે જાણવાની ઇચ્છા હોય તેમણે કૃપા કરી શુદ્ધાદ્વૈત સિદ્ધાંત ભાગ ૨ વાંચવો. વૈષ્ણવોની પવિત્ર ફરજ છે કે વેદમાં કરેલી આજ્ઞાઓ પાળવી, તે ઉપરાંત પણ આપણા ઉપર ફરજ રહેલી છે. અક્ષરાતીત પુરુષોત્તમ શ્રીકૃષ્ણે અર્જુનને તથા ઉદ્ધવને શ્રીમુખે ઉપદેશ આપ્યો છે. શ્રીકૃષ્ણનાં વાક્યો એક મહાત્મા નરના કે પ્રભુના અંશાવતારના નથી. વેદના જે પ્રભુ છે તેજ આપણા શ્રીકૃષ્ણ પ્રભુ છે અને તેજ આપણા માટે તો સેવ્ય છે. "**રસોવૈસઃ**" તેજ શ્રીકૃષ્ણ.

કેનોપનિષદ્‌ના સર્વવ્યાપક પ્રભુ એક દેશમાં દિવ્ય સ્વરૂપે પ્રગટ થઇ અગ્નિ વાયુ વગેરે દેવતાઓની પરીક્ષા લઈ તેમનો ગર્વ ઉતારી અંતર્ધ્યાન થઇ ગયા, તેજ આપણા શ્રીકૃષ્ણ ભગવાન છે. અજીત કામદેવને નાથનાર આપણા પ્રભુ છે. વેદની આજ્ઞાઓ પાળવાની આપણી ફરજ છે. તેવી રીતે ઉપદેશ આપતો આપણા પ્રભુએ કરેલી આજ્ઞાઓ પાળવા આપણે બંધાયા છીએ. શ્રીભાગવત પણ આપણું તો સર્વસ્વ છે, પ્રભુતુલ્ય છે, જ્ઞાનાવતાર વેદવ્યાસની સમાધિ ભાષા છે. વેદરૂપી કલ્પતરુનું ફળ છે. જ્ઞાન તથા ભક્તિરસનો સમુદ્ર છે, તેનો ગૂઢ અર્થ કોઈ યથાર્થ સમજ્યું હોય તો તે પ્રભુના મુખારવિન્દ રૂપ અગ્નિ સ્વરૂપ શ્રીવલ્લભાચાર્યજીજ છે.

શ્રીભાગવતમાં કરેલી આજ્ઞાઓ પણ પાળવાની આપણી ફરજ છે. આટલું હાલ કહી અહંતા મમતાના ત્યાગ બાબતમાં શ્રુતિ ભગવદ્‌ગીતા અને શ્રીભાગવત શો ઉપદેશ કરે છે તે આપની પાસે રજુ કરીશ. મુમુક્ષુના કટ્ટા વૈરી અહંતા મમતાના ત્યાગ વિષેના શાસ્ત્રોના સિદ્ધાન્તો લક્ષમાં રાખવાથીજ તમામ સિદ્ધાન્તોના શિરોમણિ ભગવદ્ દત્ત આત્મનિવેદનના ઉપદેશની ખરી કીંમત આંકી શકાશે, તેથીજ તે વિષય ઉપરના શાસ્ત્રોના વિચારોનું દોહન કરી તે વિસ્તારથી મૂકવાનું આવશ્યક જણાય છે.

**શ્રુતિ**—શ્રુતિ મુમુક્ષુ જીવને ઉપદેશ કરે છે કે હે જીવ, ઘર દ્રવ્યાદિકનો ત્યાગ કરવાની પરિપક્વદશા પ્રાપ્ત કરી ન હોય ત્યાં સુધી તે ખુશાથી ભોગવ, પણ તેમાં મમતા, આસક્તિ રાખવાની નથી. મમતાનો ત્યાગ કરીને ભોગવવાના છે. (ઇશોપનિષદ્) ઘર, આત્મા, દ્રવ્ય, પુત્રાદિક મારા છે એવા વિચારનું સેવન કરવાથી તને બંધન રહેશે અને મુક્તિ મળશે નહિ; પણ મારા નથી એવા વિચારનું સેવન કરી જો **મમતા—આસક્તિનો** ત્યાગ કરીશ તો **મુક્તિ** મળશે. મમતાનો, અહંતાનો અને તમામ પ્રકારનો **લૌકિકાસક્તિનો**

ત્યાગ કરનાર શાન્તિ વગેરે ગુણોવાળો મનુષ્ય આત્માને આત્મારૂપે જુવે છે.

**ઉદ્ધવને આપેલો ઉપદેશ**—ઉદ્ધવ ઉંચી કોટીના વૈષ્ણવ–ભાગવત હતા, પ્રભુને પ્રિય હતા. પ્રભુએ શ્રીમુખે કહ્યું છે કે તે મારાથી જરા પણ ન્યૂન નથી. પ્રભુના ખરા ભક્તોમાં દાસત્વ અને દીનતાના ધર્મો હોય છે. તેનો અભાવ હોય તો પ્રભુના પ્રિય ભક્તની પંક્તિમાં મૂકાય નહિ. ઉદ્ધવમાં તે ધર્મો સ્ફુરેલા હતા. સ્વધામમાં પધારતા પહેલાં ઉદ્ધવને ઉપદેશ આપવાની શરુઆત કરી તે વખતે ઉદ્ધવ દીનતાનું સેવન કરી પ્રભુને કહે છે—' હે નાથ, તમારી માયાથી, અવિદ્યા નામની શક્તિથી દેહપુત્રાદિકમાં મને અહંતા મમતા રહે છે અને તેથી મારા કર્તવ્યનું મને ભાન રહેતું નથી. માટે કૃપા કરી આ આપના દાસને કર્તવ્યનો ઉપદેશ કરો.

પ્રભુએ ઉપદેશ દેતાં અનેક સિદ્ધાન્તોનું પ્રતિપાદન કરી જ્ઞાન આપ્યું છે. ગીતાના અને આ ઉપદેશમાં બતાવેલ વિચારોનું પૃથક્‌-કરણ કરવાથી સહજ જણાય છે કે ગીતામાં જે છે તે તમામનો આ ઉપદેશમાં સમાસ થઇ જાય છે, પણ આ ઉપદેશમાં જે છે તે તમામનો ગીતામાં સમાસ થતો નથી કારણ ઘણું સ્પષ્ટ છે. ગીતાનો ઉપદેશ રણસંગ્રામ વખતે અમુક ઉદ્દેશ ધ્યાનમાં રાખી આપવામાં આવ્યો છે અને ઉદ્ધવને આપેલ ઉપદેશ સ્વધામમાં પધારતા પહેલાં અમુક ઉદ્દેશથી અપાયો છે. વળી અધિકાર ભેદ પણ છે. અર્જુને ઉપદેશ લેતી વખતે અમુક પ્રશ્નો પૂછ્યા છે. ઉદ્ધવે અમુક પૂછ્યા છે. હવે ઉદ્ધવને જ્ઞાન આપતાં **અહંતા મમતા, આસક્તિનો ત્યાગ** વિષે પ્રભુ એવી આજ્ઞાઓ કરે છે કે, હે ઉદ્ધવ! માનુષ લોક એ મુક્તિનું દ્વાર છે. આવા દ્વારને પ્રાપ્ત કરી ગૃહાદિકમાં મમત્વ આસક્તિ રાખનાર મનુષ્ય મૂર્ખ છે. કારણ કે મમત્વથી તેની અધોગતિ થાય છે. ( ૧૧–૭–૧૪ ) તમારે તો સ્ત્રી, પુત્ર,

ઘર, દ્રવ્ય, સગાસંબંધી, વગેરેમાં આસક્ત નહિ રહેતાં ઉદાસીન રહેવું. (૧૧–૧૦–૭) પુત્ર, દારા, સગાસંબંધીઓનો સંગમ તો મુસાફરના જેવો છે. આવી રીતે અહંતા અને મમતાનો ત્યાગ કરી મુસાફરીની માફક ઘરમાં રહેનારને બન્ધન થતું નથી. પરન્તુ પુત્ર, ધન, ગૃહાદિકમાં આસક્ત રહેનારો કૃપણ બુદ્ધિવાળો, અહંતા અને મમતાનું સેવન કરવાથી બંધાય છે. ( ભા. ૧૧–૧૭–૫૬ ) સંસારાસક્તના મનમાં એવાજ વિચારો આવે છે કે, મારાં ઘરડાં માતા અને ન્હાનાં છોકરાંઓ વગેરે મારા વિના કેવી રીતે જીવી શકશે? આવી ઘરનીજ ચિંતાથી જેનું ચિત્ત વિક્ષિપ્ત થયું છે એવો મૂઢ બુદ્ધિવાળો વિષયોનુંજ રાત દિવસ ધ્યાન કરે છે અને તેને લીધે તે મરણ પછી સ્થાવરાદિક તામસી યોનિમાં અવતરે છે. "**અન્ધં વિશતે તમઃ**" મૂર્ખ કોને કહેવો એ પ્રશ્ન પૂછતા હો તો તેનો એ ઉત્તર છે કે, દેહાદિકમાં અહંબુદ્ધિ રાખનાર મૂર્ખ છે, અહંતા મમતાનું સેવન કરનાર દુષ્ટ પુરૂષ સંસારરૂપી સાગરમાં ભટક્યા કરે છે. ( ૧૧–૨૩–૫૦ ) ઉપદેશના અન્તે ઉદ્ધવે પ્રભુને હાથ જોડી વિનંતિ કરી કે આપે જ્ઞાનરૂપી દીવો આપી મને કૃતાર્થ કર્યો છે. અનુગ્રહથી કૃતાર્થ થયેલો આપના ચરણનું શરણ છોડી બીજા કોને શરણે જાય? મારા સગાઓમાં **સ્નેહની દૃઢ પાશ** હતી તેને આપે જ્ઞાન આપી કાપી નાંખી છે. હવે આપની પાસે એવો વર માગું છું કે, આપના ચરણારવિંદમાં મને "અનપાયિની" અખંડ પ્રીતિ રહો. હું આપનો શરણાગત છું. ( ૧૧–૨૯–૩૯ )

**અર્જુનને આપેલો ઉપદેશ**—"एकं शास्त्रं देवकीपुत्रगीतं" ગીતા માટે શ્રીવલ્લભપ્રભુ નિબન્ધમાં આવા ઉદ્ગારો કાઢે છે. અર્જુનને જ્ઞાન આપતાં પ્રભુએ અહંતા મમતા અને આસક્તિના ત્યાગ વિષે એવી આજ્ઞાઓ કરી છે કે શાન્તિ પ્રાપ્ત કરવી હોય તો અહંતા મમતાનો ત્યાગ કરવોજ જોઇએ. જ્યાં સુધી અહંતા મમતા છે ત્યાં

સુધી શાન્તિ મળવાની નથી. અહંતા મમતાનો ત્યાગ કરનારજ ઉંચી કોટિનો વૈષ્ણવ છે અને તેજ મને પ્રિય છે ( ગી. ૧૨-૧૩ ) અહંતા મમતાના ત્યાગ વિના ભક્તિમાર્ગમાં પ્રવેશ કરવાનો અધિકાર પ્રાપ્ત થતો નથી. તેવી રીતે જ્ઞાનમાર્ગમાં પ્રવેશ કરવો હોય તો તેને માટે પણ પુત્ર દારા ગૃહાદિકમાંથી મમત્વ આસક્તિ કાઢી નાંખવી જોઇએ. લૌકિકાસક્તને ભક્તિ સિદ્ધ થતી નથી તેમ તેને જ્ઞાન પણ સિદ્ધ થતું નથી તથા સંસારનું સ્વરૂપ અશ્વત્થના જેવું છે. તેનાં મૂળ ઘણા ઉંડા છે. તેને (સંસારને) અસંગ અનાસક્તિરૂપી શસ્ત્રવડે છેદવાનો છે. આ શસ્ત્ર ધારણ કર્યા વિના મોક્ષના માર્ગે જવાતું નથી (ગી. ૧૫-૩/૪) અહંતા મમતાનો ત્યાગ કર્યા વિના કોઇ પણ જીવ બ્રહ્મભાવને પામવા સમર્થ થતો નથી. ( ગી. ૧૮-૫૩ ) જ્યાં સુધી લૌકિક ગૃહાદિકમાં રાગ, મમતા, આસક્તિ છે ત્યાં સુધી પ્રભુમાં સ્થિર બુદ્ધિ થતી નથી. રાગનો ત્યાગ એ " સ્થિર બુદ્ધિ "નું લક્ષણ છે. (ગી. ૨-૫૬) અનાસક્ત રહી ઇન્દ્રિયોને વશ રાખી વિષયો ભોગવનાર પ્રસાદને પામે છે. રાગાદિકનો ત્યાગ કરી મારામાં ચિત્ત રાખનાર તથા મારો આશ્રય રાખનારજ મારા ભાવને પામી શકે છે. (૪-૧૦).

પ્રભુ સેવ્ય છે, જીવ સેવક છે, દાસ છે, ભૃત્ય છે. આવો સિદ્ધાન્ત શ્રીગીતાનો હોવાનો સ્વીકાર શ્રી આદિ શંકરાચાર્યે કર્યો હોય તો બતાવો. એવો કોઈ પ્રશ્ન કરે તો કૃપા કરી ગીતાનો શ્લોકો ૩-૩૦ અને ૫-૧૦ ઉપરના ભાષ્ય તરફ તેમનું લક્ષ ખેંચશો એટલે માયાવાદનું પ્રતિપાદન કરનાર તથા જ્ઞાનમાર્ગને ઉત્તમ માનનાર શ્રી શંકરાચાર્યનો શો મત છે તે પ્રશ્ન પૂછનાર જિજ્ઞાસુના જાણવામાં આવે. શ્રી શંકરાચાર્ય ઉક્ત બન્ને શ્લોકોની ટીકામાં પ્રભુના ઉપદેશનો એવો આશય પ્રતિપાદન કરે છે કે પ્રભુના ભકતો એવાજ વિચારનું સેવન કરે છે કે પ્રભુ સેવ્ય છે, કર્તા હર્તા છે, હું તેમનો દાસ છું, જગતના અને જીવના સ્વામી પ્રભુના અર્થેજ મોક્ષ ફળની ઇચ્છાનો

પણ ત્યાગ કરી સર્વ કર્મો મારે કરવાનાં છે, આવો ગીતાનો સિદ્ધાન્ત હોવાનું શ્રીઆદિશંકરાચાર્ય પોતે નિઃસંદિગ્ધ ભાષામાં સ્વીકાર કરે છે.

**શ્રીભાગવતમાં ઉપદેશ**—શ્રુતિની તથા પ્રભુએ અર્જુન તથા ઉદ્ધવને ઉપદેશ દેતાં શી આજ્ઞા કરી છે તે કહી ગયા. હવે શ્રીભાગવતમાં જુદા જુદા જીજ્ઞાસુઓને શ્રી શુક, કપિલદેવ, નારદ, યોગેશ્વરો વગેરેએ આ બાબતમાં શો ઉપદેશ કર્યો છે તે તથા સ્તુતિકારોએ પોતપોતાની સ્તુતિમાં **અહંતા મમતાના ત્યાગ વિષે** કેવા વિચારો જણાવ્યા છે. તે જોઇએ. પ્રભુ હસ્તિનાપુરથી દ્વારકા પધારવા વિદાય થયા ત્યારે કુંતાજીએ તેમની સ્તુતિ કરી છે. તે સ્તુતિ દરેક વૈષ્ણવે મનન કરવા જેવી છે. પાંડવ કુટુંબમાં કુન્તાજીને પ્રભુમાં અન્ય ભાવ હતો અને તેમનો અનન્ય ભાવ હતો અને તેમનો એવો દૃઢ આશ્રય હતો કે પુનર્જન્મોમાં પણ પુનર્ભવને મટાડનાર "**અપુનર્ભવ દર્શન**" એવા પ્રભુના દિવ્ય સ્વરૂપના દર્શન થવાનો સંભવ હોય તો તેમણે પ્રભુની સ્તુતિ કરતાં વિપત્તિઓજ માગી હતી.

त्रिपदः सन्तु नः शश्वत्तत्र तत्र जगद्गुरो ।
भवतोदर्शनं यत्स्यादपुनर्भवदर्शनम् ॥ १–८ अ.

સ્તુતિમાં પ્રભુના સ્વરૂપનું યથાર્થ પ્રતિપાદન કરી પ્રભુના પ્રાગટ્યનાં કારણો સૂચવી, પાંડવો ઉપર અનેક કરેલા ઉપકારોનું વર્ણન કરી, સ્તુતિના છેલ્લા ભાગમાં કુન્તાજી પ્રભુ પાસે બે વરદાન માગે છે. પહેલું વરદાન એવું માગ્યું કે હે વિશ્વેશ ! મારા સગા-સંબંધીઓમાં મને દૃઢ સ્નેહ પાશ છે તે કૃપા કરી કાપો. અસંગરૂપી શસ્ત્રથી અહંતા મમતાત્મક સંસારને કાપ્યા વિના પ્રભુમાં અવિચ્છિન્ન ભાવ પ્રાપ્ત થઇ શકે નહિ તેથી પ્રથમ સ્નેહપાશ કાપવાની વિનંતિ કરી અને ત્યારબાદ શ્રીગંગાજીના અવિચ્છિન્ન પ્રવાહના જેવો પ્રભુમાં અવિચ્છિન્ન પ્રેમ રહ્યા કરે એવો વર માગ્યો. ( ૧–૮–૪૩ ) ન તૂટે તેવી આ પ્રેમની ધારાને પુષ્ટિભક્તિ કહેવાય છે.

મુક્તિ પ્રાપ્ત કરવાની ઇચ્છાવાળાએ અવસાન વખતે શું કરવું તેવા પ્રશ્નના ઉત્તરમાં શ્રીશુકદેવજી ઉપદેશ કરે છે કે, મૃત્યુના ભયનો ત્યાગ કરી દેહાદિકમાંથી અસંગરૂપી શસ્ત્ર વડે સ્પૃહાને કાપી નાંખવી. આજકાલ શ્રીભાગવતનું શ્રવણ આપણે ઘણીવાર કરીએ છીએ તેમ છતાં તે સિદ્ધ થતું નથી તેનું કારણ એ જ છે કે આપણે સંસારાસક્ત રહી શ્રવણ કરીએ છીએ. શ્રોતાઓના ત્રણ ભેદ છે કયા શ્રોતાને ઉત્તમ, કેને મધ્યમ અને કેને કનિષ્ટ કહેવા તે જાણવાની ઇચ્છા હોય તો શ્રીવલ્લભાચાર્યનો 'પંચપદ્યાનિ' નામનો ગ્રન્થ વાંચવો. ઉત્તમ શ્રોતા શ્રવણમાં ઉત્સુક રહે છે. લૌકિક વૈદિકમાં અનાસક્ત રહી કેવળ પ્રભુના ભજનાનંદના રસમાં જ તલ્લીન રહે છે. પરીક્ષિત શ્રીભાગવતનું શ્રવણ કરવા બેઠા ત્યારે તેમણે રાજ્ય, પુત્ર, ઘર, દ્રવ્ય, સગાં સંબંધીઓ વગેરેમાંથી મમતા, આસક્તિનો ત્યાગ કર્યો હતો. બ્રહ્માજી નારદને એવો ઉપદેશ આપે છે કે પ્રભુની માયાથી મોહ પામેલા દુષ્ટ બુદ્ધિવાળાઓજ અહંતા મમતાનું સેવન કરે છે. (૨–૫–૧૩) નિષ્કપટ ભાવથી પ્રભુના ચરણારવિન્દનો સર્વાત્મભાવથી આશ્રય કરનારા ઉપર પ્રભુ દયા કરે છે ત્યારે જ તે પ્રભુની દેવ-માયાને તરી શકે છે. પરંતુ અહંતા મમતાનું સેવન કરનારા કદી માયાને તરી શકતા નથી. (૨–૭–૪૨) દેવતાઓ સ્તુતિમાં કહે છે કે હે નાથ ! અહંતા મમતાનું સેવન કરનારા સ્ત્રી ગૃહાદિકમાં આસક્તિ રાખે છે. આવા માણસોના હૃદયમાં બિરાજતાં છતાં આપ તેમનાથી દૂર રહો છો. ટૂંકામાં સંસારાસક્તને હૃદયમાં પ્રભુનો કદી સ્પર્શ થતો નથી. (૩–૫–૪૩) બ્રહ્મા સ્તુતિમાં કહે છે કે હે પ્રભુ ! મનુષ્ય જ્યાં સુધી તમારા ચરણનો આશ્રય લેતો નથી ત્યાં સુધી તમામ પ્રકારના તાપના કારણ રૂપ મમત્વ રહ્યા કરે છે. અને મમત્વ રહે ત્યાં સુધી દ્રવ્ય ગૃહાદિક તમામ લૌકિકના સંબંધમાં શોક, સ્પૃહા, લોભ, રહ્યા કરે છે. ( ૩–૯–૬ ) દેવહૂતિએ શ્રીકપિલ પાસે જ્ઞાન માગતાં શરુ-આતમાંજ વિનતી કરી કે માયાથી મને અહંતા મમતાનો દુરાગ્રહ

રહે છે તે તમે દૂર કરો. ( ૩–૨૫–૧૦ ) કપિલે માતાને ઉપદેશ આપ્યો કે–ચિત્ત ગુણમાં આસક્ત રહે તો જીવને બંધન રહે છે અને પ્રભુમાં આસક્ત રહે તો મુક્તિ મળે છે. ( ૩–૨૬–૧૫ )

દુનિયામાં જે પાપો થાય છે તે કામલોભાદિકને લીધેજ છે. અને કામલોભાદિક અહંતા મમતા અને અભિમાનથી ઉત્પન્ન થાય છે. જ્યાં સુધી તેનો ત્યાગ કર્યો નથી ત્યાં સુધી અંતઃકરણ શુદ્ધ થતું નથી. ( ૩–૨૫–૧૬ ) જે મનુષ્ય આ લોક અને પરલોકની પણ સ્પૃહાનો ત્યાગ કરી દ્રવ્યાદિકમાં અનાસક્ત રહી અનન્ય ભાવથી પ્રભુની ભક્તિ કરે તેજ સંસાર સાગરને તરી મુક્તિ પામે છે ( ૩–૨૫–૩૯ ) બ્રાહ્મણોમાં ઘણા વેદનો અભ્યાસ કરે છે અભ્યાસ કર્યા છતાં જો તે સંસારાસક્ત રહેતા હોય તો કેવળ અભ્યાસથી ફળ મળતું નથી. બ્રાહ્મણોમાં જે "મુક્તસંગઃ" છે તેજ ઉત્તમ છે. શ્રીકપિલદેવ સ્કંધ ૩ અધ્યાય ૩૦ શ્લોક ૨ થી ૫૮ સુધીમાં આપણા જેવા સંસારાસક્તને આબેહૂબ ચિતાર આપે છે તે મનન કરવા જેવો છે. પાંચમા સ્કંધના અ. ૧૩–૧૪ મા ભવાટવીનું વર્ણન છે તે પણ મનનીય છે. જીવના કલ્યાણ માટે પ્રભુએ તથા શાસ્ત્રકારોએ શ્રમ લેવામાં બાકી રાખી નથી પણ દુર્ભાગ્યે આપણને ખરા કર્તવ્યનું ભાન રહેતું નથી. અહંતા મમતાનો ત્યાગ ગરીબ માણસોજ કરી શકે અને રાજાઓ, મંત્રીઓ તથા ધનાઢ્ય માણસો કરી ન શકે એવો નિયમ નથી. પ્રભુની કૃપા થાય એટલે ચક્રવર્તી રાજાઓ તથા ધનાઢ્યોની બુદ્ધિ પણ સુધરે છે. પ્રભુને અકિંચનત્વ પ્રિય છે. અલક્ષ્ય પ્રભુ અકિંચનને ગોચર છે. ધર્મ રાજાને તમામ વૈભવો હતા, તેમ છતાં તેમાં પ્રીતિ નહી રાખતાં તેઓ કામનાઓનો ત્યાગ કરી પ્રભુના ચરણારવિન્દનો દૃઢ આશ્રય રાખતા હતા. (૧–૧૨–૪–૬) સ્વાયંભુવ મનુને વૈભવોનો પાર ન હતો છતાં તેઓ એવા તો પ્રભુ પરાયણ હતા કે વૈભવો તેમનું ચિત્ત ડગાવી શક્યા

નહી. પૃથુ પણ ચક્રવર્તિ રાજા હતા. સાનકાદિકોએ તેમને ઉપદેશ આપ્યો તે વખતે તેમણે જે ઉદ્ગારો કાઢયા તેનું કદી વિસ્મરણ થવું નહિ જોઇએ. કુમારોને તેમણે કહ્યું કે મારી પાસે જે કાંઈ છે તે સાધુ પુરૂષોનું "ઉચ્છિષ્ટ છે" તેમનો પ્રસાદ છે. મારૂં તે ઉપર સ્વામિત્વ નથી. હું તમને શું આપું? આ પૃથુરાજાએ પોતાના પ્રાણ, દારા, રાજ્ય, પુત્રાદિક તમામ અર્પણ કરી દીધાં હતાં; તે ઉપર પોતાની માલીકી નહી માનતાં પ્રભુજ તેમનો માલીક છે તેવા વિચારનું તે સેવન કરતા હતા. આ રાજાના આખ્યાનમાં શાસ્ત્રકાર સૂર્યનું દૃષ્ટાન્ત આપી કહે છે કે તેમણે અહંતા મમતાનો ત્યાગ કર્યો હતો. ઈંદ્રિયોના વિષયોમાં તેઓ અનાસક્ત રહેતા અને સામ્રાજ્ય છતાં તથા ઘરમાં રહ્યા છતાં કમળની માફક રહી સંસારનો સ્પર્શ થવા દેતા નહિ. આવી રીતે ગૃહસ્થાશ્રમમાં રહી તેમણે પુત્રોને ઉત્પન્ન કર્યાં (૪-૨૨-૪૩ થી ૫૩) રાજા અંબરીષનું જીવન પણ તેવાજ પ્રકારનું હતું. ભરત પ્રભુપરાયણ રહેતા પણ હરિણીની સેવા કરતા હતા તેથી તેનામાં અવસાન વખતે ચિત્ત રહ્યું તેથી જન્મો લેવા પડ્યા. તેઓ જે કામ કરતા હતા તે પુણ્યનું હતું પરન્તુ અવસાન વખતે લૌકિક બાબતમાં ચિત્ત રહ્યું અને પ્રભુમાં ન રહ્યું તેનું ફળ તેમને ભોગવવું પડ્યું. અવસાન વખતે જેને જેવું અવલંબન અગર જેને જેવી વૃત્તિ તેને તેવું ફલ પ્રાપ્ત થાય છે. આ શાસ્ત્રોનો નિઃસંદિગ્ધ સિદ્ધાન્ત છે.

આ સ્થળે પ્રિયવ્રતના જીવન સંબંધી ટુંકામાં લખવાની જરૂર છે. પરિક્ષીતે એવી શંકા કરી કે દારા, ઘર, પુત્રાદિકમાં આસક્ત રહેનાર ગૃહસ્થાશ્રમીને પ્રભુમાં ચિત્ત રહે અને તેને મુક્તિ મળે તે મને નવાઇ જેવું લાગે છે. આ પ્રશ્નના ઉત્તરમાં શ્રીશુકદેવજી બ્રહ્માજીનાજ વાક્યમાં એવો ઉપદેશ કરે છે કે ઘરનો ત્યાગ કરી વનમાં રહેનાર પણ જો પ્રમત્ત હોય એટલે કે કામ ક્રોધાદિક

દુર્ગુણોને તે ભેગા લઈ ગયો હોય તો વનમાં રહેવાથી અને ગૃહસ્થાશ્રમનો ત્યાગ કરવાથી શું ફળ છે? બીજી તરફથી પ્રભુમાં પ્રીત રાખનાર અને ઇંદ્રિયો ઉપર કાબુ મેળવનાર ઘરમાં રહી ગૃહસ્થાશ્રમ ભોગવે તો તેથી તેનું શું અનિષ્ટ થવાનું છે? કામ, ક્રોધાદિક છ શત્રુઓ જીતવાની ઇચ્છા રાખનારે તો ઘર રૂપી કિલ્લામાં રહી ગૃહસ્થાશ્રમ ભોગવવાની સાથે તે શત્રુઓનો પરાભવ કર્યા પછી તેની ઇચ્છામાં આવે ત્યાં રહે આજ ખરો પુરુષાર્થ છે. (૫–૧–૧૭/૧૮)

શ્રીઋષભદેવજી પ્રભુના અંશાવતાર હતા. મોક્ષધર્મનો ઉપદેશ દેવા માટે તેમનો અવતાર હતો. તેમ છતાં તેમણે ગૃહસ્થાશ્રમ ભોગવી પુત્રો કેમ ઉત્પન્ન કર્યા? એવા પ્રશ્નના ઉત્તરમાં શાસ્ત્ર કહે છે કે ગૃહસ્થાશ્રમીઓને ગૃહસ્થાશ્રમના ધર્મો શીખવવા તેમણે પણ ગૃહસ્થાશ્રમ ભોગવ્યો. ભોગવતા છતાં તેઓ કદી પોતાનું નિશાન ચુક્યા નહિ અને ઉંચામાં ઉચા ભાગવત ધર્મોનું સેવન કરી તેનોજ બોધ કર્યો. તેમના નવ યોગેશ્વર પુત્રો પણ પરમ ભાગવતો હતા અને તેમણે ભાગવત ધર્મોનોજ ઉપદેશ કર્યો છે.

ભક્ત શિરોમણિ પ્રલ્હાદે પોતાના પિતાને તથા શિષ્યોને એવો ઉપદેશ કર્યો છે કે જે માણસો વિષયોમાં આસક્ત રહેનારા છે અને જેઓ સંસારાસક્ત છે તેમનું ચિત્ત ભગવાન શ્રીકૃષ્ણમાં કદી રહેતું નથી. બ્રાહ્મણમાં ગમે તેવું પાંડિત્ય હોય પણ જો તે દંભી, અભિમાની હોય અને પ્રાણાદિક પ્રભુને તેણે અર્પણ કર્યા ન હોય તો તેનાથી પ્રાણાદિક દાસ ભાવથી અર્પણ કરનારા ચાંડાળને ઉત્તમ માનું છું. પ્રભુને પ્રિય થવામાં દાસ ભાવની અને અર્પણ બુદ્ધિની જરૂર છે. (૭–૯–૧૦)

**લૌકિકાસક્તિ, અહંતામમતાત્મક સંસારના** ત્યાગ વિષે પ્રભુના મુખારવિન્દ અગ્નિસ્વરૂપ શ્રીવલ્લભાચાર્યજી એવો ઉપદેશ કરે

છે કે, હે જીવ ધનાદિક મારા છે એવા વિચારનું સેવન કરીશ તો તારી અધોગતિ થશે. લૌકિકાસક્ત ધનાઢ્ય હોય તો પણ તેને અનેક પ્રકારના ક્લેશો રહે છે. કામ કરવાને તે પ્રવૃત્ત થાય છે અને તેની તૃષ્ણા ઘટવાને બદલે વધતી જાય છે તેથી તેને ખરૂં સુખ કદી પ્રાપ્ત થતું નથી, માટે મમતા, આસક્તિનો ત્યાગ કરી જે કાંઇ પ્રાપ્ત થયું છે તે તું ભોગવ. સંસારમાં અનાસક્ત રહી પ્રભુની ભક્તિ કરીશ તોજ ભક્તિનું ફળ તને મળશે. સંસારાસક્ત, પ્રભુનો ભક્ત થઈ શકતો નથી. આવા ભક્તથી પ્રભુ દૂરજ રહે છે. મમત્વ લૌકિકાસક્તિનો ત્યાગ કરી સર્વાન્દ આનંદાકાર શ્રીકૃષ્ણનુંજ ચિન્તન કરવાનો તારો ધર્મ છે. શ્રી યમુના, શ્રી ગંગાજી વગેરે પવિત્ર નદીઓના તીર ઉપર હજારો મનુષ્યો રહે છે. પરન્તુ ઘણાખરાનો પ્રભુમાં શુદ્ધ ભાવ નહિ હોવાથી સંસારાસક્ત રહી અનેક દુષ્ટ કર્મો તેઓ કરે છે. તેને લીધે તેઓ પોતાના સ્થાનમાંથી ભ્રષ્ટ થાય છે. અહંતા મમતાનો ત્યાગ કરી પ્રભુમાં શુદ્ધભાવ રાખી ભક્તને છાજે તેવું પવિત્ર જીવન ગાળવું ન હોય તો આવા પવિત્ર તીર્થોમાં રેહેવાથી શો લાભ થવાનો છે ? અનેક પ્રકારની તૃષ્ણાવાળા સંસારાસક્તની શી દશા છે તે તરફ નજર કર અને તેનો વિચાર કર જો તું દૈવી સંપતનો હોઈશ તો તારો એવો નિશ્ચય થશે કે તેઓ સુખી નથી પણ ઘણા દુઃખી છે. તેમનું ચિત્ત ચંચળ હોવાથી કોઇ બાબતમાં તેમની સ્થિર રુચિ હોતી નથી તોફાનના સમયમાં ભર દરીઆમાં વહાણની જેવી સ્થિતિ થાય છે તેવીજ તેમની જોવામાં આવે છે. ભક્તિરૂપી બીજ દૃઢ કરવું હોય તો અહંતામમતાનો ત્યાગ કરી શ્રવણાદિક સાધનો સેવવાં જોઇએ. ચિત્તનો એવો ધર્મ છે કે લૌકિકમાં આસક્ત રેહેશે તો પ્રભુમાં આસક્ત નહિ રહે અને પ્રભુમાં આસક્ત રહેશે તો લૌકિકમાં નહિ રહે. ભાગવત ધર્મોનું સેવન કરતાં કરતાં પ્રભુમાં સ્નેહ જેમ જેમ વધતો જશે તેમ તેમ લૌકિકમાંથી રાગ–આસક્તિ ઓછાં થશે. આ ઉત્તમ ધર્મોના સામર્થ્યથી

વિષયમાં વિરાગ સ્થિર થશે. પ્રભુમાં ચિત્ત સદા સર્વદા પરોવવું તે ભક્તિનું ઉંચામાં ઉંચું પગથીયું છે. તેજ માનસી સેવા છે. આ સેવા પ્રાપ્ત કરવી હોય તો લૌકિક ભોગનો સર્વથા ત્યાગ કરવો જોઇએ. કારણ કે તે માનસી સેવાનો કટ્ટો વૈરી છે. ધનાદિકમાં મમત્વ રાખનાર લૌકિક ભોગનો કદી ત્યાગ કરી શકે નહિ. માટે મમતાનો ત્યાગ કરવો. વૈરાગ્ય વિદ્યાના પાંચ પર્વમાંનું એક પર્વ છે. તેનું દરેક સુમુક્ષુએ સેવન કરવું જોઇએ.

ઘરનો ત્યાગ પરિપકવ દશા પ્રાપ્ત થયા પહેલાં એટલે કે પ્રભુમાં ગાઢ ભાવ, વ્યસન સિદ્ધ થયા પહેલાં કરવું એ ઇચ્છવા યોગ્ય નથી. મુખ્ય ત્યાગ તો એ છે કે ગૃહસ્થાશ્રમી તરીકે રહેવા છતાં ઘરાદિકમાં મમત્વનો ત્યાગ કરી તે પ્રભુનાજ છે એવા વિચારનું સેવન કરી પ્રભુની સેવામાંજ તેનો વિનિયોગ કરવો. આ પ્રમાણે કરીશ તો તારૂં રહેવાનું ઘર પ્રભુનું નિવાસસ્થાન છે એવો તને ભાવ થશે. અને સેવ્ય પ્રભુના બલથી અંતઃકરણ શુદ્ધ થતાં કોઇ જાતના પાપ કરવાને પ્રવૃત્ત થઇશ નહિ. કારણ કે સ્ત્રી, માતાપિતા પુત્રાદિક સેવા માર્ગમાં અનુકૂળ હોય તો તેમને પણ સેવામાં જોડવા. પ્રભુમાં તેમનો ભાવ ન હોય તારેજ સેવા કરવી પણ જો તેઓ તને પણ સેવા કરવાની ના પાડે અગર તને સેવા માર્ગમાંથી ભ્રષ્ટ કરવા પ્રવૃત્ત થાય તો ઘરનો ત્યાગ કરવો. આવા સંજોગોમાં ઘરનો ત્યાગ કરવામાં દૂષણ નથી કારણ કે તેઓ બહિર્મુખ છે.

પ્રભુ, પ્રભુની સેવા, પ્રભુ સાથેનો સંબંધ એજ નિશાન હોવું જોઇએ. ગર્ભમાંથીજ જીવે પ્રભુનું દાસ્ય સ્વીકાર્યું છે. બહિર્મુખ કરનારા બહિર્મુખ સગા સંબંધીઓની ગુલામગીરી કરવાનો કોઇ જીવનો ધર્મ નથી અને હોઈ શકે નહિ. ઘરમાં, સગા સંબંધીઓ સાથે રહેવા છતાં અહંતામમતાનો ત્યાગ કરી કેવળ પ્રભુમાંજ ચિત્ત રાખી જીવન વ્યતીત કર્યાનું દૃષ્ટાંત જોઇતું હોય તો તે વ્રજાંગનાઓનું

છે. તેઓ તમામ વિષયોનો ત્યાગ કરી પ્રભુના ચરણારવિન્દનું સેવન કરતાં હતાં. તેમણે પ્રભુને અર્થે લોક, વેદ તથા સગાસંબંધીઓમાંથી મમતાનો ત્યાગ કર્યો હતો. તેમનું નિશાન પ્રભુજ હતું.

હે જીવ, વેદમાર્ગને અનુસરતું જીવન હોવું જોઇએ. વેદને પ્રમાણુ તરીકે માનવા અને વેદ વિરુદ્ધ આચરણ રાખવું એ તો કેવળ પાખંડ છે. કામાદિક દુર્ગુણોનું મૂળ અહંતા મમતા છે. અને કામાદિક નષ્ટ ન થાય ત્યાં સુધી પ્રભુમાં શુદ્ધ પ્રેમ ઉત્પન્ન થતો નથી. માટે પ્રભુની ભક્તિ કરવી હોય તો કામાદિક શિથિલ થવાં જોઇએ. તેને શિથિલ કરવા લૌકિકાસક્તિનો ત્યાગ થવો જોઈએ. જેઓનું ચિત્ત અવિદ્યાવિષ્ટ હોય તેમને પ્રભુનો આવેશ થતો નથી. યથાશક્તિ સ્વધર્મનું આચરણ કરવું. અધર્મનો સર્વથા ત્યાગ કરવો. ઇંદ્રિયો રૂપી ઘોડાને કાબુમાં રાખવા એ જીવનો ખાસ ધર્મ છે.

લૌકિકાસક્તિ તથા અહંતામમતાનો ત્યાગ કરવા શ્રીવલ્લભ પ્રભુએ આપેલા ઉપદેશનું ટુંકામાં ઉપર દિગ્દર્શન કરાવ્યું છે. ગોસ્વામિ શ્રીહરિરાયજી "જન્મવૈફલ્યનિરૂપણ" નામના લઘુ પણ ઉત્તમ ગ્રંથમાં આજ્ઞા કરે છે કે અહંતામમતાત્મક સંસારનું વિસ્મરણ કરી પ્રભુની સેવામાં પરાયણ નહીં રહેનારનો જન્મ આ ભૂતળ ઉપર વૃથા છે. "કામાખ્ય દોષ વિવરણ" માં તેઓશ્રી સંસારાસક્ત દુષ્ટ પુરુષોના જીવનનો આબેહૂબ ચિતાર આપી કામ, લોભાદિક મુમુક્ષુના કટ્ટા વૈરી હોવાનું નિરૂપણ કરી તેનો ત્યાગ કરવાનો ઉપદેશ દેતાં એવી આજ્ઞા કરે છે કે, આ દુર્ગુણો શ્રીહરિની પ્રાપ્તિમાંના જેવા પ્રતિબંધક છે. ઘી હોમવાથી અગ્નિ વધારે પ્રદીપ્ત થાય છે તેવી રીતે લૌકિક ભોગ ભોગવવાથી અને તે ભોગવવાની તૃષ્ણા રાખવાથી કામ વધે છે. આવા પ્રકારના જીવનથી સેંકડો સાધુપુરુષો પણ સ્વધર્મથી વિમુખ થઈ નષ્ટ થયા છે. જ્યાં લૌકિકની અપેક્ષા હોય, આસક્તિ હોય ત્યાં સમર્પણ દુર્લભ છે; અનેજ્યાં સમર્પણ દુર્લભ હોય ત્યાં

તદીયત્વની આશાજ ક્યાંથી રખાય ? તદીયત્વ માટે સમર્પણની જરૂર છે અને સમર્પણ સિદ્ધ કરવા લૌકિકાસક્તિના ત્યાગની જરૂર છે. જ્યાં લૌકિકાસક્તિથી ચિત્ત વિક્ષિપ્ત રહેતું હોય ત્યાં પ્રભુનો કદી આશ્રય હોયજ નહિ.

અહંતા તથા મમતા મુમુક્ષુના કટ્ટા વૈરી છે. તેનો ત્યાગ કરો. અહંતામમતાત્મક સંસારને અસંગરૂપી શસ્ત્રવડે છેદ્યા વિના જીવની ઉન્નતિ કદી થવાની નથી અને જ્ઞાન કે ભક્તિમાં પ્રવેશ પણ થવાનો નથી. આવા ઉચ્ચ સિદ્ધાન્તનો વેદ, ઉપનિષદો, ગીતા, શ્રીભાગવત, હિન્દુ ધર્મના બીજા સનાતન ગ્રન્થો, તમામ સંપ્રદાયના આચાર્યો, પ્રજાને કલ્યાણના રસ્તે દોરનારા તમામ પંડિતો અને કવિઓ એક અવાજે પુનઃ પુનઃ ઘોષ કરે છે. આ સિદ્ધાન્ત હિન્દુ ધર્મમાંજ છે એમ નથી, પરન્તુ વેદને પ્રમાણ તરીકે નહીં માનનારા બીજા ધર્મોમાં પણ છે. પ્રભુનું અસ્તિત્વ માનનારો એવો એક પણ ધર્મ નથી કે જેમાં સંસારાસક્ત રહેવાનો ઉપદેશ કરવામાં આવ્યો હોય અને અનાસક્ત રહેવાનો કરવામાં આવ્યો ન હોય. દુનિયાના ઘણા ખરા ધર્મોનો આવો ઉપદેશ હોવા છતાં આપણી માફક ઘણા ખરા મનુષ્યોને સંસારમાં ડૂબેલા આપણે જોઇએ છીએ. જે દેશની પ્રજામાં દ્રવ્ય વ્યાપારાદિક લૌકિક પદાર્થોમાં વિશેષ આસક્તિ હોય છે ત્યાં જડવાદ વિશેષ જોવામાં આવે છે. પ્રથમ કહી ગયા છીએ કે જ્યાં સુધી જડવાદ ઓછો નહિ થાય ત્યાં સુધી કાગળો ઉપર શરતો મૂકવાથી અને તેમાં સહીઓ કરવાથી પ્રજાઓ વચ્ચેનાં સંઘર્ષણો તથા સ્પર્ધાઓ, પરસ્પરની ઇર્ષ્યા, અને તેને લીધે થતાં યુદ્ધોનો અંત આવવાનો નથી. તમામ યુદ્ધો તથા કલેશોનું મૂળ પરસ્પરનો શરીર સ્પર્શ કે તેનો અભાવ નથી–ભોજન વ્યવહાર કે તેનો અભાવ નથી પણ અહંતા મમતા, લૌકિકાસક્તિ, જડવાદ છે. હૃદય ભીંજાય નહી, એક બીજાની સાથે મળે નહિ ત્યાં સુધી કામ ક્રોધાદિક થવાથી

તેમજ દ્રવ્ય તથા વ્યાપારની હરિફાઈનીજ વાતો સાંભળીએ છીએ. સંખ્યાબંધ કોર્ટોના અસ્તિત્વથી કામ ક્રોધ ઈત્યાદિક દુર્ગુણોને મળતું પોષણ, હજારો માણસોના કીંમતી વખતનો ભોગ, તેમના દ્રવ્યનો ભોગ આ તમામ અહંતામમતા ને દ્રવ્યાદિકની આસક્તિનેજ આભારી છે. દુનિયાના દરેક ખૂણામાં જે કોઈ પાપો થાય છે તે શરીરના અસ્પર્શને આભારી નથી પણ હૃદય સ્પર્શના અભાવને આભારી છે.

ઉન્નતિ કરવી હોય અને કરાવવી હોય તો હૃદય સ્પર્શ ઉપરજ ભાર મૂકી તેનું એટલે કે પ્રેમનું સિંચન કરો અને કરાવો બીજાં તો ફાંફાં છે. બકરૂં કાઢતાં ઉંટ પેશી ન જાય તેની સંભાળ રાખવાની છે. વાઘરી માટે ભેંસ મારવાની ન હોય. પ્રજાને અહંતામમતાના ત્યાગની, મમત્વથી ઉત્પન્ન થતાં ઈર્ષ્યા વૈરાદિકના અભાવની અને પ્રેમના સિંચનની જરૂર છે.

પ્રશ્ન—અહંતામમતાના ત્યાગ ઉપરનો શાસ્ત્રોના સિદ્ધાન્તોનો નિચોડ અમારા જાણવામાં આવ્યો પરન્તુ ઘણાખરા મનુષ્યોનો અહંતામમતા લૌકિકાસક્તિરૂપી વળગેલાં ઝાડનાં મૂળ વિષે હિન્દુ ધર્મશાસ્ત્રોમાં કાંઈ ખુલાસો કરવામાં આવ્યો હોય તો તે જાણવાની અમારી ઈચ્છા છે. મૂળ જાણવામાં આવે તો મૂળને છેદવા કયા સાધનનું સેવન કરવું તેના સંબંધમાં શાસ્ત્રોએ જે વિચારો જણાવ્યા હોય તે સમજી શકાય.

ઉત્તર—આપે ઘણો જ સારો પ્રશ્ન કર્યો છે. પ્રમાણિક જીજ્ઞાસા હિન્દુધર્મની પુંજી છે. શઠતાનો ત્યાગ કરી, હિન્દુધર્મ શાસ્ત્રોના વિચારોનું પ્રમાણિક પણે મનન કરવામાં આવે તો તેમાંથી આપણા જેવાને તો ઘણું શીખવાનું છે. એલફીસ્ટન કોલેજના પ્રીન્સીપાલ પ્રોફેસર વર્ડઝવર્થ સાહેબે વિદ્યાર્થીઓને શિક્ષણ આપતાં એવા ઉદ્ગારો ઘણી વખત કાઢયા હતા, કે હિન્દુઓ તત્ત્વ જ્ઞાનમાં જે હદે

પહોંચ્યા છે તે હદે પોહોંચવા પશ્ચિમના તત્ત્વવેત્તાઓને હજુ એક હજાર વર્ષ લાગશે. આ ઉદ્ગારો સને ૧૮૮૬-૮૭ માં સાંભળ્યા હતા. આપણા તત્ત્વજ્ઞાન માટે આવા યુરોપિઅનો આવો ઉંચો મત ધરાવે છે. શોચનીય એ છે કે આપણા ઘરની પુંજીનું આપણને જ ભાન નથી. આપણાં વેદ, ઉપનિષદો, ગીતા, બ્રહ્મસૂત્રો, શ્રીભાગવત અને શુદ્ધાદ્વૈત બ્રહ્મવાદની આપણને ખબર નથી. પુષ્ટિભક્તિમાર્ગનો એવો સિદ્ધાન્ત છે કે આત્મારામ, સ્વતંત્ર, સર્વશક્તિમાન્ અને વિરુદ્ધ-ધર્માશ્રયયુક્ત પ્રભુએ કેવળ રમણ ક્રીડા કરવા સમસ્ત વિશ્વનો આવિર્ભાવ પોતાનામાંથી જ કર્યો છે. વિશ્વ એ પ્રભુનું ક્રીડાભાંડ, વિહાર સ્થાન, રમણભૂમિ છે. પ્રમાણો આ સિદ્ધાન્તનું સમર્થન કરે છે. આવિર્ભાવ તથા તિરોભાવના સંબંધમાં શ્રુતિ તથા ભાગવત કરોળીયાનું દૃષ્ટાંત આપે છે.

ઉક્ત ગ્રન્થોનો તથા બ્રહ્મવાદનો બીજો એવો સિદ્ધાન્ત છે કે પરમ તત્ત્વ બ્રહ્મને અનેક રૂપે થવાની સત્યસંકલ્પ વાળી ઇચ્છા થતાં તે ઇચ્છામાત્રથી બ્રહ્મમાંથી **બ્રહ્મભૂત અંશરૂપ જીવોનું વ્યુચ્ચરણ** થયું. બૃહદારણ્યકોપનિષદ જીવના સ્વરૂપ બાબતમાં એવો ઉપદેશ કરે છે કે જેમ કરોળિયો તંતુવડે બહાર જાળ બાંધે છે, જેમ અગ્નિમાંથી સૂક્ષ્મ તણખા નીકળે છે, તેમજ બ્રહ્મમાંથી તમામ પ્રાણો, તમામ લોક, તમામ દેવ, અને સર્વભૂત **વ્યુચ્ચરણ** પામે છે. બ્રહ્મ-માંથી નિકળતા તમામ પદાર્થો સત્ય છે અને જેમાંથી તમામ વ્યુચ્ચરણ પામ્યાં છે તે બ્રહ્મપણ સત્ય છે. મુંડક ઉપનિષદમાં પણ તેવોજ ઉપદેશ આપતાં કહ્યું છે કે **જેમ અત્યંત પ્રજવલિત થએલા અગ્નિમાંથી સૂક્ષ્મ તણખા નીકળે** છે તેમ પરબ્રહ્મમાંથી સર્વપ્રાણ સર્વલોક અને સારા તથા ખરાબ આચરણ વાળા જીવોનું **વ્યુચ્ચરણ** થાય છે.

સૃષ્ટિનો આવિર્ભાવ થયો ત્યારથીજ દૈવી અને આસુરી સૃષ્ટિ ચાલી આવે છે. તેનું કારણ પ્રભુની રમણ કરવાની ઇચ્છા છે.

વેદનો આ નિઃસંદિગ્ધ સિદ્ધાન્ત છે. અગ્નિ અંશી છે. તેમાંથી વ્યુચ્ચરણ પામતા તણખા તેના અંશ છે. અંશાંશી ભાવે બન્નેનો અભેદ છે. પ્રભુ અંશી છે. જીવ તેના અંશ છે. ( ભા–૧–૫–૨૧ )

ત્રીજો સિદ્ધાન્ત એવો છે કે જીવનું વ્યુચ્ચરણ થતાં જ ભગવદિચ્છાથી તેને અવિદ્યા, માયાનો સંબંધ થયો છે. માયાના સંબંધથી સદાનન્દ આનંદાકાર પ્રભુના આનંદાંશનો જીવમાં તિરોભાવ થયો.

સદંશ અને ચિદંશ જીવમાં પ્રગટ રહે છે એટલે પ્રકટ સદંશ ચિદંશ અને ગુપ્ત આનંદાંશ ભગવદ્રૂપ ભગવદંશ જીવ છે. આનંદનો તિરોભાવ થઈ જવાથી ઐશ્વર્યાદિક ભગવાનના ૭ ધર્મો પણ જીવમાં ગુપ્ત થઇ ગયા છે. તિરોહિત આનંદ, તિરોહિત ભગવાનના ૭ ધર્મો પ્રગટ કરવા તે જીવનો ધર્મ છે. પ્રગટ કરવાનો ઉત્તમ ઉપાય આત્મનિવેદન બ્રહ્મસંબંધ સમર્પણ જ છે. અન્ય નહિ જ. તેવા સિદ્ધાન્તનું પ્રતિપાદન આ લેખમાં હવે પછીથી કરવામાં આવશે. ઉપર કહી ગયા કે અવિદ્યા, માયાનું ઝોડ જીવને ભગવદિચ્છાથી વળગ્યું છે; તેથી પ્રભુના આનંદનો તિરોભાવ થઇ ગયો છે. આ અવિદ્યાના સંબંધથી જીવને ચાર પ્રકારનો અધ્યાસ અને સ્વરૂપની વિસ્મૃતિ થઇ છે તેથી અવિદ્યાનાં પાંચ પર્વ હોવાનું શાસ્ત્રો કહે છે તે (૧) દેહાધ્યાસ (૨) ઇંદ્રિયાધ્યાસ (૩) પ્રાણાધ્યાસ (૪) અંતઃકરણાધ્યાસ અને (૫) સ્વરૂપાજ્ઞાન છે. દેહાદિક હું છું એવી ખોટી માન્યતા રાખવી એવો મોહ–ભ્રમ થવો એનું નામ અધ્યાસ છે. બ્રહ્મ અંશી છે, જીવ બ્રહ્મનો ખરો અંશ છે એવા પ્રકારના ખરા સ્વરૂપના જ્ઞાનના અભાવને સ્વરૂપાજ્ઞાન શાસ્ત્રો કહે છે. અધ્યાસોથી, અને સ્વરૂપના યથાર્થ જ્ઞાનના અભાવથી જીવને બંધન રહ્યા કરે છે. આટલી હકીકત ઉપરથી વિદિત થશે કે મુમુક્ષુના **કટ્ટાવૈરી અહંતા મમતાનું મૂળ અવિદ્યા છે.** અવિદ્યાને જીતવાથી નષ્ટ કરવાથી, દેહાદિકના ચાર અધ્યાસમાંથી અને સ્વરૂપાજ્ઞાનમાંથી જીવ મુક્ત થાય છે. અવિદ્યાને શી રીતે જીતવી તે હવે પ્રશ્ન છે. તેનો ઉત્તર હવે પછીથી આપવામાં આવશે.

પ્રથમ વિદિત કરવામાં આવ્યું છે કે પ્રભુ પોતે રમણ કરવા બહુરૂપે થાય છે. સૃષ્ટિ રચવા માટે પોતાનામાંથીજ જડજીવાદિ પ્રગટ કરે છે. જીવો સ્વસ્વરૂપ હોવાથી સૃષ્ટિના આવિર્ભાવ વખતે તે જીવોને પોતાથી જુદા કરે છે એટલે કે જીવોનું વ્યુચ્ચરણ થાય છે. જીવ ભગવાનના અંશરૂપ છે. જ્યારથી જુદા થયા ત્યારથી જીવોને તાપ કલેશ થતો નથી. વિખુટા પડયા ત્યારથી પ્રભુ સાથેનો તાર તૂટયો. સંસારાસક્તિ દૂર થયા વિના પ્રભુનો જીવને સંબંધ થઈ શકે નહિ. સંસારાસક્તિ દૂર કરવામાં બે મુખ્ય વિઘ્નો છે અને તે મુમુક્ષનાં કટ્ટા વૈરી છે. અહંતા અને મમતાનું મૂળ અવિદ્યા છે, અવિદ્યાથીજ મારૂં તારૂં ઉદ્ભવે છે. ખરી રીતે જગતના તમામ પદાર્થો પ્રભુનાજ છે. પ્રભુજ તેના માલીક છે, છતાં અવિદ્યાને વશ થઇ આસુરી જીવો દેહાદિકને પોતાના માની લે છે અને સંસારાસક્ત રહી અધોગતિ પ્રાપ્ત કરે છે. અહંતા મમતાનો નાશ થયેથી પ્રપંચમાં રહેલી આસક્તિ નષ્ટ થશે અને જીવને પ્રભુ સાથેનો સંબંધ થશે.

વિદ્યા અને અવિદ્યા માયાના બે તનૂ છે. વિદ્યાથી સંસાર નિવૃત્તિ પ્રાપ્ત થાય છે અને અવિદ્યાથી બંધન થાય છે. માયાને જીતવી એજ મુખ્ય પુરુષાર્થ છે. પરંતુ તેને જીતવી એ સહેલું નથી. શાસ્ત્રકારો માયાને પ્રકૃતિ અને પ્રભુની શક્તિ કહે છે, ( **भागवत** ૩–૫–૨૬ ) પ્રભુ પ્રપંચરૂપ થાય છે ત્યારે બાર શક્તિઓનો આવિર્ભાવ કરે છે. માયા પણ તેમાંની એક શક્તિ છે. આ શક્તિને શાસ્ત્રકારો " **क्रीडाशरीररूपिणी** " કહે છે " **दैवी** " કહે છે ( ગીતા ૭–૧૪ ) " **ऐश्वरी** " કહે છે ( ભાગવત ૧૧–૩–૧૭ ) માયા નામની શક્તિ આખા જગતમાં પ્રસરેલી છે. પણ પ્રભુને તે સ્પર્શ કરી શકતી નથી; " **नास्मानं माया स्पर्शति** " પ્રભુનું સ્વરૂપ એવું છે કે પ્રભુની સમક્ષ ઉભા રહેતાં માયાને લજ્જા આવે છે.

માયા ત્રણ પ્રકારની છે—સાત્વિક, રાજસ અને તામસ છે. પ્રકૃતિના આ ત્રણે ગુણોનું નિરૂપણ શ્રીગીતામાં તથા શ્રીભાગવતના

એકાદશ સ્કંધમાં પ્રભુએ કર્યું છે. પ્રભુ માયાના ત્રણ ગુણોથી અતીત છે. ગુણાતીત થવું એ ઉંચામાં ઉંચી કક્ષા છે. તે કક્ષા કયા સાધનથી પ્રાપ્ત થઈ શકે તેનો વિચાર કરવાનો રહે છે. માયાને જીત્યા વિના ગુણાતીતની કક્ષા પ્રાપ્ત થઇ શકે નહિ. તેને જીતવાનું મુશ્કેલ કામ છે. તેથી માયાને "अजय्या" "अनंतवीर्या" "**दुस्तरा**" "**दुरत्या**" "**दुरजय्या**" "**ब्रह्मादिनामगोचरा**" "**अति मोहकरी**" શાસ્ત્રકારો કહે છે અને તેજ શાસ્ત્રો જીવને ઉપદેશ આપતાં એવો ઘોષ કરે છે કે તે માયા તરવાનો એકજ અને મુખ્ય રસ્તો એ છે કે જીવે પ્રભુની ભક્તિ કરવી. જીવે શુદ્ધ ભાવથી પ્રભુને શરણે જવું. ઉપનિષદો ઉપદેશે છે કે પ્રભુના ચરણારવિંદનુંજ ધ્યાન કરવાથી જીતી ન શકાય તેવી માયાને જીવ જીતી શકે છે.

તે સિદ્ધાંત ફરીથી પ્રતિપાદન કરતાં ઉપનિષદ્ કહે છે કે માયા ભગવાનની "ક્રીડા શરીરરૂપિણી" છે. બ્રહ્માદિકને અગોચરા છે. આ મહામાયાને તરવાનો રસ્તો કેવળ ભગવાનની ભક્તિજ છે. ભક્તિ સિવાયના બીજા કોઇ પણ ઉપાયનું સેવન કરવાથી જીવ માયાને તરી શકતો નથી. અર્જુનને ઉપદેશ આપતાં અક્ષરાતીત પુરુષોત્તમ શ્રીકૃષ્ણ ભગવાન પણ તેવા સિદ્ધાંતનું પ્રતિપાદન કરતાં આજ્ઞા કરે છે કે મારી "દૈવી" "ગુણમયી" અને "દુરત્યા" માયાને મારે શરણે આવવાથી તરી શકાય છે. પ્રભુના અંશાવતાર શ્રીઋષભદેવજીના યોગેશ્વર પુત્રોએ નિમિ રાજાને માયાનું સ્વરૂપ બતાવેલું છે અને તે તરવાના ઉપાયનો ઉપદેશ કર્યો છે. ત્યાં પણ ભાગવત ધર્મોના સેવનનોજ ઉપદેશ કરી કહે છે કે આ ધર્મોનું પાલન કરવાથી જીવ દુસ્તરા માયાને વગર શ્રમે તરી શકે છે. શુદ્ધ ભાવથી પ્રભુના ચરણનો આશ્રય કરનાર ઉપર પ્રભુ જ્યારે દયા કરે છે ત્યારે જીવ "દુસ્તરા" એવી દેવમાયાને તરી જાય છે (૨–૭–૪૨). ભક્તિથી સ્ત્રી, શૂદ્રો અને પાપી જીવો પણ દેવમાયાને તરી જાય છે (૨–૭–૪૬) 'નારદ ભક્તિસૂત્ર'માં પણ માયા તરવાના ઉપાયોનો

ઉપદેશ કરતાં સૂત્રકાર કહે છે કે લોક તથા વેદવિહિત યજ્ઞાદિક કર્મોનો ત્યાગ કરી કેવળ પ્રભુમાંજ અવિછિન્ન પ્રેમ રાખનાર માયાને તરી શકે છે. ભક્ત શિરોમણિ ઉદ્ધવ પણ પ્રભુને કહે છે 'હે નાથ આપને ધરેલું ભોજન વગેરે લઈ હું માયાને તરી જઈશ' (૧૧-૬-૪૬).

ગુણાતીત શી રીતે થવાય ? એવો પ્રશ્ન અર્જુને ભગવાનને પૂછયો છે. તેના ઉત્તરમાં પ્રભુ કહે છે કે જે મનુષ્ય મારી અનન્ય અવ્યભિચારિણી ભક્તિ કરે છે તેજ ગુણાતીત થઈ શકે છે. પ્રભુનું દિવ્ય આનંદાકાર સ્વરૂપ માયારૂપી પડદાથી ઢંકાયેલું છે તેથી હરકોઈ મનુષ્યને તેવા સ્વરૂપનાં દર્શન કે સ્પર્શ થતા નથી. પ્રભુ હસ્તિનાપુરથી વિદાય થવાના હતા તે વખતે કુંતાજીએ તેમની સ્તુતિ કરી છે. ત્યાં પણ કહ્યું છે કે હે નાથ ! આપનું સ્વરૂપ માયારૂપી પડદાથી ઢંકાયેલું છે તેથી મૂઢોથી આપ અલક્ષ્ય છો. પરંતુ અકિંચન ભક્તોને આપનાં દર્શન થાય છે અને સ્પર્શ થાય છે. આત્મનિવેદન વિના અકિંચનત્વ કદિ પ્રાપ્ત થાય નહિ. દેહાદિક પ્રભુના છે એવા વિચારનું સદા સર્વદા સેવન કરી સર્વસ્વનો પ્રભુમાં વિનિયોગ કરનાર પ્રભુનો ભક્ત અકિંચન હોઈ શકે. જ્યાં અકિંચનત્વ છે ત્યાં અહંતા મમતા કે સંસારાસક્તિ હોયજ નહિ; હોય તો તેવા જીવને અકિંચન કહી શકાય નહિ.

અહંતા મમતાનો ત્યાગ શી રીતે થાય ? અને અવિદ્યા શી રીતે જીતાય ? તે પ્રશ્નનો ઉત્તર શાસ્ત્રો કેવો આપે છે તેનો હવે વિચાર કરીએ.

ઘણા ખરા હિન્દુઓ અહંતા મમતાનો ત્યાગ કરવા સાધુનો અગર સંન્યાસીનો વેષ ધારણ કરી ભિક્ષા માગે. આથી તો હિન્દુ ધર્મ અને હિન્દુઓ નષ્ટજ થાય. વેષ ધારણ કરવાથી અહંતા મમતાનો ત્યાગ થતો નથી એ કહેવાની ભાગ્યેજ જરૂર છે. વેષધારી સાધુઓ

અને સંન્યાસીઓ લાખો છે. પરંતુ સાધુ તથા સંન્યાસીના લક્ષણો-વાળા વિરલ છે. વેષ તો હરકોઇ ધારણ કરી શકે છે. ગૃહસ્થાશ્રમના અંગે જે જવાબદારીઓ અને ફરજો રહેલી છે તેમાંથી મુક્ત થવા વેષ ધારણ કરવો એ સહેલું છે; પરન્તુ ગૃહસ્થાશ્રમમાં રહી સાધુ તથા સંન્યાસીને છાજે તેવું જીવન ગાળવું એજ ખરો પુરુષાર્થ છે. તેથીજ તમામ આશ્રમોમાં ગૃહસ્થાશ્રમને શાસ્ત્રોએ શ્રેષ્ઠ કહ્યો છે. મનુસ્મૃતિ એવો ઉપદેશ કરે છે કે જેવી રીતે સમસ્ત જન્તુઓ વાયુનો આશ્રય કરે છે તેવી રીતે સર્વ આશ્રમો ગૃહસ્થાશ્રમનો આશ્રય કરી રહે છે; માટે પ્રયત્નવડે પણ ગૃહસ્થાશ્રમ કરવો. હિન્દુઓનો મોટો ભાગ ભૂતકાળમાં ગૃહસ્થાશ્રમી ન હોત તો હિન્દુ ધર્મને અને હિન્દુઓને પરદેશીઓ અત્યાર સુધીમાં ગળી ગયા હોત અને હિન્દનું નામ નિશાન પણ રહેત નહી. ગૃહસ્થાશ્રમથીજ હિન્દુઓની મોટી સંખ્યા હજુ સુધી રહી છે અને તેને લીધેજ હિન્દુઓ તથા તેમનો ધર્મ પણ ટકી રહ્યા છે. ગૃહસ્થાશ્રમીઓની સંખ્યા ઓછી હોય તો સાધુ તથા સંન્યાસીઓનું પોષણ કોણ કરે ? ટુંકામાં ગૃહસ્થાશ્રમમાં રહી માતા, પિતા, વૃદ્ધો, કુટુંબની યથાશક્તિ સેવા બજાવવાની સાથે સંતતિને ઉત્પન્ન કરવાની સાથે, કુટુંબના નિર્વાહાર્થે પુરુષાર્થ કરવાની સાથે, અહંતા મમતાનો ત્યાગ કરવાનો જે માર્ગ શાસ્ત્રોએ બતાવ્યો છે તેજ ઉત્તમ અને સરલ માર્ગ છે. આ સ્થળે ભાગવતના બે અમૂલ્ય અને પાઠ કરવા જેવા શ્લોકો તરફ લક્ષ ખેંચવાની રજા લઉં છું. પ્રિયવ્રત વિષે પરીક્ષિત રાજાને એવી શંકા થઇ કે ગૃહસ્થાશ્ર ભોગવનારા રાજાને પ્રભુમાં અખંડ ભક્તિ થઇ એ અસંભવિત લાગે છે. શંકાનું સમાધાન કરતાં બ્રહ્માએ પ્રિયવ્રતને આપેલો ઉપદેશ શ્રીશુકદેવજી સંભળાવે છે. બ્રહ્મા રાજાને કહે છે કે વનમાં જવાથી કે રહેવાથીજ મોક્ષ પ્રાપ્ત થાય એવી તારી માન્યતા ભૂલ ભરેલી છે. વનમાં વાસ કરનારાઓની સાથે કામ, ક્રોધાદિક રિપુઓ પણ રહેતા હોય તો વનમાં રહેવાથી શો લાભ છે ? અને વિવેક બુદ્ધિથી કર્તવ્યનો

વિચાર રાખી ઇંદ્રિયોને જીતનાર તથા પ્રભુમાં રતિ રાખનારાનું ગૃહસ્થાશ્રમમાં રહેવાથી શું અનિષ્ટ થવાનું છે ? કામ, ક્રોધાદિક શત્રુઓને જીતવાની ઇચ્છિવાળાએ તો પ્રથમ ગૃહસ્થાશ્રમનો આશ્રય કરવો અને આશ્રમરૂપી કિલ્લામાં રહી બળવાન ઇન્દ્રિઓને જીતવી. જીત્યા પછીજ વનમાં રહેવું. આ રમણીય અને ઉત્કૃષ્ટ સિદ્ધાંતનું વેષધારી સાધુઓ તથા સંન્યાસીઓ સદા સર્વદા સ્મરણ રાખી પોતાના ખરા કર્તવ્યનો વિચાર કરવા પ્રવૃત્ત થાય તો દેશની આર્થિક, સામાજીક, ધાર્મિક અને રાજકીય સ્થિતિમાં કેટલો સુધારો થાય તેનો ખ્યાલ સહજ આવી શકે તેમ છે. શ્રીવલ્લભપ્રભુના ઉપદેશથી સુભાગ્યે પુષ્ટિસંપ્રદાયમાં વેષધારી સાધુઓ અને સંન્યાસીઓ નથી. વિરક્તના નામથી ઓળખાતા થોડા વૈષ્ણવો છે. પણ તેવાઓની સંખ્યા જૂજ છે. 'પરમહંસ છું. વિરક્ત છું.' એમ કહેવું એ સહેલું છે પણ તેવી કક્ષા પ્રાપ્ત કરવી એ ઘણું મુશ્કેલ છે. "વિરક્ત" કહેનારાઓમાં ખરી રીતે વિરક્ત તો વિરલ પુરુષોજ હશે. જે સંપ્રદાયમાં નિષ્કામત્વ, આત્મનિવેદન, પ્રભુનોજ દૃઢ આશ્રય, શરણ વગેરે સિદ્ધાન્તો ઉપર ભાર મૂકવામાં આવ્યો હોય તે સંપ્રદાયમાં ઉદર નિર્વાહ માટે ભીખ માગી મનુષ્યોના ઉપકાર નીચે આવવાનું નજ હોય, સ્વાર્થ માટે માણસોની જેટલે દરજ્જે ગુલામગીરી વ્હોરી લેવાય છે તેટલે દરજ્જે પ્રભુ પ્રતિનું જીવનું દાસત્વ ઓછું થાય છે એ તો હરકોઈને અનુભવ સિદ્ધ જણાયા વિના નહિ રહે.

**આત્મનિવેદન એ ભાગવત ધર્મોમાં એક શિરોમણિ** ધર્મ છે. ભાગવતોને તે ધર્મનુંજ સેવન કરવાનું છે. તે ધર્મનું પ્રતિપાદન વેદમાં નથી એવું કોઈ કહે તો જવાબ આપશો કે આપના વેદો અમારા વેદોથી જુદા હશે. અગર વેદોનો અર્થ સમજતા નહિ હો. અગર પુષ્ટિમાર્ગના સિદ્ધાન્ત ઉપર અઘટિત આક્ષેપ મૂકવા આપ અસત્ય કહેતા હશો. વેદમાં આત્મનિવેદન—સમર્પણનો સિદ્ધાન્ત ન

હોય તે વેદને હું પ્રભુના નિઃશ્વાસભૂત માનુંજ નહી. આવો સિદ્ધાન્ત વેદમાં નથી અગર ન હોય તેવું કહેનારાઓ વેદને કેવળ અન્યાયજ કરે છે અને હિન્દુઓના સનાતન ધર્મમાંથી ભ્રષ્ટ થાય છે; વેદ તો જીવને પોકારી પોકારીને એવો ઉપદેશ કરે છે કે હે જીવ! પ્રભુ પ્રતિના તારા કર્તવ્યનો વિચાર કર. તારૂં કર્તવ્યતો એ છે કે આયુષ્ય પ્રભુને અર્પણ કર. પ્રાણ પ્રભુનેઅર્પણ કર. ચક્ષુ પ્રભુને અર્પણ કર. તારૂં ઘર, મનાદિક પ્રભુનેજ અર્પણ કર. આ મંત્રો રુદ્રિનાજ છે, અને શ્રી દયાનંદ સરસ્વતિએ પણ આ મંત્રો ઋગ્વેદાદિ ભાષ્ય-ભૂમિકામાં ટાંકયા છે. યજ્ઞનો અર્થ વિષ્ણુ તેમણે પણ કર્યો છે. રુદ્રિના આખા અધ્યાયમાં તમામ મંત્રોમાં અર્પણ–નિવેદનનુંજ નિરૂપણ છે.

પુખ્ત વિચાર કરવાથી જણાશે કે ઇંદ્રિયોને વિષયોમાંથી પાપોમાંથી, ખેંચવાનો ઉત્તમ રસ્તો એજ છે કે તેનો તથા મનનો પ્રભુની સેવામાંજ વિનિયોગ કરવો. ચિત્તનો એવો ધર્મ છે કે એકી વખતે પ્રભુમાં અને વિષયોમાં આસક્ત ન રહે. પ્રભુમાંજ આસક્ત રહે તો તે વિષયોમાં ન રહે.

વેદમાં બીજે પણ એવો મંત્ર છે કે આત્માદિ દ્રવ્યો પ્રભુને અર્પણ કરવા. ઇશ્વરપ્રણિધાનનો અર્થ દયાનંદજી એવો આપે છે કે " પરમાત્માને સર્વ પ્રાણ, ઇંદ્રિયો, આત્મા આદિ પ્રિય પદાર્થોનું સમર્પણ કરવું " એટલે વેદમાં આવા પ્રકારની અનેક સ્થળે આજ્ઞા કરી છે તે તો નિઃશંક છે. આવો સિદ્ધાન્ત છતાં આર્યસમાજીષ્ટ ભાઇઓને આત્મનિવેદન સિદ્ધ થવાની જગ્યા નથી. આપણે મસ્તક પ્રભુના ચરણમાં મૂકવું છે. સમાજના પ્રભુ તો ચરણ વિનાના લૂલા છે. નિરાકાર પ્રભુની ચરણ સેવા શી રીતે થાય? કરવી હોય અગર દાસત્વનું સેવન કરવું હોય તો નિરાકાર પ્રભુના ચરણ કલ્પવા પડે. વેદને તિલાંજલિ આપી ચરણ કલ્પવા પડતા હોય તો વેદ પ્રતિપાદિત

આનંદાકાર, દિવ્યાકાર પ્રભુનું અસ્તિત્વ માનવામાં શો વાંધો આવે છે? પ્રભુના તેવા પ્રકારનું સ્વરૂપ માનનારા માટેજ સેવા ભક્તિમાર્ગ છે. નિરાકાર પ્રભુનું ધ્યાન શુષ્ક છે. તેવા પ્રભુ સંબંધીનું જ્ઞાન પણ શુષ્ક છે અને તેવાની ભક્તિ પણ શુષ્કજ હોઈ શકે.

વેદમાં જેવો ઉપદેશ છે તેવોજ ઉપદેશ બૃહદારણ્યક ઉપનિષદમા પણ જોવામાં આવે છે. " स वा अयमात्मा + + सर्वे देवाः सर्वे लोकाः सर्वे प्राणाः सर्व एव आत्मनः समर्प्पिता. "

શાંડિલ્ય ઋષિએ પણ આ સિદ્ધાન્તને લગતાં મનનીય સૂત્રો યોજ્યાં છે તે લક્ષમાં રાખવાની નમ્ર વિનંતિ છે. તે સૂત્રો નીચેના છે. ૧ પ્રભુને અર્થે પ્રાણ ધારણ કરવા એટલે કે પ્રાણ પ્રભુને અર્પણ કરવા. દરેક શ્વાસ સાથે પ્રભુનું જ સ્મરણ કરવું તેનું નામ તદીયતા પ્રભુને પ્રાણાદિક અર્પણ કરવાથી સંસારના બન્ધનમાંથી મુક્ત થવાય છે. ૨ પ્રભુને તમામ ચીજો અર્પણ કરીને જ એટલે કે તેનો માલીક હું નથી પણ પ્રભુ છે તેવા વિચારનું સેવન કરી પ્રભુને કરીનેજ તેનો ઉપયોગ કરવો.

સાંપ્રદાયિક સંસ્કૃત ટીકા અને તેના ભાષાન્તર સાથે શાંડિલ્ય સૂત્ર પ્રસિદ્ધ થયું છે. વાંચવાની ઇચ્છા હોય તેમણે મંગાવી કૃપા કરી તેનો અભ્યાસ કરવો. અભ્યાસમાં લીધેલ શ્રમ વ્યર્થ નહિ જાય એવી તસલ્લી આપીએ છીએ.

હવે નારદ ભક્તિ સૂત્રોમાં શો ઉપદેશ કર્યો છે તે સાંભળોઃ— નારદ કહે છે કે પરમ પ્રેમારૂપા ભક્તિનાં જૂદા જૂદા લક્ષણો કેટલાક ઋષિઓ આપે છે પણ હું તેમની સાથે સંમત નથી. મારો તો એવો સિદ્ધાન્ત છે કે પ્રભુને તમામ અર્પણ કરી અકિંચન થવું અને પ્રભુનું વિસ્મરણ થતાં જ ચિત્ત આકુલ વ્યાકુલ થઈ જાય એટલે કે વિયોગાર્તિ થાય તેવા પ્રકારનો પ્રેમ પ્રેમનું શિખર છે. તેવા પ્રકારની

ભક્તિનેજ ભક્તિનું શિખર એટલે કે ફલરૂપા કહી શકાય. આવો પ્રેમ કોઈને સિદ્ધ થયાનો દાખલો છે? નારદ કહે છે કે હા વ્રજાંગનાઓને તેવો પ્રેમ પ્રભુ કૃપાથી પ્રાપ્ત થયો હતો. પરાભક્તિનું આવું લક્ષણ બતાવી નારદ ઉપદેશે છે કે હે જીવ! જેણે તમામ પ્રભુને અર્પણ કરી દીધું છે અને કોઈ ચીજનો હું મલિક નથી પણ સર્વના પ્રભુજ માલિક છે એવા વિચારનું સેવન કરનારાને કોઈ જાતની ચિન્તા શા માટે હવી?

હવે વેદરૂપી કલ્પતરુના ફળરૂપ શ્રીમદ્‌ભાગવતમાં આ સિદ્ધાન્તના સંબંધમાં કેવો ઉપદેશ કરવામાં આવ્યો છે તે તપાસીએ. જીવને ઉદ્દેશીને એવી આજ્ઞા કરવામાં આવી છે કે હે જીવ, કર્મ પ્રભુને અર્પણ કર્યાં ન હોય તો શોભતાં નથી. (૧-૫-૧૨) 'કર્મ પ્રભુને અર્પણ કરવામાં આવે તો જ ત્રણ તાપ નષ્ટ થાય છે.' (૧-૫૫-૩૨)

નાના પ્રકારની ઇચ્છાઓ તથા લોભથી હણાએલા પુરુષનું ચિત્ત પ્રભુની સેવાથી જેવું શાન્તિને પામે છે તેવું શમદમાદિકથી કે યોગ માર્ગથી શાન્તિને પામતું નથી, માટે તમામ કર્મોમાં પ્રભુની સેવા જ ઉત્તમ કર્મ છે. (૧-૬-૩૬) ભલે તપ કરો, દાન કરો, અગર વેદ વિહિત બીજાં કર્મ કરો પણ એટલું ધ્યાનમાં રાખવું કે પ્રભુને તે અર્પણ કર્યા વિના ક્ષેમ પ્રાપ્ત થવાનું નથી. (૨-૪-૧૭) યજ્ઞ, દાન, તપ, વ્રત, પૂજા વગેરે ધર્મ પ્રભુને અર્પણ કર્યાં હોય તો તેકદી નાશ પામતાં નથી. ચારે વર્ણોમાં બ્રાહ્મણ ઉત્તમ છે. બ્રાહ્મણમાં પણ વેદજ્ઞ ઉત્તમ છે. તેનાથી વેદનો અર્થ જાણનાર ઉત્તમ છે. અર્થ જાણનારથી સંશય મટાડનાર ઉત્તમ છે. અને સૌમાં જે બ્રાહ્મણે આત્મા વગેરે પ્રભુને અર્પણ કર્યા હોય તેજ ઉત્તમ છે. (૩-૨૯-૩૩).

નારદ પ્રચેતાઓને ઉપદેશ કરતાં કહે છે કે જે જન્મથી, કર્મથી, આયુષ્યથી, મનથી, વચનથી પ્રભુની સેવા થાય છે તેજ જન્માદિક સફલ છે. સેવા ન થાય તો જન્મથી શું ફળ છે? સેવા ન થાય તો

વેદમાં કહેલાં કર્મો કરવાથી અને લાંબા આયુષ્યથી શું ફળ છે ? સેવા ન થાય તો યોગ, સાંખ્ય, વ્રત, વૈરાગ્યાદિકથી શું ફળ છે ? સઘળાં ફળોમાં ખરૂં અને છેલ્લું ફળ પ્રભુજ છે. માટે તેમની સેવા થાય તોજ સઘળું સફળ છે. પ્રભુની સેવામાં દેવતાની પૂજાનો પણ સમાવેશ થઈ જાય છે. માટે પ્રાણાદિકનો પ્રભુની સેવામાં વિનિયોગ કરવો (૪પુંૐ૧-૯ થી ૧૪) પ્રલ્હાદ સહાધ્યાયીઓને ઉપદેશ કરતાં કહે છે કે પ્રભુ તો શુદ્ધ ભાવથી ભક્તિથી-સેવાથી જ પ્રસન્ન થાય છે. યજ્ઞ, વ્રત, તપ, દાનાદિક સાધનોથી નહિ. (૭–૭–૫૧–૫૨). પ્રભુના અંશાવતાર શ્રીઋષભ દેવના નવ યોગેશ્વર પુત્રો નિમિ રાજાને ઉપદેશ કરે છે કે હે રાજન ! કાયાથી, વાણીથી, મનથી, ઇન્દ્રિયોથી, બુદ્ધિ આદિકથી જે જે કર્મો કરવામાં આવે તે તમામ પ્રભુને અર્પણ કર. (૧૧–૨–૩૬). યજ્ઞ, દાન, તપ. જપ અને તને જે પ્રિય હોય તે તમામ પદાર્થો તથા તારી સ્ત્રી, ઘર અને પુત્ર અને પ્રાણને પ્રભુને અર્પણ કર, (૧૧–૩–૨૮) હે રાજન ! પ્રભુના દ્રોહીઓ અને દેહ તથા સ્ત્રી આદિકમાં આસક્તિ રાખનારની અધોગતિ થાય છે. (૧૧–૫–૧૫) આવા માણસો ઘર પુત્રાદિકને છોડવા ઇચ્છતા નથી. પરન્તુ તે તેમને છોડવા પડે છે અને તેઓ નરકમાં જાય છે. (૧૧–૫–૧૮) ઉદ્ધવજી શ્રીકૃષ્ણને કહે છે કે હે પ્રભુ ! આપે અર્પણ કરેલા એટલે કે આપે ભોગવેલા માળા ચંદન વસ્ત્રાદિકનો ઉપયોગ કરી તથા આપને ધરાવેલ પ્રસાદ જમી એટલે આપનું ઉચ્છિષ્ટ જમીને અમો આપના દાસો આપની માયાને જરૂર તરી જઈશું. (૧૧–૬–૪૬) આને દૃઢ આશ્રય, પ્રભુમાં દૃઢ વિશ્વાસ કહી શકાય.

શ્રીકૃષ્ણે ઉદ્ધવજીને ઉપદેશ કરતાં કહ્યું છે કે કુટુમ્બમાં આસક્ત થવું નહિ. એક મુસાફરના જેવો સંબંધ છે તેવો વિચાર સતત રાખ્યા કરવો. તેવા વિચારથી મમતા આસક્તિ નિવૃત્ત થશે. ઘરમાં આસક્તિ રાખનાર ઘોર નર્કમાં પડે છે; (૧૧–૧૭–૫૨ થી ૫૮)

જેણે આત્મા વગેરે મને અર્પણ કરી દીધાં છે અને નિરપેક્ષ તથા નિષ્કિંચન છે તે ભક્તને તમામ દિશાઓ સુખરૂપ થાય છે. (૧૧-૧૪-૧૩) વિષયોનું ધ્યાન ધરીશ તો તારૂં ચિત્ત વિષયોમાં તલ્લીન થશે. (૧૧-૧૪-૨૭). દાસપણાથી "આત્મનિવેદન" કર. (૧૧-૧૧-૩૫) લોકમાં જે જે વસ્તુ તને પ્રિય હોય તે તમામ મને નિવેદન કરવી. આવા નિવેદનથી અક્ષય ફળ પ્રાપ્ત થાય છે. (૧૧-૧૧-૪૭). દેહનો, ઇન્દ્રિયોનો, પ્રાણનો, બીજા દ્રવ્યાદિકનો મારામાં વિનિયોગ કરવાથી મારામાં દૃઢ ભક્તિ થાય છે, (૧૧-૧૧-૪૭). પરા ફલરૂપા ભક્તિ કેવા સાધનોથી સિદ્ધ થાય તે કહેતાં શ્રીકૃષ્ણ ઉપદેશ કરે છે કે કાનનો વિનિયોગ શ્રવણમાં કરવો. વાચાનો ઉપયોગ કીર્તનમાં કરવો. હસ્તથી મારી પરિચર્યા કરવી. સર્વ અંગ વડે મને નમન કરવું. દેહાદિકથી તમામ ક્રિયા મારે અર્થેજ કરવી. નિષ્કામપણે તમામ મને અર્પણ કરવું. મારા અર્થેજ ભોગ તથા સુખનો ત્યાગ કરવો. આવા ધર્મોનું સેવન કરવાથી મને પોતાનું સર્વસ્વ નિવેદન કરનાર મનુષ્યોને મારામાં ઉત્તમ ભક્તિ પ્રાપ્ત થાય અને તે ભક્તિજ ફળ રૂપા છે. (૧૧-૧૯-૨૦ થી ૨૪).

જે મનુષ્યો પોતાની ઇન્દ્રિયોને ઇન્દ્રિયોના વિષયોમાં આસક્ત રાખે છે અને પ્રભુની સેવામાં તેનો ઉપયોગ કરતા નથી તેમને ઉદ્દેશીને શ્રીશુકદેવજી કહે છે કે–જેટલો વખત ભગવાનની કથામાં જાય છે તેટલા વખત સિવાયનું બાકીનું આયુષ્ય સૂર્ય હરી લે છે. વૃક્ષો પણ જીવે છે, ધમણ શ્વાસ લે છે અને પશુઓ પણ આહાર વિહાર કરે છે. ભગવાન જેના કર્ણના માર્ગે કોઈ દિવસ પ્રાપ્ત થયા નથી તે મનુષ્યની સ્થિતિ કુતરા, ભુંડ, ઊંટ, ગધેડા જેવી સમજવી; જો કાનનો ઉપયોગ પ્રભુના અલૌકિક ગુણો, જન્મો તથા ચરિત્રોનું શ્રવણ કરવામાં થતો ન હોય તો દરમાં અને તેમાં શો ફેર છે? જો જીવ્હા પ્રભુના ગુણોનું કીર્તન કરતી ન હોય તો દેડકાની જીભ

જેવી માનવી. મસ્તક ઉપર મુકુટ ધારણ કર્યા હોય તો તેથી શું થયું ? હાથમાં ભલે સોનાનાં કડાં પહેર્યા હોય પણ જો તેથી ભગવાનની સેવા થતી ન હોય તો તેને મડદાં જેવા ગણવા. પ્રભુનાં દર્શન કરવામાં નેત્રનો ઉપયોગ થતો ન હોય તો તેને મોરપીછીના ચાંદલા જેવા ગણવા, પગ પ્રભુના દર્શન કરવા મંદિરોએ જવામાં વપરાતા ન હોય તો તેને ઝાડના થડ જેવા ગણવા. જે માણસ પ્રભુની ચરણરજને પ્રાપ્ત થતો ન હોય તે જીવતા શબ જેવો છે. શ્રવણ તથા કીર્તનથી જેના નેત્રમાં આંસુ ન આવે અને જેને રોમાંચ ન થાય તેનું હૃદય પાષાણના જેવું માનવું. (૨-૩-૧૯ થી ૨૪).

આત્મનિવેદનના સિદ્ધાન્તનું અનુસંધાન એ વૈરાગ્યનું શિખર છે. તે વિના વૈરાગ્ય કોઇને સિદ્ધ થવાનો નથી. અક્ષરાતીત પુરુષોત્તમ શ્રીકૃષ્ણ મર્યાદા પુરૂષોત્તમ શ્રી રામચંદ્રજી, શ્રી ઋષભદેવજી અને અનેક રાજાઓએ ગૃહસ્થાશ્રમ ભોગવ્યા છે તેમ છતાં કમળ જેમ જળમાં રહે છે અને તેનો સ્પર્શ કરવા દેતું નથી તેવી રીતે તેઓએ પણ સંસારને સ્પર્શ કરવા આપ્યો નથી. ખટવાંગ રાજા વનમાં ગયા નહોતા પરંતુ અવસાનનો વખત આવ્યો. તે વખતે અહંતા મમતાનો ત્યાગ કરી પ્રભુમાંજ ચિત્ત રાખી થોડા વખતમાં ઉત્તમ ગતિને પામ્યા હતા. પૃથુ રાજા ગાદી ઉપર હતા. તેમને અખૂટ દ્રવ્ય હતું. વૈભવનો પાર નહોતો તેમ છતાં આત્મનિવેદનનું અનુસંધાન રાખી પરમ ગતિને પામ્યા હતા. જ્યારે સનકાદિક તેમની પાસે આવ્યા ત્યારે પૃથુરાજાએ કહ્યું કે–હે સાધુ પુરુષો, મારૂં રાજ્ય તથા મારૂં શરીર મહાત્માઓનું જ છે. એટલે ગુરુ દક્ષિણામાં શું આપું ? મારા પ્રાણ મારી સ્ત્રી મારા દીકરા તથા મારૂં ઘર, પૃથ્વી ખજાનો વિગેરે તમામ મારા નથી પણ મહાત્માઓની માલિકીના છે. તે ઉપર મારૂં સ્વામિત્વ ન હોવાથી તે તમામ આપને અર્પણ કરૂં છું. (૪–૨૨–૪૩–૪૪) જનક રાજાએ પોતાના ગુરુ યાજ્ઞવલ્કયને

વિદિત કર્યું હતું કે મારો દેશ, દેહ તથા હું આપને અર્પિત થયા છીએ. મનુ રાજા છતાં તે પ્રભુ પરાયણ હતા અને લૌકિક ભોગમાં અનાસક્ત હતા. (૩-૩૨-૩૪) રાજા અંબરિષ સપ્તદ્વીપવાળી પૃથ્વી ઉપર રાજ્ય કરતા હતા. અતૂલ વૈભવો હતા, અખૂટ ભંડાર હતો. હઝારો નોકરો હતા તેમ છતાં આત્મનિવેદનના ઉપદેશનું તેમને અનુકરણીય અનુસંધાન રહેતું હતું. તેમણે મન પ્રભુના ચરણને અર્પણ કર્યું હતું. વાચા પ્રભુના ગુણો ગાવામાં અર્પણ કરી હતી. હાથથી મંદિર સાફ કરવા વગેરેની સેવા કરતા. કાનથી પ્રભુના ગુણોનું શ્રવણ કરતા. નેત્રનો ઉપયોગ પ્રભુના દર્શનમાં કરતા. ત્વચાથી પ્રભુના ભક્તોના અંગનો સ્પર્શ કરતા હતા. નાસિકાને પ્રભુને ધરેલ તુળસીની સુગંધ લેવામાં અર્પણ કરી હતી. પગનો ઉપયોગ પ્રભુના મંદિરોમાં જવામાં કરતા હતા. આવી રીતે ચક્રવર્તિ રાજા છતાં દરેક ઇંદ્રિયો, મન, પ્રાણ દ્રવ્યાદિકનો પ્રભુમાંજ વિનિયોગ કરી પ્રભુ પરાયણ રહેતા. રાજા ઉંચી કોટિના ભાગવત હોવાથી તેનો દ્રોહ કરનારા દુર્વાસાનું રક્ષણ બ્રહ્માદિક પણ કરી શક્યા નહિ તેથી તે જ્યારે વિષ્ણુ ભગવાન પાસે ગયા ત્યારે ભગવાને કહ્યું કે—

આ રાજાએ સ્ત્રી, પુત્ર, ઘર, પ્રાણ, ઇંદ્રિયો, દ્રવ્ય, રાજ્યાદિકમાંથી આસક્તિ કાઢી નાંખી એ તમામ મને અર્પણ કરી તેમણે મારૂં શરણ લીધું છે તેથી તેમને હું કેમ છોડી દઉં? સતી સ્ત્રી શુદ્ધ અને અવિચ્છિન્ન ભાવથી પોતાના પતિને વશ કરે છે તેવી રીતે આવા ઉત્તમ ભક્તો પણ પ્રેમથી મને વશ કરે છે. (૯-૪-૫૬-૬૫)

રાજા હો કે રંક હો, બ્રાહ્મણ હો, ક્ષત્રિય હો, વૈશ્ય હો કે શુદ્ર હો, ગમે તે આશ્રમમાં હો પરન્તુ દેહ, ઘર, દ્રવ્યાદિકનો માલિક હું નથી પણ તેના માલિક પ્રભુ છે એવા વિચારનું સેવન કરી તમામનો પ્રભુના અર્થે વિનિયોગ કર્યા વિના મોક્ષના કે પ્રભુ પ્રાપ્તિના માર્ગે જવાનું તદ્દન અશક્ય છે. તેથીજ આત્મ નિવેદન રૂપી ધર્મને ભાગ-

વત ધર્મોમાં શિરોમણિ કહી તે ઉપર વેદાદિક તમામ શાસ્ત્રોએ ઘણો ભાર મૂકયો છે. પ્રહલાદની ભાષામાં કહીએ તો વેદ પારંગત બ્રાહ્મણે જો આત્માદિક પ્રભુને અર્પણ કર્યા ના હોય તો સર્વસ્વ અર્પણ કરનાર ચાંડાળ તેનાથી ચડીયાતા દરજ્જાનો છે. સમર્પણ સિદ્ધ ન થાય તો કેવલ પાંડિત્ય કશા કામનું નથી.

ભગવાન્ અંશી છે, જીવ અંશ છે. પ્રભુમાંથી તેનું વ્યુચ્ચરણ છે. પ્રભુનો તેને વિયોગ થયો છે; પરંતુ અવિદ્યારૂપી ઓડ વળગ્યું છે, તેથી વિરહ તાપનો તિરોભાવ છે. અવિદ્યાને લીધે પાંચ પ્રકારના અધ્યાસ રહે છે. અહંતા અને મમતા મુમુક્ષુના કટા વૈરી છે. બંનેના ત્યાગ વિના મોક્ષમાર્ગે જઈ શકાતું નથી. ત્યાગ આત્મનિવેદન સમર્પણથીજ સિદ્ધ થઈ શકે. એવો રામબાણ ઉપાય બીજો એક પણ નથી. વેદમાં આત્મ નિવેદનનો ઉપદેશ છે. શ્રીગીતામાં છે. વેદરૂપી કલ્પતરુના ફળરૂપ શ્રીભાગવતમાં તો આત્મનિવેદનને ભાગવત ધર્મોમાં શિરોમણિ કહી એ ધર્મનું અનેક સ્થળે અનેક દૃષ્ટાંતોથી પ્રતિપાદન કરવામાં આવ્યું.

હવે આ ગોપાંગનાઓના આત્મનિવેદનનું દિગ્દર્શન કરાવવામાં ત્યારબાદ પુષ્ટિમાર્ગીય ગ્રંથોના મુખ્ય સિદ્ધાંતો રજુ કરી લાઈબલ કેસની સમીક્ષા કરવામાં આવશે. ગોપીઓના જીવનનો પ્રમાણિકપણે અભ્યાસ કર્યા વિના આત્મનિવેદનના શિખરનો ખ્યાલ આવી શકે નહિ. આ દુનિયામાં અનેક વૈષ્ણવો મહાત્માઓ અને ભાગવતો થઈ ગયા છે; પરંતુ પ્રભુના કૃપા બલથી નિરક્ષર ગોપીઓને જેવું વૈષ્ણવત્વ પ્રાપ્ત થયું હતું તેવું બીજા કોઈને થયું ન હતું. વેદ પારંગતને, પંડિતને, રાજાને કે બ્રાહ્મણનેજ આત્મનિવેદન સિદ્ધ થાય એવો નિયમ નથી. ભાવરહિત પંડિતોને અને યજ્ઞાદિક સાધનોનું સેવન કરનારાઓને પાંડિત્યનું યથા સાધનોનું અભિમાન રહે છે પ્રભુ અભિમાનીથી દૂર રહે છે. એતો દાસત્વ અને દીનતાના ભૂખ્યા છે પ્રભુ

સિવાયના અન્ય સાધનોનો ત્યાગ કરી પ્રભુને સાધન માન્યા સિવાય દાસત્વ અને દીનતા સ્ફુરતાં નથી. ઘણાં ભાગે આ ગુણો નિરક્ષરોમાં જોવામાં આવે છે તેથી તેઓમાં વિશેષ વૈષ્ણવત્વનો અનુભવ થાય છે. પ્રલ્હાદે પ્રભુની પાસે દાસત્વ, દીનતા અને સેવા માગ્યાં. શ્રીમહાપ્રભુજી સ્પષ્ટ ભાષામાં કહે છે, કે વૈષ્ણવ ભલે મૂઢ હોય. પરંતુ તેનામાં વૈષ્ણવત્વ છે, તેથી તેજ ભગવાનની ગતિ જાણે છે. અત્યંત નિપુણ હોય પણ જો તે અવૈષ્ણવ હોય તો પ્રભુની ગતિ જાણી શકતો નથી.

અન્ય સ્થળે તેવોજ ઉપદેશ આપતાં પ્રભુ કહે છે કે ભગવદ્ ભજનમાં નિપુણ બુદ્ધિની અપેક્ષા નથી. આવોજ વિચાર શ્રી ભાગવતમાં પણ જોવામાં આવે છે. (સ્કં. ૧ અ. ૩ શ્લોક ૩૬–૩૭)

સ્વરૂપનું જ્ઞાન આપનાર પ્રભુ છે, ભાવનું દાન દેનારા પણ ભાવાત્મા પ્રભુ છે. વેદ પારંગતમાં પણ ભાવ ન હોય તો તેનું પાંડિત્ય વ્યર્થ છે. વેદજ્ઞ બ્રાહ્મણો વર્ષો થયાં યજ્ઞ કરતા હતા પરંતુ યજ્ઞના ધુમાડાથી પોતાના સ્વરૂપનું અને પ્રભુના સ્વરૂપનું ભાન ભૂલ્યા, ગોપ બાલકોને અન્ન પણ આપ્યું નહિં. કારણકે ક્ષુદ્ર આશાથી યજ્ઞ કરતા હતા. વાસ્તવિક રીતે મૂર્ખ હતા; કારણકે સ્વરૂપ જ્ઞાન ન હતું. અને પ્રભુમાં ભાવ ન હતો. તેમ છતાં જ્ઞાની હોવાનો ડોળ રાખતા. વેદજ્ઞોની આવી શોચનીય દશા હતી તેમની સ્ત્રીઓ નિરક્ષર હતી. યજ્ઞાદિક સાધનો સેવ્યાં ન હતાં. એટલે સાધનનું અભિમાન કયાંથીજ હોય ? પ્રભુનેજ સાધન ફલાદિ સર્વસ્વ માનતી હતી. તેમણે દેહ, બુદ્ધિ, વગેરે પ્રભુને અર્પણ કર્યાં હતાં. રસરૂપ પ્રભુનાં દર્શન માટે ઉત્સુક રહેતી. પ્રભુના ગુણગાનમાંજ ચિત્ત લાગ્યાં હતાં. ગોપબાલકો અન્ન લેવા આવ્યાં એટલે સગાં સંબંધીઓએ રોકયા છતાં પ્રભુ પાસે ઋષિપત્નીઓ આવ્યાં. કેટલીક સ્ત્રીને તેના ધણીએ જબરજસ્તી વાપરી આવવા દીધી નહિ. પ્રભુમાં તેને આત્યંતિક ભાવ હતો તેથી વિરહાર્તિ થઇ અને આવા ભાવને લીધે પ્રભુ

સ્વધામમાં પધાર્યાના ખબર સાંભળતાંજ કુંતાજીનો દેહ પડી ગયો, તેમ તેમનો પણ પડયો. આ સ્ત્રીઓએ તમામ આશાઓનો ત્યાગ કર્યો હતો. પ્રભુનાં દર્શનનીજ તેમને તીવ્ર ઇચ્છા હતી. આવો તેમને વિગાઢભાવ જોઈ પ્રભુએ કહ્યું કે તમારો સ્વાર્થ શામાં રહેલો છે તેનું તમને ભાન નથી તેથીજ તમો મારી "**અહૈતુકી**" અને **અવ્ય-વહિતા**" ભક્તિ કરો છો. પ્રાણ, બુદ્ધિ, મન, દેહ, ધનાદિક પદાર્થો જે આત્માના સંબંધથી પ્રિય જણાય છે તે આત્માથી વધારે પ્રિય બીજો કોણ હોઈ શકે? આવા ભાવથી તમે કૃતાર્થ થયા છો. યજ્ઞ સ્થાને પ્રભુએ જવાની આજ્ઞા કરી તેના જવાબમાં ઋષિપત્નિઓએ કહ્યું કે આપ ભક્તાધીન છો. ભક્તોને તરછોડવામાં પ્રતિજ્ઞાનો ભંગ થાય છે. સર્વ સંબંધીઓએ ના પાડયા છતાં આપના ચરણમાં આવ્યાં છીએ.

કામ ક્રોધાદિકને ભસ્મ કરનાર પ્રભુ અમને તો આપના ચરણની સેવા જોઇએ છીએ તેના જવાબમાં પ્રભુએ કહ્યું કે **પ્રીતિ કે અનુરાગને માટે પરસ્પર અંગ સંગની જરૂર નથી. મારા વિષે મન લગાડવાથી થોડા વખતમાં મને પામશો.** પ્રભુનેજ જેને દૃઢ આશ્રય હતો. યજ્ઞાદિક કોઈપણ સાધન જેણે સેવ્યાં ન હતાં અને પ્રભુજ જેને સાધન હતાં એવી પોતાની સ્ત્રીઓની દશા જોઇ વેદજ્ઞ, યજ્ઞરૂપી સાધન સેવનારા, અને સાધનનું અભિમાન રાખનારાઓને પશ્ચાત્તાપ થયો અને તેમણે એવા ઉદ્‌ગારો કાઢયા કે પાંડિત્ય છતાં આપણાં જન્માદિકને ધિક્કાર છે કે આપણે પ્રભુથી વિમુખ થયાં. ધન્ય છે સ્ત્રીઓને કે પ્રભુમાં આત્યંતિક પ્રેમ રાખીને અને આત્મ-નિવેદન કરીને ઘરરૂપી મૃત્યુના પાશને તેમણે કાપી નાખ્યો છે. આપણે એટલા ભાગ્યશાળી છીએ કે આપણી નિઃસાધના સ્ત્રીઓની ભક્તિથી આપણી બુદ્ધિ ભગવાનમાં નિશ્ચલ થઈ. પ્રભુની માયાથી મોહિત થઈ આપણે કર્મ માર્ગમાં ભટકીએ છીએ.

જેનો વેદ બોલી નહિ તેનો બોલી વેદાતીત, રસરૂપ, દીનોનાથ, નિ:સાધનાધિપ, પુષ્ટિ પુરુષોત્તમ શ્રીકૃષ્ણ છે. ગોપાંગનાઓ નિરક્ષર હતી. યજ્ઞાદિક સાધન સેવ્યાં ન હતાં. કેવલ પ્રભુના કૃપાબળથી આત્મ નિવેદનનું સંપૂર્ણ અનુસંધાન અને પરિપાલન પ્રાપ્ત થયું હતું. તેના જીવનમાં આત્મનિવેદનના શિખરનાં દર્શન થાય છે. તે શિખર એજ માનસી સેવા, એજ નિરોધ. એજ વ્યસન. એજ ભક્તિનું શિખર, ભક્તિ રસનું દાન કરનાર મનુષ્ય યોગી ન હતા; જ્ઞાની ન હતા; દેવ ન હતા; પ્રભુનાં અંશાવતાર કે કલાવતાર ન હતા; પરંતુ વેદના "रसोवै सः" પ્રભુ હતા. પુષ્ટિ પુરુષોત્તમ હતા. નિ:સાધનનું, દાસત્વ અને દીનતાનું સેવન કરનારનું કેવલ કૃપાબળથી કાંડું ઝાલી ઉદ્ધાર કરવો અને મોક્ષથી અધિક ફળ આપવું એ પુષ્ટિ પુરુષોત્તમનો ધર્મ છે. તે ધર્મનાં અલૌકિક દર્શન પણ ગોપીઓના વૃત્તાંતમાં થાય છે.

પુષ્ટિ પુરૂષોત્તમનું પ્રાગટ્ય ઘણાં પ્રયોજનો માટે છે. ભક્તિયોગનું વિધાન અને નિરોધનું દાન કરવું એ પણ મુખ્ય પ્રયોજન છે. આ પ્રયોજન માટે રાસલીલા છે. લીલા કરનાર તે પ્રભુ અને જેની સાથે લીલા કરી તે અપ્રાકૃત સ્ત્રીઓ અનેક રૂપો ધારણ કરીને લીલા કરી, ખુલ્લા મેદાનમાં ફરી, અગ્યાર વર્ષની ઉમ્મરે કરી. જેણે આખા જગતને નાથ્યું છે એવા કામદેવને ઉદ્દીપન કરી ગર્વભંજન પ્રભુએ તેને નાથ્યો. પૂર્વે આપેલું વરદાન સિદ્ધ કરવા એક વખત મિલાપ થયા પછી અંગસંગ કરવાની પ્રભુએ ઇચ્છા પણ ન કરી. તેમ ગોપીઓને પણ તેવી ઇચ્છા ન થઇ. પ્રભુ ભૂતલ ઉપર ૧૨૫ વર્ષ બીરાજ્યા. અંગસંગ કર્યા પછી ફક્ત એક વખત કુરુક્ષેત્રમાં ગોપીઓને મળ્યા તે વખતે પણ અંગ સંગ કર્યો નહિ. પણ ઉપદેશ આપી નિર્ગુણ બનાવ્યાં. ઉદ્ધવની સાથે સંદેશો મોકલતાં ગોપીઓને કહેવરાવ્યું કે તમે તમારૂં ચિત્ત મને સદા સર્વદા અર્પણ કર્યું છે. તેથી મારો તમને કદી પણ વિયોગ નથી એવો નિશ્ચય રાખવો.

મનને રોકવું એ પરમ ધર્મ છે. મનનો નિરોધ એજ યોગ, સાંખ્ય, સંન્યાસ અને વેદાદિકનું તાત્પર્ય છે. તમારો મારા ઉપર નિષ્કામ અને અવિચ્છિન્ન પ્રેમ છે તેમ છતાં તમારા ઉપર અનુગ્રહ કરવાજ હું દૂર રહું છું. તમને મારૂં ધ્યાન રહે અને તમારૂં ચિત્ત મારામાં રહે એ દૂર રહેવાનું પ્રયોજન છે. તમામ વૃત્તિઓમાંથી તમારૂં મન કાઢી ને મારે વિશે નિરંતર રાખવું. તેમ કરવાથી થોડા વખતમાં તમો મને પામશો. જે સ્ત્રીઓ રાસક્રીડામાં ભાગ લઇ શકી ન હતી તેઓ પણ મારા ચરિત્રોનું ધ્યાન કરવાથી મને પામી ગઈ છે. આટલો સંદેશો સાંભળતાં જ ગોપીઓનો વિરહતાપ શમી ગયો. નિર્વિવાદ હકીકતો શ્રીભાગવતના મૂળ શ્લોકોથીજ સિદ્ધ થાય છે તેમ છતાં કેટલાક ધર્માંધ ક્રિશ્ચિયન પાદરીઓએ અને તેમનામાં અંધશ્રદ્ધા રાખી તેમને ડગલે ડગલે ચાલનારા આપણા કેટલાક ભાઈઓને રાસ પંચાધ્યાયી નિંદવા લાયક જણાય છે અને કેટલાક ભાઈઓ તો વિવેક બુદ્ધિને તિલાંજલી આપી શ્રી ભાગવતના મુકુટરૂપ આ અધ્યાયોને પ્રક્ષિપ્ત માનીને તથા મનાવીને દિગ્વિજય કર્યાનું માને છે. જો આ આ અધ્યાયો પ્રક્ષિપ્ત હોય તો “ચંદ્રમાના કિરણોથી અજવાળી થયેલી રાત્રીએ વૃંદાવનમાં રાસક્રીડા કરવા તૈયાર થયેલા ‘ક્રીડન’ રાસોન્મુખ–ભગવાન ગોપિકાઓના ચિત્ત આકર્ષવા વેણુનાદ કરશે.” એવો શ્રી ભાગવતનો સ્કંધ ૨ અ. ૭ નો ૩૩ મો શ્લોક કયાંથી આવ્યો? ભીષ્મ પિતામહ જેવા પણ અવસાન વખતે ગોપીઓ સાથે આત્મારામ પ્રભુએ કરેલ રમણનો હવાલો આપી ગોપીઓ પ્રભુના સ્વરૂપને પામી એમ કહે છે. આ શ્લોક કયાંથી આવ્યો? ઉદ્ધવને જ્ઞાન આપતાં પ્રભુએજ આ ગોપીઓના પ્રેમની ઘણી પ્રશંસા કરી છે. પંચાધ્યાયીને પ્રક્ષિપ્ત કહેનારાઓને પણ એટલો સ્વીકાર કરવો પડે છે કે ઉપર જણાવેલા શ્લોકો વિનાનું એક પણ હસ્ત લિખિત ભાગવત જોવામાં કે સાંભળવામાં આવ્યું નથી. આ અધ્યાયો ઉપરની જૂનામાં જૂની ટીકાઓ મોજુદ છે. શ્રી ભાગવત અપૂર્વ હોઈ તે

ઉપર સંખ્યાબંધ ટીકાઓ થઇ છે. કોઇ ટીકાકારે, આચાર્યે, પંડિતે, કવિએ કે ભકતે એમ કહ્યું નથી કે આ અધ્યાયો પ્રક્ષિપ્ત છે. પ્રક્ષિપ્ત કહેવા મગર શ્રદ્ધા વિહીન રહેવું એ પણ શ્રીમહાપ્રભુજીની ભાષામાં એક જાતનો સન્નિપાત છે; અને તે રોગ, ધર્મનું અભિમાન રાખવાનો દાવો રાખનારા આપણા કેટલાક હિન્દુ સાક્ષરભાઇઓને લાગુ પડયો છે. તેમાં પ્રભુની અકૃપા એજ કારણ છે. આ સન્નિપાત એવો છે કે તે તો પ્રભુજ ધારે તો પોતાના કૃપાબલથી મટાડી શકે.

હવે ગોપીઓના આત્મનિવેદન અને વૈષ્ણવત્વનો ચિતાર શ્રી ભાગવત કેવો આપે છે તે જોઈએ.

રસ રૂપ–ભાવાત્મા–દિવ્યાકાર પ્રભુએ દિવ્ય વેણુમાં ભક્તિ રસ રેડયો, નાદથી કર્ણદ્વારા પાન કરાવ્યું, ભક્તિ રસનો હૃદયમાં પ્રવેશ કરાવ્યો. અંતઃકરણના કામાદિક દોષોને ભસ્મ કર્યા–ભગવદ્ આવેશ માટે યોગ્ય કર્યા. ગાઢ પ્રેમથી ગોપીઓ ગુણાનુવાદ કરવા મંડી ગયાં અને અંદર અંદર કહેવા લાગ્યા કે આ પ્રભુના મુખારવિંદનાં દર્શન કરવા એજ આંખનું ફળ છે. પ્રભુમાં તેમને એવો અસ્ખલિત પ્રેમ હતો કે તેમની અનેક લીલાઓનું વર્ણન કરતા તેઓ **તન્મયતાને** પામી ભગવદ્ગુણોમાં આસક્ત હોય તેઓજ ભગવાન વિષે આસકત થાય છે. ગોપીઓની આસક્તિ પ્રેમપૂર્વક છે અને પ્રેમ પણ કૃપા બલથી શ્રી હરિએજ ઉત્પન્ન કર્યો છે.

જે રાત્રિમાં રમણ કરવા પ્રભુએ સંકલ્પ કર્યો હતો તે રાત્રિઓ આવી એટલે "આત્મારામ" પ્રભુએ રમણ કરવાની ઇચ્છા કરી અને ચિત્તાકર્ષક મધુર ગાન કર્યું. ગોપીઓનાં ચિત્ત પ્રભુમાંજ હતાં. "कृष्णगृहीतमानसाः'"

તેથી તમામ લૌકિક કામો છોડી દઇ પ્રભુ પાસે આવ્યાં. જે ગોપીઓ ઘર છોડવા અશકત હતી, તેઓએ શ્રીકૃષ્ણનું ભાવના યુકત

થઈ નેત્ર બંધ કરી તેમનુંજ ધ્યાન કરવા માંડયું. ગાઢ પ્રેમને લીધે વિયોગાર્તિ થઈ તેથી તેમનાં પાપ ભસ્મ થઈ ગયાં અને બંધનો નષ્ટ થવાથી તુરત તેમણે ગુણમય શરીરનો ત્યાગ કર્યો.

ગોપીઓ આવી ત્યારે પ્રભુએ તેમને કહ્યું કે તમે ઘેર જાઓ. અને પતિઓની સેવા કરો. આ તમારો પરમ ધર્મ છે. મારૂં દર્શન કરવાથો. મારૂં ધ્યાન કરવાથી, મારા અલૌકિક ગુણો તથા મારી લીલાનું શ્રવણ કરવાથી અને કીર્તનો કરવાથી જેવો ભાવ મારામાં રહે છે તેવો નજીકમાં રહેવાથી રહેતો નથી.

ગોપીઓએ પોતાના દેહ, ઇંદ્રિયો, પ્રાણ, મન, બુદ્ધિ, ગૃહાદિક પ્રભુને અર્પણ કર્યા હતાં. તેથી પ્રભુનાં વચનો તેમને ગમ્યાં નહિ, અને ગલગલિત વાણીથી વિનંતિ કરી કે આવાં વચન કહેવાં તે આપને યોગ્ય નથી, અમે તો સર્વે વિષયોનો સંપૂર્ણ રીતે ત્યાગ કરી આપના ચરણારવિંદમાં આવ્યાં છીએ. ધર્મના ફલ રૂપ આપજ છો તેથી આપની સેવા કરવાની અમને ઇચ્છા છે. અમારા ઉપર કૃપા કરો. અમારૂં ચિત્ત આપે હરી લીધું છે. અમારા પગ આપના ચરણ પાસેથી એક ડગલું પણ ખસે તેમ નથી. શ્રીલક્ષ્મી-જીની પેઠે અમે પણ આપના ચરણની રજને શરણે આવ્યાં છીએ. સેવા માટે તો અમે અમારા ઘરબારનો મનવડે ત્યાગ કર્યો છે. અમે તો આપની પાસે એકજ વર માગીએ છીએ કે તે એ છે કે અમને દાસ્ય આપો.

પ્રભુ " આત્મારામ " અને " યોગેશ્વરના પણ ઇશ્વર " છતાં રમણ કરવા લાગ્યા. પ્રયોજન ગોપીઓનો ઉદ્ધાર કરવાનું હતું. નિષ્કામ પ્રભુએ ગોપીઓના કામની સમ્યક્ પૂર્તિ કરેલી છે તેથી ગોપીઓ પણ નિષ્કામ છે. કામથી પુરાયેલો કામ સંસારને ઉત્પન્ન કરે છે, પણ કામ રહિત પુરુષે પૂર્ણ કરેલો કામ નિષ્કામ થાય છે. રમણ કરીને પ્રભુએ રસાધિક્યને પ્રગટ કર્યું.

આવિર્ભાવ અને તિરોભાવ નામની પ્રભુની બે શકિતઓ છે. રમણ થતાં ગોપીઓને મદ થયો. મદ ભકિત રસનું પાન કરવાની ઇચ્છાવાલાઓનો કટ્ટો વૈરી છે. મદની નિવૃત્તિ પ્રભુએ કરવાની હતી તેથી ગોપીઓ ઉપર અનુગ્રહ કરવા અંતર્હિત થઇ ગયા. સ્વાનંદના ભકિત રસના સ્થાપનનો તેમાં હેતુ હતો. બાહ્ય ઉત્પન્ન થએલો આનંદ દ્રઢ થઇ અંદર પ્રવેશ કરે તેને માટે ભગવાને ગોપિકાઓમાં પ્રવેશ કર્યો.

પ્રભુ અંતર્હિત થવાથી વિગાઢ ભાવને લીધે ગોપીઓને વિરહ-તાપ થયો. દેહનું અનુસંધાન પણ રહ્યું નહિ. પરવશ તદાત્મિક થઇ ભગવાનની લીલાનું ગાન કરવામાંજ મસ્ત રહી કૃપા કરી દર્શન આપો. દર્શન આપો એવાજ ઉદ્દગારો કાઢવા માંડયા. વનમાં પ્રભુનો શોધ કરતાં પ્રભુનાં ચરણો જોવામાં આવ્યાં. તે જોઇ ગોપીઓએ કહ્યું કે બ્રહ્મા શંકરાદિક દોષની નિવૃત્તિ માટે આ ચરણ કમલનાં રેણુઓને મસ્તક વિષે ધારણ કરે છે. ગોપીઓની વિરહ દશાનું વર્ણન કરતાં શ્રી શુકદેવજી કહે છે કે તેમની વાર્તાનો વિષય ભગવાનજ હતાં. ભગવાનની પેઠે ચેષ્ટાઓ કરતાં ભગવાન રૂપ થઇ ગયાં હતાં તેથી તેમને તેમના ગૃહાદિકનું સ્મરણ રહ્યું ન હતું. પ્રભુનું પ્રાકટય થવામાં વિલંબ થયો. તેથી નિઃસાધન થઇ દીનતાથી તેમણે પ્રભુની સ્તુતિ કરવા માંડી અને કહ્યું "હે પ્રભુ, આપ યશોદાજીના પુત્ર નથી પણ સમસ્ત પ્રાણીઓની બુદ્ધિના સાક્ષી છો. બ્રહ્મા-જીની પ્રાર્થનાથી આપનું પ્રાકટય છે. આપનો હસ્તસ્પર્શ શરણા ગતનો સંસાર કાપે છે. ભકતોના ગર્વને આપ તોડવા વાલા છો. કૃપા કરી આપના મુખારવિંદનાં દર્શન આપો. તે વિના અમારો વિરહતાપ મટે તેમ નથી. અમારૂં ચિત્ત આપે એટલું બધું હરી લીધું છે કે આપ દિવસે વનમાં જાઓ છો ત્યારે આપનાં દર્શન નહિ થવાથી ત્રુટી જેટલો સમય યુગ જેટલો થઇ પડે છે. આપનેઃ

વિયોગ ક્ષણવાર પણ સહન થઈ શકતો નથી. આપના ચરણા-રવિંદની સેવા માટેજ પતિ તથા સગાં સંબંધીઓએ વાર્યા છતાં અમે આવ્યા છીએ.

સ્તુતિથી પ્રસન્ન થઇ પ્રભુ પ્રકટ થયા. તે વખતના સ્વરૂપનું વર્ણન કરતાં શ્રીશુકદેવજી કહે છે કે પ્રભુ સાક્ષાત્ કામનાઃ પણ કામદેવ હતા. પ્રભુનાં દર્શન થતાંજ ગોપીઓએ વિરહતાપનો ત્યાગ કર્યો. પ્રભુએ ગોપીઓને કહ્યું કે લોક વેદનો ત્યાગ કરી મારોજ આશ્રય તમે રાખો છો, તેથી તમારા ઉપર અનુગ્રહ કરવાજ હું અંતર્ધ્યાન થઇ ગયો હતો. તે વિના વિરહતાપનો તમને અનુભવ થાત નહિ. તમારો સંબંધ મારી સાથે કેવલ નિર્દોષ છે. તમે મારી ઉપર જે ઉપકાર કર્યો છે તેનો બદલો મારાથી વાળી શકાય તેમ નથી. અસંગરૂપી શસ્ત્ર વડે ઘરરૂપી અભેદ્ય સાંકળને તોડી મારી સેવામાં તમે પરાયણ રહો છો.

રાસક્રીડાનો પ્રારંભ થતાંજ પ્રભુ પોતાના અલૌકિક સામર્થ્યથી બબ્બે ગોપીઓ વચ્ચે ગોઠવાઇ ગયા અને રાસમાં ભાગ લેનારી તમામ ગોપીઓને એમ જણાવ્યું કે પ્રભુ આપણી પાસેજ છે. તેમના પતિઓને એમ લાગ્યું કે પોતપોતાની સ્ત્રી પોતાનીજ પાસે છે. સત્ય સંકલ્પવાળા પ્રભુએ રમણ કરતાં કામદેવનું મર્દન કર્યું, તેને નાથ્યો, ગોપીઓને ભકિતરસનું દાન કર્યું.

શ્રીશુકદેવજી કહે છે કે રાસલીલાનું શ્રવણ કરવાથી મનુષ્ય પ્રભુ પરાયણ થાય છે અને આ કથાનું શ્રદ્ધાથી શ્રવણ અને કીર્તન કરનારને પ્રભુમાં પરાભકિત સિદ્ધ થાય છે અને હૃદયના રોગરૂપી કામ તુરત નષ્ટ થાય છે.

કંસના કહેવાથી અક્રૂરજી, શ્રીકૃષ્ણ તથા બળદેવજીને મથુરા લઈ જવા વ્રજમાં આવ્યાં હતા. પ્રભુ જવાના છે તે સાંભળતાંજ ગોપીઓ અતિ ખિન્ન થઈ. તેમનું ચિત્ત ભગવાન્‌માં લાગી રહ્યું

અને 'હે ગોવિંદ, હે દામોદર, હે માધવ, એ પ્રમાણે ઉંચા સ્વરે બોલી રડવા માંડયું. તેમનું ચિત્ત પ્રભુમાં એટલું બધું આસકત હતું કે શ્રી કૃષ્ણના રથની ધ્વજા તથા રથથી ઉડતી ધૂળ દેખાય ત્યાં સુધી પૂતળીઓની પેઠે તેઓ સ્થિર થઇ ઉભી રહી અને પ્રભુની ગેરહાજરીમાં તેમની લીલાનું ગાન કરવામાં મસ્ત બની રાત્રિ દિવસ આનંદમાં ગાળવા લાગી.

ઉદ્ધવજી સાથે પ્રભુએ કેવો સંદેશો મોકલાવ્યો હતો તે ઉપર કહેવામાં આવ્યું છે. શ્રીકૃષ્ણના આવેશથી ગોપીઓની વિહ્વલ દશા જોઇ ઉદ્ધવજી ઘણા પ્રસન્ન થયા અને તેમણે એવા ઉદ્દગારો કાઢયા કે મુનિઓને તથા મારા જેવાને દુર્લભ એવી દ્દઢ ભકિત આ ગોપીઓને થઇ છે તેથી તેમનો જન્મ સફળ છે. ભગવાનની કથામાં રસ આવે તેજ ખરી ભકિત છેઃ તેવી ભકિત ગોપીઓને પ્રાપ્ત થઇ છે. આવા ભકતોને પ્રભુ વશ થાય છે. આવા ભકતો અભણ હોય તો પણ પ્રભુ તેમને ભજે છે અને તેમનું કલ્યાણ કરે છે. દુસ્ત્યાજ્ય સ્વજનો અને ધર્મ માર્ગનો પણ ત્યાગ કરી શ્રુતિઓ પણ ભગવાનની જે ગતિને શોધે છે તે આ ગોપીઓએ પ્રાપ્ત કરી છે. આવા વૈષ્ણવોની ચરણ રજનું સેવન કરનાર ગુલ્મ અને લતાદિકમાં મારો જન્મ થાય તેમ હું ઇચ્છું છું. આ વ્રજની નારીઓની ચરણ રજને હું વારંવાર પ્રણામ કરૂં છું.

ઉદ્ધવજીને જ્ઞાન આપતાં શ્રીકૃષ્ણ એકાદશ સ્કંધમાં કહે છે કે જ્યારે અક્રુરજીની સાથે હું તથા બલભદ્ર મથુરાજી જવા નીકળ્યા તે વખતે મારામાં વિગાઢ ભાવથી જેનાં ચિત્ત અનુરકત થયાં હતાં. એવી ગોપીઓને મારા વિયોગથી અત્યંત દુઃખ થવા માંડયું અને મારા વિના અન્ય વસ્તુ તેમને સુખદાયક જણાઈ નહિ. મારા વિયોગને લીધે રાત્રિઓ તેમને કલ્પ જેવી જણાવા માંડી. આ ગોપીઓ મારામાં આસકત થવાથી દેહ વગેરેનું ભાન ભૂલી ગઈ.

તેઓ મારામાંજ ચિત્ત રાખવાથી મને પર બ્રહ્મને પામી ગઇ. "ब्रह्म मां परं प्रापु:" (૧૧-૧૨-૧૦ થી ૧૩) તેજ સ્કંધના તેજ અધ્યાયમાં શ્રીકૃષ્ણે ઉદ્ધવજીને કહ્યું કે જે ઘણો શ્રમ લેતા છતાં યોગ, સાંખ્ય, દાન, વ્રતાદિક સાધનોથી જે ફલ પ્રાપ્ત થઇ શકતું નથી, તેવું ફલ ગોપીઓને મારામાં ભાવ રાખવાથી મને તે પ્રાપ્ત થયું હતું.

ગોપીઓનો પ્રેમ, તેમનું આત્મનિવેદન, તેમનો સંન્યાસ અને તેમનો વૈરાગ્ય આદર્શરૂપ હતા. તેથીજ ઉદ્ધવ જેવા ઉચ્ચિકોટિના વૈષ્ણવે પણ ગોપીઓના ચરણથી અંકિત થએલી વનસ્પતિમાં જન્મ માગ્યો અને તેમના ચરણની રજને નમન કર્યું. પુષ્ટિમાર્ગ એટલે ગોપીઓ પ્રભુના કૃપા બલથી જે માર્ગે ગઇ તે ગોપીઓનું વૈષ્ણવત્વ એજ નિઃસાધન અને નિર્ગુણ ભકિત તેજ નિરોધ. તેજ માનસી સેવા. એમનામાં જે લક્ષણો હતાં તેજ શુદ્ધ પુષ્ટિભકિતના માર્ગનાં હતાં જે સંન્યાસને શ્રીમહાપ્રભુજી ભકિત-માર્ગીય સન્યાસ કહે છે તે સન્યાસનું પ્રભુએ કૃપાબળથી તેમને દાન કર્યું હતું. ગાયત્રી ભાષ્યમાં તેઓશ્રી લખે છે કેઃ—"भक्तिमार्गीयसंन्यासस्तु साक्षात्पुष्टिपुष्टिश्रुतिरूपाणां रासमंडलमंडनानाम् "

અને "શ્રીભગવત્પીઠિકા" નામના ગ્રંથમાં ગોપી પ્રેમની પ્રશંસા કર્તા તેઓશ્રી લખે છે કે શ્રીપુરુષોત્તમના ત્રણ રૂપો છે. તેમાં આધિદૈવિક સ્વરૂપ છે તે શ્રીપુરુષોત્તમ છે. આત્મ નિવેદનમાં પુષ્ટિ છે. લોકવેદના ભયનો તેમજ કુટુંબ, પુત્ર, ગૃહ, વૈભવ, ધનાદિકનો તથા સર્વ ધર્મોનો ત્યાગ કરી કેવળ શ્રીપુરુષોત્તમનેજ તેઓ ભજે છે તેથી તેમનામાં પુષ્ટિત્વ છે.

હવે પુષ્ટિમાર્ગિય ગ્રંથોમાં આત્મનિવેદન વિષે કેવા સિદ્ધાન્તો પ્રતિપાદન કરવામાં આવ્યો છે, અને દૈવી જીવોના કલ્યાણ માટે શો ઉપદેશ આપવામાં આવ્યો છે તે વિદિત કરીશ. સંપ્રદાયના સિદ્ધા-

ન્તોની તુલના કરતી વખતે વેદ, ઉપનિષદો, ગીતા તથા શ્રીમદ્‌-ભાગવતમાંથી જે બહોળો પુરાવો રજુ કરવામાં આવ્યો છે, તે કૃપા કરી લક્ષમાં રાખવા નમ્ર વિનંતિ છે. સંપ્રદાયને તથા સંપ્રદાયના ઉત્તમ સિદ્ધાન્તોને નિષ્પક્ષપાતબુદ્ધિથી ન્યાય આપવો હોય અને સત્યનુંજ પ્રતિપાદન કરવાની પ્રમાણિક ઇચ્છા હોય તો તેમ થવાની ખાસ આવશ્યકતા છે. લાઇબલ કેસ અને તેવાં નિંદાનાંજ ગંદાં પુસ્તકો વાંચવાથી મગજમાં ઠસી ગયેલા ભૂતોને દુરાગ્રહથી વળગી રહેવાનુંજ હોય તો આવા લેખો વાંચવાનો શ્રમ લેવાની જરાપણ જરૂર નથી.

સૃષ્ટિનો અવિર્ભાવ થયો ત્યારથીજ દૈવી અને આસુરી સંપત્‌ ચાલી આવે છે. સત્યુગ, દ્વાપર અને ત્રેતામાં આસુરી જીવો થયાનું પ્રાચીન ગ્રન્થો વાંચતાં જણાય છે. કલિકાળમાં તો તેવા સંખ્યાબંધ જીવો હોય તો તેમાં અમને કશું આશ્ચર્ય લાગતું નથી. જ્યાં રમણ માટેજ પ્રભુએ સૃષ્ટિનો અવિર્ભાવ કર્યો છે, એવો સિદ્ધાન્ત હોય ત્યાં નિન્દા કરવામાંજ ધર્મ સમજનારાઓનો દ્રોહ કરવાની જરૂર નથી. સિદ્ધાન્તો તથા વિચારોનાં ખંડનમંડન તો થવાનાંજ; તેથી કોઈ પણ સુજ્ઞને માઠું લગાડવાની જરૂર નથી.

પુષ્ટિમાર્ગના બ્રહ્મસંબંધ—આત્મનિવેદન–સમર્પણના જે મંત્રનું લાઈબલ કેસમાં ઇરાદાપૂર્વક ખૂન કરવામાં આવ્યું છે, તે શો છે તે જણાવી, તે ઉપર સાંપ્રદાયિક સંસ્કૃત ગ્રન્થનો, સંસ્કૃત ભાષાનો અને સંસ્કૃત ભાષાની બારાક્ષરીનો પણ સ્પર્શ થયો નહતો, એવું હાઈકોર્ટમાં તેમણે આપેલી જુબાનીથી અને બીજા રજુ થયેલ પુરાવાથી નિઃસંદિગ્ધપણે સિદ્ધ થાય છે. કુટુંબના વૈષ્ણવ ધર્મનો તથા સંપ્રદાયના ગુરુનો ત્યાગ કરી, તેમણે તે વખતના એક મશહુર ક્રિશ્ચિયન પાદરીને ગુરુપદ આપવામાં આવ્યું હતું. તે વખતના સાક્ષરોની પંક્તિમાં હોવાનો દાવો રાખનારાઓની હિન્દુધર્મના શાસ્ત્રોમાં

શ્રદ્ધા નષ્ટ થાય, સ્વધર્મમાંથી વિમુખ થાય, અને ક્રિશ્ચિયાનિટિના કિનારા ઉપર મુકાય, તોજ પોતાના ધર્મનો પ્રચાર થાય આવા હેતુથી, સંપ્રદાયના આત્મનિવેદનના ઉત્તમ સિદ્ધાન્ત તથા ઉપદેશને અન્યાય આપવા કેવા ભગીરથ પ્રયત્નો તે જમાનામાં થયા હતા તેનો યથાર્થ ચિતાર લાઈબલ કેસની સમીક્ષા કરવાના પ્રસંગે આપવામાં આવશે.

સંપ્રદાયમાં જે ઉપદેશ આવે છે તે અક્ષરશઃ નીચે પ્રમાણે છે.

અર્થ "સહસ્ત્ર વર્ષોથી કૃષ્ણનો વિયોગ મને થયો છે. એ કૃષ્ણવિયોગના તાપકલેશના આનન્દનો તિરોભાવ હાલ મને થયો છે. ભગવાન કૃષ્ણને દેહ, પ્રાણ, ઈંદ્રિયો, અંતઃકરણ, તેમના ધર્મો, દારા, આગાર, પુત્ર, આપ્ત, વિત્ત, આલોક, પરલોક મારા આત્માની સાથે હું સમર્પણ કરૂં છું. હું દાસ છું, હે કૃષ્ણ! હું તારોજ છું."

આટલો ગદ્ય ઉપદેશ પાઠ કરો; કૃપા કરી આપણા સંપ્રદાયના ભક્ત કવિવર દયારામભાઈના "ભક્તિપોષણ" નામના ગ્રંથમાંથી નીચેના બે ચંદ્રાવળાનો પણ પાઠ કરો, અને તેનુંજ શુદ્ધભાવથી રટણ કરોઃ—

"દેહ પ્રાણ ઈંદ્રિય અંતઃકરણ, ધર્મ દારા ગૃહ ધન
પુત્ર આપ્ત આત્માસહ, સર્વ સમર્પ્યું જગજીવન;
જગજીવનને સર્વાત્માભાવે, સેવા કરે સદા સહજ સ્વભાવે
તેજ ગમે પ્રભુ જયમ સુખી થાય, આત્મનિવેદન એ કહેવાય.
સેવો શ્રી કૃષ્ણ કૃપાળ.

સર્વ વસ્તુ છે શ્રીકૃષ્ણની, જેની છે તેને શેં ન સમર્પે?
આત્મા સહિત અર્પણ કરી, હરિદાસ થાની શીદ ડરપે?
ડરપે છે કાળથી રહે છે ઉચ્ચારે, ત્હેં પરનું માન્યું પોતાને તે માટે;
જેથી બંધાયો તે વસ્તુ દે મૂકી, તારી ના જાણીશ એ રાઢ ચુકી
સેવો શ્રી કૃષ્ણ કૃપાળ.

આત્મનિવેદનના ઉપદેશ ઉપર આ સંપ્રદાયમાં બહોળું સાહિત્ય છે. તે તરફ લક્ષ ખેંચવાની રજા લઉં છું ગોસ્વામિ શ્રીહરિરાયજીએ ત્રણસો ઉપરાંત ગ્રન્થો રચ્યા છે, અને ઘણા ખરા હાલ મોજુદ છે. નિવેદનના તાત્પર્યનું તેઓશ્રીએ મનનીય નિરૂપણ કર્યું છે. તેમાં તેમાં વેદનું દોહન છે.

પ્રભુના નિઃશ્વાસરૂપ વેદનો અને વેદને પ્રમાણ તરીકે માનનારા તમામ પ્રાચીન હિન્દુશાસ્ત્રોનો એવો નિઃસંદિગ્ધ સિદ્ધાન્ત છે કે સૃષ્ટિના આવિર્ભાવમાં એક અદ્વિતીય પર પ્રભુ–પરમાત્મા–ભગવાનની રમણ–ક્રીડા કરવાની ઇચ્છાજ કારણ છે. રમણ કરવા પ્રભુ પોતેજ બહુરૂપે થાય છે; અને અનેક જડજીવાદિક પ્રભુ પોતામાંથીજ પ્રગટ કરે છે. " सोऽकामयत। बहु स्यां प्रजायेयेति। इदं सर्वमसृजत। यदिदं किंच।" (તૈતિરીય ઉપનિષદ્)

" एकमेवाद्वितीयं तदैक्षेत बहु स्यां प्रजायेयेति "

છાંદોગ્ય ઉપનિષદ્ " एकोऽहं बहु स्याम्। एकाकी न रमते स द्वितीयमैच्छत्" सर्वः परिपूर्णो नारायणः × × × × क्रीडति स्वेच्छया सदा। " क्रीडनामाहुरीशितुश्चराचरम् " (ભા. ७–२–३९) " क्रीडाभांडं विश्वमिदं यस्य " (ભા. ४–७–४३) " स्वविहारतन्त्रम् " " क्रीडार्थं रचितं जगत् यया " સૃષ્ટિ કરવાની પ્રભુને ઇચ્છા થાય છે, ત્યારે સ્વસ્વરૂપ જીવોને પોતાથી જુદા કરે છે. મુંડક ઉપનિષદ્ જીવના વ્યુચ્ચરણના સંબંધમાં એવો ઉપદેશ આપે છે કેઃ—

यथा सुदीप्तात् पावकात् क्षुद्रा विस्फुलिंगा व्युच्चरन्ति एवमेवैतस्मादात्मनः सर्वे प्राणाः सर्वे लोकाः सर्वे जीवाः कपूयचरणा रमणीयचरणाः।

અર્થઃ—જેમ અત્યંત પ્રજ્વલિત થયેલા અગ્નિમાંથી સૂક્ષ્મ તણખા નીકળે છે, તેમજ એ આત્મામાંથી સર્વ પ્રાણ, સર્વલોક અને ખરાબ આચરણવાળા તથા સારા આચરણવાળા સર્વ જીવોનું વ્યુચ્ચરણ થાય છે.

અર્જુનને ઉપદેશ આપતાં પ્રભુએ પણ શ્રીમુખે કહ્યું છે કે સૃષ્ટિનો આવિર્ભાવ થયો, ત્યારથી દૈવી અને આસુરી સંપત્ ચાલી આવે છેઃ—" द्वौ भूतसर्गा " જીવ બ્રહ્મનો અંશ છે, તેવો સિદ્ધાન્ત શ્રીવેદ વ્યાસના બ્રહ્મસૂત્રોનો છેઃ—"अंशो नानाव्यपदेशात्" ગીતાજી પણ તેજ સિદ્ધાન્તનો ઘોષ કરે છે. " ममैवांशो जीवलोके जीवभूतः सनातनः " શ્રીમદ્ ભાગવતનો પણ તેજ સિદ્ધાન્ત છે; અને તેનુંજ પ્રતિપાદન કરતાં શ્રી હરિરાયજી 'નિવેદન તાત્પર્યાર્થ'માં લખે છે કેઃ—

પ્રભુ જ્યારે રમણ કરવા માટે સૃષ્ટિ કરવા ઇચ્છા કરે છે, ત્યારે પોતે પોતાનામાંથી જીવો પ્રકટ કરી જુદા કરે છે. सृष्टयादौ एव जीवा स्वतो भगवता सृष्टयार्थं भिन्नाः कृताः ભગવદંશ જીવો જુદા થયા ત્યારથી તેઓને પ્રભુનો વિયોગ થયો છે. પ્રભુ સાથેનો સંબંધ તૂટયો; તૂટયા છતાં અને વિયોગ થયા છતાં પ્રભુ સાથે સંબંધ કરવાનો તાપક્લેશ—આર્તિ થતાં નથી. જુદા પડેલા જીવને પ્રભુ સાથે સંબંધ શાથી થાય? તે પ્રશ્નના ઉત્તરમાં શ્રી હરિરાયજી લખે છે કે તેને માટે તો એકજ રામબાણ ઉપાય છે, અને તે એ છે કે " પ્રપંચમાં-દેહ ગૃહાદિકમાં આસક્તિનો ત્યાગ કરવો—"

આસક્તિના બે મૂલ છે. એક અહંતા અને ૨ મમતા. તે મૂલોને કાપ્યા વિના લોકમાં આસક્તિરૂપી ઝેરી વૃક્ષ નિવૃત્તિ થાય નહિ. અહંતા મમતાનું મૂલ અવિદ્યા અજ્ઞાન છે. તમામ પદાર્થો ખરી રીતે પ્રભુનાંજ છે. તેજ તેના માલિક છે. તેમ છતાં અવિદ્યા—અજ્ઞાનને લીધે દુષ્ટ જીવ તેમને પોતાના હોવાનું માને છે. અવિદ્યા માયાની બે પુત્રીઓમાંની એક છે. માયાને જીતવામાં શરણાગતિજ સાધન છે. માયા જીતાઇ એટલે અવિદ્યા નષ્ટ થાય. અને તે નષ્ટ થતાં અહંતા મમતાની પણ નિવૃત્તિ થાય છે. " તમામ પદાર્થોનો માલિક પ્રભુ છે, હું નથી, અને હું પ્રભુનો દાસ છું " તેવું અનુસંધાન રાખી પ્રભુસેવામાં જોડાવાથી, પ્રભુ સાથેનો સંબંધ પ્રાપ્ત થાય છે. અને તે

પ્રાપ્ત થયો એટલે પ્રભુ સેવાનો અધિકાર પ્રાપ્ત થયો. પ્રભુ સાથે સંબંધ થવાથી "હું પ્રભુથી હજારો વર્ષો થયાં વિખૂટો પડયો છું" એવું ભાન જ્યારે જીવને થાય છે, ત્યારે પ્રભુ પ્રાપ્તિ કરવા તેને તાપ કલેશ—આર્તિ થાય છે. તેવી આર્તિથી વિયોગરૂપ અગ્નિ પ્રકટ થાય છે. તેવા અલૌકિક અગ્નિ વડે લૌકિક દેહ ઇન્દ્રિયો વગેરે શુદ્ધ થાય છે. ત્યારે તે પ્રભુની સેવામાં ઉપયોગી થાય છે.

બ્રહ્મસંબંધ ઉપદેશ ઉપર સંપ્રદાયના ચાર આચાર્યશ્રીઓની તથા એક મહાનુભાવી વૈષ્ણવની સંસ્કૃત ટીકાઓ છે. ગોસ્વામિ શ્રી હરિરાયજીએ "આત્મનિવેદન—તાત્પર્ય" માં જણાવેલા વિચાર ઉપર આપવામાં આવ્યા છે. તેથી આ સ્થળે નિવેદન મન્ત્રોપદેશ ઉપરની ટીકામાં તેઓશ્રી શું લખે છે, તે ટુંકામાં વિદિત કરીશઃ—

પરિમિત પરિવત્સર (હઝારો વર્ષો) થયાં ભગવાન શ્રી કૃષ્ણ-માંથી જીવનું વ્યુચ્ચરણ થવાથી તેને પ્રભુનો વિયોગ થયો છે. વિયોગ થવાથી આનંદનો તિરોભાવ થયો છે. તે આનંદની પુનઃ પ્રાપ્તિ થાય એટલે કે તેનો આવિર્ભાવ થાય એટલા માટે જીવ પોતાનું સર્વસ્વ પ્રભુને અર્પણ કરે છે. સર્વસ્વમાં દેહ, ઇંદ્રિય, પ્રાણ, અંતઃકરણ તેઓના ધર્મો, દારા, ગૃહ, પુત્ર, આપ્તવર્ગ, વિત્ત, ચેષ્ટા, પરલોક અને પોતાના આત્માનો સમાવેશ થાય છે. દેહ પંચભૂતનો બનેલો છે. ઇન્દ્રિયો દશ છે. મન, બુદ્ધિ, ચિત્ત, અને અહંકાર એ અંતઃકરણ ચતુષ્ટય કહેવાય છે. એ ઉપરાંત દેહના ધર્મો, પ્રાણની પ્રવૃત્તિ અને અંતઃકરણના ધર્મો પણ અર્પણ કરે છે. વળી દારા, ગૃહ, કુટુંબ ધન, તેઓની ચેષ્ટા, પરલોક અને પોતાનો આત્મા પણ સમર્પિત કરે છે. જેને આ સઘળું સમર્પણ કરવાનું છે. તે ભગવાન્ છે. એટલે ૭ ગુણ–ઐશ્વર્ય, વીર્ય, યશ, શ્રી, જ્ઞાન અને વૈરાગ્ય યુક્ત છે. તે ભગવાન્ શ્રીકૃષ્ણજ છે. નિરોધના દાતા છે. સર્વસ્વ અર્પણ કર્યા પછી, પોતામાં દાસત્વ પ્રાપ્ત થાય છે. દાસત્વનું અનુસંધાન

રક્ષા કરે છે. ભગવાન્ શ્રીકૃષ્ણનો હું દાસ છું એવા વિચારનું શુદ્ધ ભાવે સેવન કરનાર જીવને પ્રભુ અભયનું દાન કરે છે. એવા પ્રકારનું દાન કરવું એતો ભગવાનનું વ્રત છે.

[ રા. શ્રી પટવારીજીના આ લેખ ઉપરથી સમજાશે કે આ વિષયને તેઓશ્રીએ કેટલી ઉંડાણથી તપાસ્યો છે. હાલમાં બ્રહ્મ સંબંધ ઉપર કેટલુંક સાહિત્ય બહાર પડયું છે. શ્રી. લલ્લુભાઈ છગનલાલ દેસાઈએ 'બ્રહ્મસંબન્ધ' વિષે એક પુસ્તક છપાવ્યું છે.આ લેખ સિદ્ધાન્ત સમજવામાં ઘણો ઉપયોગી થશે એમ મને લાગે છે.]

જે. ગો. શાહ.

# મહારાજા લાયબલ કેસની સમીક્ષા

આ મહારાજા લાયબલ કેસની સમીક્ષા આપ વાંચક વૃંદના હાથમાં મૂકવા પહેલાં, મહારાજા લાયબલ કેસની સમજ ટુંકાણમાં આપવાની જરૂર છે. સને ૧૮૫૦-૫૫ના અરસામાં કે જ્યારે અંગ્રેજી કેળવણી આપવાનો આ ભાગમાં પાયો નંખાયો ત્યારે તે વખતે ક્રિશ્ચિયન પાદરી ડો. વિલ્સન કરીને હતા. તેમના ખ્રિસ્તી ધર્મના વિચારોની અસર આપણા શિક્ષિત વર્ગ પર પણ થઈ અને તેથી તેઓ પોતાના ધર્મ તરફ ઉપેક્ષા ધરાવતા થયા, એ સંજોગોમાં કેટલાક જ્ઞાતિ બહિષ્કૃત થયેલાઓએ ધર્માચાર્યો ઉપર કેટલાક આક્ષેપ કર્યા. તેથી ધર્માચાર્યોને પોતાની ખોટી બદનક્ષી કરનાર ઉપર લાયબલ કેસ માંડવાની ફરજ પડી જે કેસ મહારાજા લાયબલ કેસના નામથી હાલ સુધારકો બોલી રહ્યા છે. તે કેસમાં આચાર્યોને ભારેમાં ભારે અન્યાય થયો છે. જેનું વર્ણન નીચે સમીક્ષામાં છે.

### સમીક્ષા

**સુધારક**—બી. એ. એલ. એલ. બી, છતાં પુષ્ટિમાર્ગના અનુયાયી રહ્યા છો, સંપ્રદાય માટે ઉંચો મત ધરાવો છો અને સંપ્રદાયના ઘણા ખરા આચાર્યો તરફ પૂજ્યભાવ રાખી પ્રસંગોપાત્ત તેમની પધરામણી કરી યથાશક્તિ ભેટ ધરો છો તે જોઈ મને નવાઈ લાગે છે. તમોએ લાયબલ કેસ વાંચ્યો છે?

**દાસ**—તે કેસ મેં ત્રણ વખત વાંચ્યો છે. તેનો ઉંડો અભ્યાસ કર્યો છે. તમામ મુદ્દાની હકીકતનું ટાંચણ કર્યું છે. પરિણામ એ

આવ્યું છે કે તે વાંચ્યા પછી સંપ્રદાય માટેનો મારો ઉંચો મત ઘણો દઢ થયો છે અને એવા નિશ્ચય ઉપર આવ્યો છું કે શુદ્ધાદ્વૈત, બ્રહ્મવાદ, પુષ્ટિભક્તિ વિના જગત્‌નું કે હિંદનું કલ્યાણ થવાનું નથી. જગતમાં અનેક પ્રકારના કલેશો અને અશાન્તિ જોવામાં આવે છે અને જગત્‌માં નાના મોટા અનેક પાપો થાય છે. તેનું કારણ એ છે કે અમારા જેવા વૈષ્ણવ હોવાનો દાવો રાખનારા પણ આ સંપ્રદાયના અતિ ઉચ્ચ ઉપદેશાનુસાર જીવન ગાળતા નથી અને અમારૂ જીવન આદર્શ રૂપ અને અનુકરણ કરવા લાયક નહિ હોવાથી તથા કેટલાક વૈષ્ણવોનું જીવન દુષ્ટ હોવાથી જગતના બીજા મનુષ્યો પણ બ્રહ્મવાદના સિદ્ધાંતો સમજવા અને તે સમજી સિદ્ધાંતોને અનુસરતું જીવન જીવન ગાળવા પ્રવૃત્ત થતા નથી. જો હિંદુ ધર્મના સનાતન ગ્રંથોમાં તથા આ સંપ્રદાયના સંસ્કૃત ગ્રંથોમાં બ્રહ્મવાદના જે ઉચ્ચ સિદ્ધાંતો પ્રતિપાદન કરવામાં આવ્યા છે તેનો જગત્‌માં પ્રચાર થાય તોજ હાલના કલેશોનો, અશાન્તિનો અને પાપોનો ઘણે અંશે અંત આવે. વેદાદિક ગ્રંથોને આપ પ્રમાણ તરીકે માનો છો કે નહીં તે હું જાણવા માગું છું?

સુ૦—પ્રમાણ તરીકે તો માનતો નથી પરંતુ તે ગ્રંથો પ્રતિ મારો પૂજ્યભાવ છે મને એમ તો લાગે છે કે આપણા સનાતન ગ્રંથો પ્રતિ પૂજ્યભાવ ન રાખીયે તો હિંદુ ધર્મ નષ્ટ થાય.

દાસ—આપે ઉક્ત ગ્રંથોનો તથા અમારા સંપ્રદાયના સંસ્કૃત ગ્રંથોનો અભ્યાસ કરી સનાતન ગ્રંથોના અને સંપ્રદાયના સિદ્ધાંતોની ખૂલ્લા મનથી સરખામણી કરવાનો આપે કદી પ્રયાસ કર્યો છે?

સુ૦—સંસ્કૃત ભાષાનું મને થોડું ઘણું જ્ઞાન છે; પરંતુ સનાતન ગ્રંથોનો અને સંપ્રદાયના સંસ્કૃત ગ્રંથોનો મેં અભ્યાસ કર્યો

નથી. તેથી બન્નેના સિદ્ધાંતોની સરખામણી કરવાનો પ્રયાસ કર્યાનો સવાલ રહેતો જ નથી.

**દાસ**—સિદ્ધાંતોનો અભ્યાસ કર્યો નથી તો પછી સંપ્રદાય અને સંપ્રદાયના સિદ્ધાંતો માટેના ખોટા વિચારો આપના મગજમાં ઠસી ગયા છે તેનું શું કારણ છે?

**સુ૦**—લાયબલ કેસ વાંચવાથી જ તેવા વિચારો ઠસી ગયા છે, જે લેખ ઉપરથી લાયબલની ફરીયાદ નોંધાઇ તેમાં સુધારકોના અગ્રેસર કરસનદાસે એવા વિચારો જણાવ્યા છે કે છેલ્લાં પાંચ વર્ષમાં જે જે સંપ્રદાયો, મતો તથા પંથો સ્થપાયા છે તે તમામ વેદ વિરુદ્ધ અને પાખંડી છે. તેની પુષ્ટિમાં પુરાણના ઉલ્લેખનો તેઓ હવાલો આપે છે. વિશેષમાં તેઓ લખે છે કે પુષ્ટિ સંપ્રદાય આશરે ચારસો વર્ષો પૂર્વે સ્થપાયો છે અને તેથી તે પણ વેદ વિરુદ્ધ અને પાખંડી છે. આ સંપ્રદાયના સિદ્ધાંતોમાં સદાચારને સ્થાન અપાયું નથી. દુષ્ટ જીવન ગાળવું તેવો જ તેનો ઉપદેશ છે. સંપ્રદાયમાં અપાતું આત્મનિવેદન દુરાચારને પોષે છે. આ ઉપદેશ ઉપરની ટીકામાં શ્રીગોકુલનાથજી પોતે લખે છે કે—સંપ્રદાયના અનુયાયીઓનો એવો ધર્મ છે કે તેમણે પોતાની સ્ત્રી, દિકરી વિગેરેને સંપ્રદાયના આચાર્યને અર્પણ કરવી એટલે કે વ્યભિચાર કરાવવો. આવા અનેક વિચારો સદહું લેખમાં કરસનદાસે જણાવ્યા છે, તેમના પ્રતિ મને પૂજ્યભાવ છે. જ્ઞાતિબંધનો તોડવામાં, વિધવાઓનાં પુનર્લગ્ન કરાવવામાં, વિલાયત જવાની તથા યુરોપીઅનોનો ખોરાક ખાવાની છૂટ પ્રાપ્ત કરવામાં અને તેવા અનેક સુધારાઓ દાખલ કરવામાં કટિબદ્ધ થઇ અનેક પ્રકારના ભોગો આપી તેમણે અગ્રેસર ભાગ લીધો હતો. તેમના પ્રતિનો પૂજ્યભાવ હોવાથી મારો એવો નિશ્ચય થયો છે કે આવા દેશભક્ત અને

પરોપકારી નર પોતાના લેખમાં ખોટી હકિકત લખે નહીં. લાયબલ કેસ વાંચ્યા પછી વેદ, શ્રીભગવદ્દગીતા, ભાગવત આદિ સનાતન ગ્રંથો અને સંપ્રદાયના સંસ્કૃત ગ્રંથો વાંચવાનું મને આવશ્યક લાગ્યું નથી. કરસનદાસ, મથુરાદાસ, તે વખતના બીજા સુધારકો અને તે વખતના ક્રિશ્ચિયન પાદરી ડો. વિલ્સન ગ્રંથોનો અભ્યાસ કર્યા વિના સંપ્રદાય સામે ગંભીર આક્ષેપો મૂકે એમ માનવા હું તૈયાર નથી. આવા પુરુષો સત્યને તિલાંજલી આપી હડહડતી જૂઠી હકીકતો કહે અગર છાપે તો તેમને સામાન્ય મનુષ્યની કોટિમાં પણ હું ન મૂકું.

દાસ—સંપ્રદાયને પાખંડી અગર વેદ વિરૂદ્ધ કહેનાર, સંપ્રદાયના ગ્રંથોમાં સદાચારનો ઉપદેશ જ નથી અને દુષ્ટ જીવન ગાળવાનો ઉપદેશ છે આવું લખનારા અને કહેનારા ઉપર વેદાદિક સનાતન ગ્રંથો અને સંપ્રદાયના સંસ્કૃત ગ્રંથો વાંચવાની પવિત્ર ફરજ હોવાનું આપ માનો છો કે નહીં ?

સુ૦—તેવી ફરજ હોવી જોઈએ. ગ્રંથો વાંચ્યા વિના આક્ષેપો અને તેમાં પણ ગંભીર આક્ષેપો મૂકવા એ તો પશુનું કામ છે. સંસ્કૃત ભાષામાં જ સંપ્રદાયના કેટલા ગ્રંથો છે તે મને જણાવશો ?

દાસ—અમારા શ્રીવલ્લભાધીશના વંશમાં સાડાચારસો જેટલી લાંબી મુદતમાં અનેક સાક્ષરો, તત્ત્વવેત્તાઓ અને ઊંચી કોટિના ભક્તો થયા છે. આ સંપ્રદાયમાં આશરે છસો ઉપરાંત ગ્રંથો સંપ્રદાયના આચાર્યોએ જ સંસ્કૃત ભાષામાં જ લખ્યા છે. તે ઉપરાંત સંપ્રદાયના કેટલાક વિદ્વાન ભટ્ટોએ પણ અનેક ગ્રંથો સંસ્કૃતમાં લખ્યા છે. સાહિત્ય એટલું છે કે જેને માટે અમો પુષ્ટિમાર્ગના અનુયાયીઓ મગરુર છીએ. ન્યાયાસન ઉપર બેશી નિષ્પક્ષપાતપણે અમારા સાહિત્યનું નિરીક્ષણ કરનાર

હરકોઇ હિંદુને મગરૂર થવાનું કારણ છે. આપ હિંદુ છો, હિંદુ ધર્મનું, હિંદુઓના સંસ્કૃત સાહિત્યનું અભિમાન ધરાવો છો એમ હું માનું છું. આપ દુરાગ્રહી અગર પાખંડી ન હો તો આપે પણ અમારા સાહિત્ય માટે મગરુર રહેવું જોઇએ. સંપ્રદાયમાં કેટલાક ગ્રંથોમાં એવા સુક્ષ્મ વિચારો બતાવ્યા છે કે ફક્ત સંસ્કૃત ભાષાના વ્યાકરણના જ્ઞાનથી તે સમજી શકાય નહિ. તે સમઝવામાં પ્રામાણિકપણાની અને બ્રહ્મવાદના સિદ્ધાન્તોના સંસ્કારોની જરૂર છે. આપના પ્રશ્નોનો ઉત્તર મેં ટુંકામાં આપ્યો છે. કરસનદાસભાઈને સંસ્કૃત ભાષાનું જ્ઞાન હતું કે નહીં તે બાબતમાં આપની શી માન્યતા છે તે કૃપા કરી કહો.

સુ૦—આ બાબતમાં તો મારી જાતમાહિતી નથી અને નજ હોય પરંતુ તેમની જુવાનીઓ થઇ તે વખતે આવો પ્રશ્ન પૂછયો હશે.

દાસ—પ્રશ્ન પૂછાયો હતો અને તેના જવાબમાં તેમણે કહ્યું છે કે સંસ્કૃત ભાષાનું મને જરા પણ જ્ઞાન નથી. એટલે આ બાબતોમાં તેઓ નિરક્ષર શિરોમણિ હતા.

સુ૦—તેમને ભલે સંસ્કૃત ભાષાનું જ્ઞાન ન હોય પરંતુ તેમના ગુરુ જે હોય તેમણે સનાતન ગ્રંથો તથા સંપ્રદાયના સંસ્કૃત ગ્રંથો વાંચી બન્નેના સિદ્ધાંતો તેમને કહ્યા હોય. અને તે ઉપર જણાવી ગયો તેવા વિચારો તેમણે પોતાના લેખમાં પ્રગટ કર્યા હોય.

દાસ—કરસનદાસે તેમની જુબાનીમાં લખાવ્યું છે કે પુષ્ટિમાર્ગના સિદ્ધાંતોનો અભ્યાસ કરવાનો વિચાર થતાં મથુરાદાસની મેં મદદ લીધી હતી. અને તેમને ગુરુપદ આપ્યું હતું. ગુરુ પણ

જુબાનીમાં લખાવે છે કે મને સંસ્કૃત ભાષાનું કશું જ્ઞાન નથી. એટલે સંસ્કૃત ભાષાના અમારા આચાર્યોએ લખેલા ગ્રંથોમાં જે સિદ્ધાંતો પ્રતિપાદન કર્યા છે અને ઉપદેશ આપ્યો છે તેના સંબંધમાં આંધળાએ આંધળાને દોર્યો છે.

સુ૦—ભાષાનું જ્ઞાન ચેલાને કે ગુરુને ભલે ન હોય, સંસ્કૃત ભાષાના સંપ્રદાયના ગ્રંથો ભલે તેમણે વાંચ્યા ન હોય પરંતુ કેસ ચાલ્યો તે વખતે સંપ્રદાય અને સંપ્રદાયના આચાર્યો ઉપર સિદ્ધાંતો તથા ઉપદેશના સંબંધમાં કરેલા આક્ષેપની પુષ્ટિમાં સંપ્રદાયના સંસ્કૃત ગ્રંથો કોર્ટની પાસે રજુ કર્યા હશે જ.

દાસ૦—લાયબલ કેસનું પુસ્તક આપે લક્ષ પૂર્વક વાંચ્યું હોય એમ લાગતું નથી અગર થોડા વર્ષ ઉપર વાંચ્યું હશે તો મુદ્દાની બાબતો હાલ આપના લક્ષ ઉપર રહી નથી. કરસનદાસે જુબાની આપી તે વખતે તેમણે ચૌદ ગ્રંથો રજૂ કર્યા છે. સંપ્રદાયના સિદ્ધાંતોના સંખ્યાબંધ સંસ્કૃત ગ્રંથોમાંથી "સિદ્ધાંત રહસ્ય" નામનો જ ગ્રંથ રજુ કર્યો છે. તે ગ્રંથના સિદ્ધાંતોનું પણ જુબાની આપતાં તેમણે અને બીજા કેટલાક સુધારકોએ તથા ડૉ૦ વિલ્સને ખૂન કર્યું છે. બાકીના તેર ગ્રંથો તો વ્રજ-ભાષાના છે. ભાષાના ગ્રંથોમાંથી પણ સુધારાવાળાઓએ અમૂક ફકરાજ મનસ્વીપણે પસંદ કરી તે રજુ કર્યા છે. વ્રજભાષાના રજુ થયેલા કેટલાક ગ્રંથો તો કેવળ બનાવટી છે અને કોરટની આંખમાં ધૂળ નાંખવાને રજુ કરવામાં આવ્યા હતા. 'પુષ્ટિપ્ર-વાહ મર્યાદા' નામના વ્રજભાષાના ગ્રંથમાંથી ફકરા રજુ થયા છે તે તરફ અને તે નામનો સંસ્કૃત ભાષાનો ગ્રંથ છે તે તરફ આપનું ખાસ લક્ષ ખેંચું છું. બન્નેની સરખામણી કરી, રજુ થયેલા ગ્રંથ બનાવટી હોવાનું હું કહી શકું કે કેમ તેનો આપ કૃપા કરી જવાબ આપો.

સુ૦—બન્નેની સરખામણી કરતાં રજુ થયેલ ગ્રંથ બનાવટી હોવાનું જણાય છે. સંસ્કૃત ગ્રંથના સિદ્ધાંતો અને તેમાં આપેલો ઉપદેશ જુદાજ પ્રકારનો છે. આ હસ્તલીખિત વ્રજભાષાનો ગ્રંથ કયા વર્ષમાં લખાયો છે અને કોણે લખ્યો છે તે વિષે કેસ ચાલતાં કશી તજવીજ થઈ નથી ?

દાસ૦—બીલકુલ થઈ નથી. સુધારકો પોતાના ગજવામાંથી જે કચરો રજુ કરે તે દાખલ કરવામાં આવ્યો છે અને તેના અંગ્રેજી ભાષામાં તરજુમા થયા છે. હું ઉપર કહી ગયો તે જ બનાવટી ગ્રંથ રજુ થયો છે એમ માનવાનું નથી. અષ્ટાક્ષર ટીકા, ચતુઃશ્લોકી ભાગવત, ગુરુપૂજા નામના ગ્રંથોના જે ફકરા સાંપ્રદાયિક કહી વિદ્વાન ભટ્ટે સસ્કૃતમાં લખ્યા નથી અને તેવા ગ્રંથ હોવાનું અમારા વૈષ્ણવોના જાણવામાં પણ નથી. કેવળ સપ્રદાયને વગોવવાના ઉદ્દેશથીજ સુધારકોએ આવા ગ્રંથો ઉભા કર્યા છે અગર કરાવ્યા છે.

સુ૦—વ્રજભાષાના જે ગ્રંથોમાંથી ફકરા રજુ કર્યા તેના ખરા તરજુમા તો અંગ્રેજી ભાષામાં રજુ થયા હશે.

દાસ૦—તેવા તરજુમા રજુ થયા નથી. હાઈકોર્ટના જડજોને સંસ્કૃત ભાષાનું કે વ્રજભાષાનુ જ્ઞાન નહોતું. બન્ને પક્ષના યુરોપીઅન બારિસ્ટરોને અને સોલીસીટરોને પણ તેનું જ્ઞાન નહોતું તરજુમો કરનારાઓની જુબાનીઓ લેવાઈ છે. તેમાં મી. જેમ્સ લખાવે છે કે વ્રજભાષા કોર્ટની ભાષા નથી અને તે ભાષાના ગ્રંથોના તરજુમા કરાવવાનું ધોરણ નથી. બીજા સાક્ષી મી. બાલાજી લખાવે છે કે મેં તરજુમા કર્યા છે પરંતુ તે ભાષાનો અભ્યાસ કર્યો નથી. "I have never scientifically studied the Vrajbhasha Language as a language." વ્રજભાષાનો શબ્દકોષ છે તેનો તરજુમો કરવામાં મેં ઉપયોગ

કર્યો છે. પરંતુ તે કરવામાં શબ્દાર્થને મેં ગૌણ માનેલ છે "In making translations I looked more to the meaning of the analogous than to the meaning of the words themselves." હાઈકોર્ટના જડજ સર મેથ્યુ સોસ પણ પોતાના ઠરાવની શરુઆતમાં લખે છે કે વાદવાળા સિદ્ધાંતોના સંબંધમાં અમારે બહોળો પુરાવો લેવો પડયો છે પરંતુ તે પુરાવો ઘણો ખરો વ્રજભાષાના ગ્રંથોના ફકરાનો છે. તેવા ફકરાના ખાસ આધાર રાખી શકાય તેવા તરજુમા રજુ થયા નથી. કારણ કે વ્રજભાષા તથા સંસ્કૃત ભાષા પ્રચલિત નથી અને તેના તરજુમા કરાવવાનો આ કોર્ટમાં પ્રબંધ નથી. "We have been thus compelled to receive evidence at great length upon controverted points of doctrines amongst the members of the Sect, and to receive it in great part through the unsatisfactory medium of translations of isolated passages from works in Sanskrit or Vrajbhasa, which are practically dead languages and not provided for in the translators' department."

આટલી હકિકત ઉપરથી આપની તસલ્લી થશે કે સિદ્ધાંતો અને ઉદ્દેશના સંબંધમાં મૂકાયલા ગંભીર આક્ષેપોની પુષ્ટિમાં તેર વ્રજભાષાના ગ્રથોમાંથીજ ફકરા રજુ થયા હતા. તે ભાષાના કેટલાક ગ્રંથો તો બનાવટી હતા. ફકરાના તરજુમાઓ પણ એવા માણસોએ કર્યા છે કે જેમને વ્રજભાષાનું જ્ઞાન નહોતું. સુધારકોના કોઈપણ સાક્ષી અગર ડો. વિલ્સને પણ બ્રહ્મ, જીવ, જગત્, અહંતા મમતાત્મક સંસાર, કર્મમાર્ગ, જ્ઞાનમાર્ગ,

ઉપાસના માર્ગ ભક્તિમાર્ગ કે પ્રભુ પ્રતિના જીવના કર્તવ્ય વિષે વેદાદિક સનાતન ગ્રંથોના કેવા સિદ્ધાંતો છે અને સંપ્રદાયિક સંસ્કૃત ગ્રંથોના કેવા છે તે વિષે કશું કહ્યું નથી. અમારા સિદ્ધાંતો તથા અમારા ઉપદેશના સંબંધમાં અભિપ્રાય બાંધવામાં અગર નિર્ણય ઉપર આવવામાં ઉપર જણાવેલા વ્રજભાષાના કેટલાક બનાવટી ગ્રંથો અને તેજ ભાષાના કેટલાક ફકરાઓનો તરજુમો કોર્ટ પાસે સાધન તરીકે હતા.

**સ૦**—સંપ્રદાયના સિદ્ધાંતો અને ઉપદેશ સંબંધી આવા ખોટા વિચારોનું ઝેર કરસનદાસ, મથુરદાસ અને તેમના જેવા તે વખતના બીજા સુધારકોના મગજમાં કોણે રેડયાનું તમે માનો છો ?

**દાસ૦**—લાયબલ કેસનો અભ્યાસ કર્યાથી આપને સહજ જણાશે કે તે ઝેર રેડનાર તે વખતના ધર્માંધ ક્રિશ્ચિયન પાદરી હિંદુ ધર્મને વગોવવા અને હિંદવાસીઓને ક્રિશ્ચિયન બનાવવામાં પોતાનો ધર્મ માનનાર ડો. વિલ્સન હતા. સને ૧૮૫૦–૫૫ના અરસામાં અંગ્રેજી કેળવણી આપવાનો આ ભાગમાં પાયો નંખાયો. મીશનરીઓએ તેમનો હેતુ પાર પાડવાના ઉદ્દેશથી શાળાઓ સ્થાપી. તે વખતના યુવકોને અંગ્રેજી ભણવા માટે શાળાઓ સાધન હતું. બાયબલનો અભ્યાસ ફરજીયાત હતો. ક્રિશ્ચિયન ધર્મનો પ્રચાર કરવા તે વખતના પાદરીઓ લેખો લખતા અને ભાષણો આપતા. પ્રજાજનો સ્વધર્મમાં શ્રદ્ધા વિહીન થાય તોજ ક્રિશ્ચિયાનીટીના કીનારા ઉપર મુકાય. આવી તે વખતે સ્થિતિ હતી પાદરીની મોહજાળમાં યુવકો ફસાયા. તેમને સંસ્કૃત ભાષાનું જ્ઞાન નહોતું એટલે આપણાં શાસ્ત્રોનું તો જ્ઞાન ક્યાંથી હોય ? આવી સ્થિતિ હોવાથી પાદરી સાહેબ કહે તે સાચું જ હોવું જોઈએ એમ તેઓએ માન્યું. તેમને સુધારકોએ ગુરુપદ આપ્યું. પુષ્ટિમાર્ગના આચાર્યોનો, અમારા મંદિરોનો અને શ્રીઠાકોર-

જીનો ત્યાગ કર્યો. શ્રીરામચંદ્રજીના કે ભગવાન શંકરના કે શક્તિના પણ તેઓ ઉપાસક ન રહ્યા. બીજા કોઈ સંપ્રદાયના આચાર્યને ગુરુપદ આપવાનું ઉચિત ન માન્યું. મૂર્તિપૂજા વેદમાં નથી અને એ તો ધતીંગ છે એવાજ વિચારો તેમના મનમાં ઠસી ગયા. શ્રીરામચંદ્રજી, શ્રીકૃષ્ણ, ભગવાન શંકર અને બ્રહ્મા-જીના ચરિત્રોમાં અનેક દોષો છે એવાં ભૂતો પાદરીઓએ મગજમાં ઠસાવ્યાં. કેવળ નામનાજ હિંદુ રહ્યા. સુભાગ્યે ખુલ્લી રીતે ક્રિશ્ચિયન થયા નહિ. સુધારકોએ તથા ડો. વીલ્સને જુબા-નીમાં હિંદુ ધર્મ અને પુષ્ટિમાર્ગના સિદ્ધાંતોના સંબંધમાં કેવી ખોટી હકિકત કહી છે તે તરફ મારે આપનું સંપૂર્ણ લક્ષ ખેંચવાનું છે પણ તે કરતાં પહેલાં મારી આપને એટલી વિનંતિ છે કે આપ કૃપા કરી અમારા સંપ્રદાયનો ' શુદ્ધાદ્વૈત માર્તંડ " નામનો ગ્રંથ, મારા લખેલા પુષ્ટિમાર્ગ સિદ્ધાંત ભાગ ૧ લો અને ભાગ ૨ જો અને ભાગ ૩ જાનું પહેલું પ્રકરણ વાંચી જશો. આ તમામ ગ્રંથો હું આપને આપું છું. "શુદ્ધાદ્વૈત માર્તંડ "ની પ્રસ્તાવના અમારા સંપ્રદાયના સાક્ષર શિરોમણિ શાસ્ત્રી મગનલાલભાઈએ લખી છે તે સનનીય છે. આ ગ્રંથના મૂળ શ્લોકો ઉપરની ગુજરાતીમાં સંપૂર્ણ ટીકા પણ છે તેમાં દરેક સિદ્ધાંતની પુષ્ટિમાં શ્રુતિના અનેક પ્રમાણો આપ્યાં છે. પુષ્ટિમાર્ગ સિદ્ધાંત ભાગ ૧ માં શ્રીકૃષ્ણના સ્વરૂપનું, જીવના સ્વરૂપનું અને જગત્ અને સંસારના સ્વરૂપનું નિરૂપણ છે. તમામ પ્રકરણોમાં ઉપનિષદો, બ્રહ્મસૂત્રો, શ્રીગીતા અને શ્રીમદ્ ભાગવતનો બહોળો પુરાવો સંપ્રદાયના સિદ્ધાંતોનું સમર્થન કરવા આપવામાં આવ્યો છે. દ્વિતીય ભાગમાં શરૂઆતમાંજ વેદને અમારા સંપ્રદાયના આચાર્યોએ કેવું સ્થાન આપ્યું છે તે જણાવ્યું છે. સંપ્રદાયમાં સંસ્કૃત ગ્રંથોમાં શ્રુતિનાં અનેક પ્રમાણો છે. વેદ સંપ્રદાયનો, સિદ્ધાંતોનો મુખ્ય પાયો

છે. મારા લખેલા ભાગ ૩ જા માં ફક્ત "અણુભાષ્ય" અને "નિબંધ"ના ગ્રંથોમાંથી છત્રીસ પુરાવા મેં રજુ કર્યા છે. સ્તુતિમાં શ્રીકૃષ્ણના યથાર્થ સ્વરૂપનું શાસ્ત્રોના પ્રમાણો આપી દિગ્દર્શન કરાવ્યું છે. પ્રભુના ચરિત્રોનું તેમાં વર્ણન છે. કેટલાંક ચરિત્રોનું ખરૂં રહસ્ય શું છે તે તેમાં બતાવ્યું છે. ઉંચી કોટિના ભક્તોનું જીવન કેવું હોવું જોઈએ અને અમારા ભક્તિમાર્ગના મુખ્ય સિદ્ધાંતો શા છે તેનો તેમાં ચિતાર આપ્યો છે. તૃતીય ભાગનું પહેલું પ્રકરણ વાંચવાથી અમારા આત્મનિવેદનના ઉપદેશ સંબંધી આપને સંપૂર્ણ માહિતી મળશે. આ ગ્રંથો આપ વાંચી જશો ત્યાર બાદ ફરીથી પ્રસ્તુત વિષયની ચર્ચા કરવા આપણે ભેગા થઈશું.

સુ૦—તમામ ગ્રંથો વાંચી ફરીથી ચર્ચા કરવા હું આવ્યો છું. ગ્રંથો વાંચતાં શુદ્ધાદ્વૈતના સિદ્ધાંતો વેદ વિરુદ્ધ છે એવો આક્ષેપ મૂકતાં આંચકો ખાવો પડે તેવું છે. પુષ્ટિમાર્ગીય સિદ્ધાંત ભાગ ૨ જો અને આત્મનિવેદન ઉપરના લેખનું પહેલું પ્રકરણ વાંચતાં તમારા સંપ્રદાયના કટ્ટા દ્રોહીને પણ જણાવું જોઇએ કે સંપ્રદાયમાં સદાચાર અને પવિત્ર જીવન ઉપર ઘણો ભાર મૂકવામાં આવ્યો છે. સંપ્રદાયના ગ્રંથોમાં આવા ઉચ્ચ ઉપદેશ છે એવું મારા જાણવામાં નહોતું. ગ્રંથોનું પઠન પાઠન નહિ કરનાર હિંદુને તો હું દુર્ભાગી માનું. આત્મનિવેદનના મંત્રમાં શ્રીકૃષ્ણને જ અર્પણ કરવાનો ઉપદેશ છે. અને કાલિકાલમાં આ ઉપદેશનું અનુસંધાન રાખવું એજ મુમુક્ષુને માટે સરલ અને ઉત્તમ માર્ગ હોવાનું હું માનું છું.

દાસ—આપે ગ્રંથ વાંચવાનો શ્રમ લીધો તેથી મને અને સંપ્રદાયને કૃતાર્થ કરેલ છે. પ્રામાણિક જીજ્ઞાસુની સાથે ચર્ચા કરવામાં

આનંદ આવે છે. શઠ અને દુરાગ્રહીની સાથે ચર્ચા કરવામાં કશું ફળ નથી. હવે કેટલાક સુધારાવાળાઓએ તથા ડૉ. વીલ્સને જુબાનીઓમાં શું કહ્યું છે તે તરફ લક્ષ ખેંચીશ. ડૉ. વીલ્સનનો હિંદુ ધર્મને અને પુષ્ટિમાર્ગને વગોવવામાં શો હેતુ હતો તે કહી ગયો છું. તે વખતના યુવક સુધારકો તેની જાળમાં ફસાયા છે. કોઇને સંસ્કૃત ભાષાનું જ્ઞાન નહોતું ડૉ. વીલ્સન તેમને દોરનાર હતા.

ડૉ. વીલ્સન જુબાનીમાં લખાવે છે કે આ કેસમાં સાક્ષીઓ લેવાઇ તે વખતે હું હાજર હતો. ફક્ત ગઇ કાલેજ નહોતો. આ કેસ ઉભો કરવામાં મેં અગ્રેસર ભાગ લીધો નથી. તેમાં રસ તો લઉં છું. હિંદુઓના આધુનિક ધર્મોમાં સદાચાર ઉપર જોઇએ તેવો ભાર મૂકવામાં આવ્યો નથી. જૂના વેદધર્મમાં મૂકવામાં આવ્યો હતો. હિંદુઓના દેવોના સંબંધમાં પણ હિંદુઓના વિચારોમાં મોટા ફેરફારો થયા છે. સંપ્રદાયના આચાર્યોનું જીવન અપવિત્ર છે. એમ મારી જાત માહિતી ઉપરથી કહી શકતો નથી. પણ તેવું જીવન હશે એમ સંપ્રદાયના ગ્રંથો ઉપરથી અનુમાન કરૂં છું. રાસલીલા એટલે વિષયસુખ એમ હું માનું છું. સમર્પણ સંપ્રદાયના ગુરુને કરવાની આજ્ઞા છે. ભગવાનને નહિ શ્રીગોકુલનાથજીની ટીકામાં પણ મહારાજને અર્પણ કરવાની આજ્ઞા છે. હિંદુઓનો કોઇ પણ ધર્મ હાલ વેદના જૂના ધર્મને અનુસરતો નથી. પ્રભુના અવતારો અને ગોપીઓનું વર્ણન વગેરે હિંદુઓના સનાતન ધર્મથી વિરુદ્ધ છે. હોરેસ એમ વિલ્સન નામના માણસે પુષ્ટિમાર્ગ સંબંધી એક લેખ લખેલો છે, તેમાં તેણે બતાવેલા વિચારો સાથે હું મળતો આવું છું. સંપ્રદાયના વિરુદ્ધ અભિપ્રાય બાંધવાનાં મારાં ખાસ કારણ એ છે કે આ સંપ્રદાય ગૃહસ્થાશ્રમ ઉપર ભાર મૂકે છે. સંન્યાસ ઉપર નહિ. જંગલમાં જઇ પ્રભુની ભક્તિ અને સેવા કરવા આ સંપ્રદાયમાં ઉપદેશ નથી પરંતુ

ઘરમાં, કુટુંબમાં અને વસ્તિમાં રહી સેવા કરાય છે. મૂર્તિઓને કીમતી અલંકારો, કીમતી વસ્ત્રો અને કીમતી ખોરાક ધરાય છે.

કરસનદાસભાઈ લખાવે છે 'મને સંસ્કૃત ભાષાનું જ્ઞાન નહિ છતાં હિંદુઓના જૂના ધર્મના સિદ્ધાન્તોથી હું થોડો ઘણો વાકેફ છું. સંપ્રદાયના ઈતિહાસનો તથા સંપ્રદાયના સિદ્ધાંતોનો અભ્યાસ કરવામાં મેં ઘણું લક્ષ આપ્યું છે અને શેઠ મથુરદાસ પાસેથી વ્રજ ભાષાના કેટલાક ગ્રંથો લઈ મેં વાંચ્યા છે. શ્રીકૃષ્ણના ઈતિહાસ અને તેમના ચરિત્રોથી હું વાકેફ છું. રાસ લીલા એટલે પ્રભુની સાથે વિષય સુખ ભોગવવું. શ્રીકૃષ્ણના તમામ ચરિત્રોમાં વિષય સુખજ છે. સ્ત્રી, દીકરી વિગેરે મહારાજને અર્પણ કરવાનો સંપ્રદાયમાં ઉપદેશ છે. રાસ મંડળીના સંબંધમાં મેકમેગ્ડો નામના યુરોપીયને ઉલ્લેખ કર્યો છે. વાદી ( મહારાજ ) પ્રથમ વિધવાઓના પુનર્લગ્નના તરફેણમાં હતા પણ પછીથી તેઓ અમારી વિરુદ્ધમાં પડ્યા. સંપ્રદાયના સિદ્ધાંતો વિષે તપાસ કરતાં મારૂં લક્ષ શ્રી ગોકુળનાથજીની ટીકા તરફ ખેંચાયું. સંસ્કૃતનો અભ્યાસ નહિ હોવાથી તે હું સમજી શકતો નહોતો. વાદી સાથે ૧૮૬૦ની સાલમાં મારે પીછાન થઈ. મારી જીંદગાનીમાં મારે તેમની સાથે કદી વાતચીત થઈ નથી. તેમના વર્તનના સંબંધમાં મારી કશી જાત માહિતી નથી. મારી ઉમર પંદર સોળ વર્ષની હતી તે વખતે હવેલીમાં એક મહારાજનું વર્તન મને અયોગ્ય લાગ્યું ત્યારથીજ મેં હવેલીનો ત્યાગ કર્યો. અત્યારે હિંદુસ્થાનમાં આશરે સો પંથ હશે. તેમાંનો એક પણ વેદ ધર્મને અનુસરતો નથી વિષ્ણુના અવતારોની અને ગોપીઓની વાતો અમારા જૂના ધર્મથી વિરુદ્ધ છે.'

મથુરાદાસ લખાવે છે 'મને સંસ્કૃત ભાષાનું જ્ઞાન નથી. વ્રજ ભાષાના ગ્રંથો કોર્ટમાં રજુ કરવા મેં જ કરસનદાસને આપેલા. હિંદુઓના જુના ધર્મના અને સંપ્રદાયના સિદ્ધાંતોની વાકેફી હોવાનો

હું દાવો રાખું છું. સંપ્રદાયના સિદ્ધાંતો જૂના ધર્મથી જુદા છે. વેદમાં મૂર્તિપૂજા નથી. અર્પણ મહારાજને કરવાનો ઉપદેશ છે એમ હું માનું છું. રાસલીલા એટલે વિષય ભોગ. પુષ્ટિમાર્ગના દશ મુખ્ય સિદ્ધાંતો વ્રજ ભાષાના તથા મરાઠી ભાષાના ગ્રંથોમાં મેં વાંચ્યા છે.

કવિ નર્મદાશંકર લાલશંકર લખાવે છે 'વિધવાઓના પુનર્લગ્નનો હું હીમાયતી છું. એક જાહેર સભામાં આ બાબતમાં વાદીએ પોતાનો વિરોધ જણાવ્યો. મરાઠી પુસ્તક "કવિ ચરિત્ર" નો હસ્ત લીખિત ગ્રંથ મેં જ જનાર્દન સાક્ષીને આપેલ હતો. તે લેખ મેં જ લખ્યો હતો. વલ્લભાચાર્યના પંથ ઉપર મને કોઈ શાસ્ત્રીએ સાધનો આપ્યાં તે ઉપરથી ઉક્ત લેખ મેં લખી આપ્યો. અર્પણ પ્રભુને નહિ પણ મહારાજને કરવાનો સંપ્રદાયમાં ઉપદેશ છે એવું મેં કેટલાક ગ્રંથો વાંચ્યા છે તે ઉપરથી હિંમતથી કહી શકું છું. આવી મારી માન્યતાને કેટલાક શાસ્ત્રીઓએ અનુમોદન આપેલું પરંતુ તેમનાં નામ મારાથી ખુલ્લા પાડી શકાય તેમ નથી. વલ્લભાચાર્યના સિદ્ધાંતોમાં સદાચારનું નામ નિશાન નથી.'

સુધારા પક્ષ તરફથી કોઈપણ સાક્ષીએ સિદ્ધાંતો તથા આત્મનિવેદનના ઉપદેશને લગતી ખરી હકીકત કોર્ટ પાસે લખાવી હોય તો તે ગવર્નમેન્ટ શાસ્ત્રી વિનાયક લક્ષ્મણ, ઝવેરીલાલ ઉમીયાશંકર અને હાઈકોર્ટના ટ્રાન્સલેટર નારાયણ દીનાનાયજી છે. વિનાયક શાસ્ત્રીને સંસ્કૃત ભાષાનો સારો અભ્યાસ હોય તે સ્વભાવિક છે. ડૉ. વીલ્સન જેવા પાદરીઓનો હિંદુ ધર્મ વગોવવામાં શો નેમ હતો તે આવા ગૃહસ્થોથી અજાણ્યું ન હોય. તેમની જુબાનીમાં તેમણે લખાવ્યું છે 'હિંદુઓના ધર્મોનું મૂળ વેદ જ છે. વેદને પ્રમાણ તરીકે માને છે. તેથી ને ધર્મો વેદની વિરુદ્ધ છે એમ કહી શકાય નહિ. હું નથી માનતો કે વલ્લભાચાર્યનો પંથ અમારા જુના ધર્મથી

જુદો પડે છે. સિદ્ધાંતોમાં થોડો ઘણો તફાવત હોય તેથી વેદાનુકુળ નથી એમ કહી શકાય નહિ. ઝવેરીલાલ ઉમીયાશંકર એલફીન્સ્ટન કોલેજના એક ફેલો હતા. તેઓ લખાવે છે ' હું સંસ્કૃત જાણું છું, અને જે સંસ્કૃતનો ફકરો આપવામાં આવેલો તેનો તરજુમો મેં જ કર્યો છે. પુરુષોત્તમ એટલે પરબ્રહ્મ પરમાત્મા ભગવાન. સંપ્રદાયમાં જે અર્પણ કરવામાં આવે છે તે ભગવાનને જ " The word Puruushottam to whom that translation refers is the Supreme Being and the offerings rendered are made to Him." સાક્ષી નારાયણ લખાવે છે કે શ્રી ગોકુળનાથજીની આત્મનિવેદન ઉપરની ટીકા મેં વાંચી છે. પુરુષોત્તમ એટલે પરબ્રહ્મ પરમાત્મા ભગવાન. અર્પણ ભગવાનને કરવાની આજ્ઞા છે. નાનાભાઈ હરિદાસની પણ જુબાની થઈ છે. તેમને આ સંપ્રદાયમાં સંસ્કૃત ભાષામાં લખાયલા કેટલા અને કેવા ગ્રંથો છે તેનું પણ ભાન નહોતું. તેઓ લખાવે છે કે મહારાજોના ઘણાખરા ગ્રંથો વ્રજ ભાષામાં છે. આ હકિકત બિલકુલ ખરી નથી. વ્રજ ભાષાના ગ્રંથમાં કોઈએ ગમે તેવા વિચારો ઘુસાડ્યા હોય તો તે સંપ્રદાયને માન્ય નથી, તેવા ગ્રંથમાં બતાવેલા વિચારો અને સિદ્ધાંતો સંપ્રદાયના સિદ્ધાંતોને અનુસરતા હોવા જોઇએ અને તે સિદ્ધાંતો સંપ્રદાયના સંસ્કૃત ગ્રંથોમાં પ્રતિપાદન કરવામાં આવ્યા છે.

આટલી હકિકત રજુ કરી આપને હું પૂછું છું કે લાયબલ કેસ વાંચવાથી સ્વધર્મથી અમારા જેવા વિમુખ થાય, અમે સંપ્રદાયનો, સંપ્રદાયની હવેલીયોનો, અમારા સેવ્ય પ્રભુનો, સંપ્રદાયના તમામ આચાર્યોનો ત્યાગ કરીયે એવી અપેક્ષા આપ રાખી શકો ? અમારે સંપ્રદાય અને સંપ્રદાયના સિદ્ધાંતો સાથે સંબંધ છે. એવો કોઈ પણ ધર્મ નથી કે જે ધર્મના સાધુઓ સંન્યાસીઓ, કે મઠાધિપતિઓ અને અનુયાયીઓ એક સરખું પવિત્ર જીવન ગાળતા હોય. સંપ્રદાયના કોઇ આચાર્યનું અગર કોઇ આચાર્યનું અગર કોઈ વૈષ્ણવનું જીવન

અપવિત્ર હોવાની તસલ્લી થાય તો તેવા આચાર્યનો કે તેવા વૈષ્ણવોનો સંગ કરવાનો ન હોય. પરંતુ જે ધર્મોમાં છસો ઉપરાંત સંસ્કૃત ગ્રંથો છે. જે ધર્મમાં સાડા ચારસો વર્ષ સુધી અનેક વિદ્વાન્ અને સેવા પરાયણ આચાર્યો થઈ ગયા છે, જે ધર્મમાં ઉચ્ચ સિદ્ધાંતો છે, જે ધર્મમાં ગૃહસ્થાશ્રમ ભોગવવાની સાથે જન્મ મરણના બંધનમાંથી મુક્ત થવાના માર્ગે જઇ શકાય છે, જે ધર્મ સરલ છે. કાંટા વિનાનો છે, જે ધર્મમાં ગૃહસ્થાશ્રમમાં વૈરાગ્યનું પાલન કરવાનું છે, જે ધર્મનું અવલંબન કરવાથી આપણી બ્હેનો, અમારા જેવા વૈષ્ણવો, ક્ષત્રિયો, કારીગરો, મજુરો, રબારી, ભરવાડ આદિ સૌ મોક્ષ પ્રાપ્ત કરી શકે છે તેવા ધર્મનો ત્યાગ કોઈ પણ વિવેક બુદ્ધિવાળો મનુષ્ય લાયબલ કેસ અને તેવાં બીજાં ગંદાં પુસ્તકો વાંચી કરવાનું કદિ ઉચિત માને નહિ. એક પાદરીના વાકયોમાં અંધશ્રદ્ધા રખાય તો પુષ્ટિમાર્ગ તો શું પણ હિંદુ ધર્મ થોડા વર્ષમાં નષ્ટ થઈ જાય. જો અમારે અંધશ્રદ્ધા જ રાખવી હોય તો જે આચાર્યો અનેક ગ્રંથો લખી ખજાના રૂપ સિદ્ધાંતો રજુ કરી ગયા છે તેમનામાં શા માટે ન રાખવી ? શ્રીકૃષ્ણ પુષ્ટિમાર્ગના જ પ્રભુ નથી. મૂર્તિ પૂજાનો નિષેધ કરનારા હિંદુઓને બાદ કરતાં સમસ્ત હિંદુઓ તેને પ્રભુ તરીકે માને છે. તેમના પ્રાકટયના દિવસે ઉત્સવો નાના ગામડાઓમાં પણ થાય છે. હિંદુસ્થાનના લાખો વિદ્વાનોએ શ્રીકૃષ્ણને પ્રભુ તરીકે માન્યા છે, પૂજ્યા છે અને સેવ્યા છે, અનેક કવિઓએ માન્યા છે. રાસ પંચ્યાધ્યાયી ને ભાગવતના મુકુટ રૂપ તેમણે માન્યા છે. આ ગ્રંથ ઉપર અનેક ટીકાઓ છે. વિદ્વાન હોય તો જ ટીકા કરી શકે. કોઈ ટીકાકારે કે સંપ્રદાયના કોઈ આચાર્યોએ રાસલીલામાં દોષો જોયા નથી. આવા લાખો વિદ્વાનોને નિરક્ષર માનવા ? તેમને પાખંડી કહેવા ! તેમને વિવેકહીન કહેવા ?

સુ૦—સંપ્રદાયમાં કેટલાક ખોટા વિચારો અને ખોટા રિવાજો ઘુસી ગયા છે એમ તમો માનતા નથી ?

દાસ—આવા વિચારો અને રિવાજો નાબુદ કરવાને અસત્યનું અવલંબન કરવાનું ન હોય. સિદ્ધાંતો જાણ્યા સિવાય સંપ્રદાયને સિદ્ધાંતોને કે આચાર્યોને વગોવવાના નહોય. સુધારો કરવો હોય તો સુધારકોએ ઉચ્ચ જીવન ગાળી સંપ્રદાયના સિદ્ધાંતોનો અભ્યાસ કરી તે તરફ અમારૂં લક્ષ ખેંચી અમોને કહેવું જોઈએ કે અમારામાં વૈષ્ણવત્વ રહ્યું નથી. જો આ ધોરણે છેલ્લા સીત્તેર વર્ષમાં સુધારકોએ કામ લીધું હોત, ક્રિશ્ચિયન પાદરીયોમાં અંધશ્રદ્ધા રાખી તેઓ નચાવે તેમ નાચ્યા ન હોત તો હિંદુસ્તાનનું હિંદુઓનું અને અમારૂં તેઓ કલ્યાણ કરી શકત. પરંતુ તેમણે એવા રસ્તા લીધા છે કે જેથી ધાર્મિક અને આર્થિક સ્થિતિના સંબંધમાં હાનિ જ થાય. લાયબલ કેસના પ્રસંગે સંપ્રદાય અને સંપ્રદાયના સિદ્ધાંતો સામે તદ્દન જુઠા પ્રહારો થવાથી પરિણામ એ આવ્યું છે કે તે વખત મથુરાદાસની જુબાની પ્રમાણે આશરે બે લાખ સંપ્રદાયના અનુયાયીઓ હતા અને હાલ સાઠ લાખ છે. છેલ્લાં સિતેર વર્ષમાં પાંચસો નવી હવેલીઓ થઈ હશે. સંપ્રદાયના સુજ્ઞ પુરુષો, ભાવિક વૈષ્ણવો અને નિરક્ષરો ગંદા લેખોથી અને નિંદાથી ધર્મથી વિમુખ થવાના નથી. ફક્ત જેઓ ક્રિશ્ચિયન પાદરીઓની જાળમાં ફસાયા અને અર્ધદગ્ધ હતા તેઓ વિમુખ થયા છે. અને તેવા જ થવાના.

છેલ્લા ૭૦ વર્ષમાં પણ તમામ સંપ્રદાયમાં અનેક પ્રતાપી આચાર્યો થઈ ગયા છે. હાલ પણ પણ અમારા વલ્લભાધીશના પ્રતાપથી તેવા આચાર્યો મોજુદ છે. પ્રથમ વિદિત કર્યું તે પ્રમાણે છસો ઉપરાંત સંસ્કૃત ગ્રંથો છે. તેમાં પ્રતિપાદન કરેલાં સિદ્ધાંતો અને આપવામાં આવેલો ઉપદેશ અતિ ઉચ્ચ છે. શ્રુતિ વગેરેના દોહનરૂપ છે. શુદ્ધ ભાવથી પ્રભુની સેવા કરવાની આજ્ઞા છે. શુદ્ધ હૃદય હોય

તોજ શુદ્ધભાવ હોઈ શકે. કામાદિ નષ્ટ થયા હોય તો જ હૃદય શુદ્ધ હોય. સેવા ત્રણ પ્રકારની છે. તેમાં માનસીને ઉત્તમ કહી છે. પ્રેમથી પ્રભુમાં ચિત્ત તલ્લીન રાખવું એ માનસી સેવા છે. સિદ્ધાંતો અને ઉપદેશ આત્મનિવેદનના પ્રકરણમાં વિસ્તારથી કહી ગયો છું. તેથી આ સ્થળે પુનરુક્તિ કરવાની જરૂર નથી. સેવા માર્ગની પ્રાણાલિકા એવી છે કે તેનું સ્વરુપ સમઝી પ્રભુની સેવા કરીએ તો જરૂર ભાવ વધતાં પરાભક્તિ નિરોધ, વિરહાવસ્થા પ્રભુની કૃપાથી પ્રાપ્ત થાય. આવા અનેક ભક્તો સંપ્રદાયમાં થઇ ગયા છે. હાલ પણ થોડા ઘણા હશે. પરંતુ તેઓ પોતાના વૈષ્ણવત્વનો ઢંઢેરો પીટાવતા નથી, અને પીટાવે પણ નહિ. અકિંચન હોય છે. સ્પૃહા વિનાના હોય છે, ચક્રવર્તી રાજાની કૃપાની પણ તેઓ પરવા રાખતા નથી. વિશ્વનો ચક્રવર્તી રાજા એ જ તેમનો સ્વામી છે. તેને જ વરે છે. અન્યને ઓળખે નહીં. જેને મહાત્મા, પરમહંસ, તન્મય, કહી શકાય એવા પુરુષો તો તમામ ધર્મોમાં વિરલ હોય. તે કક્ષા પ્રભુ અનુકૂળ હોય તેને જ પ્રાપ્ત થાય છે. માર્ગ તો એવો છે કે જો અમારા આચાર્યો-માંથી બેચાર ગોસ્વામી શ્રીવલ્લભાધીશના જેવું સાદું જીવન ગાળી, દ્રવ્યની અપેક્ષા રાખ્યા વિના પગે ચાલી પરિક્રમણ કરે અને પ્રભુની સેવા કરવાનો સાથે ઉપદેશ આપે તો દર વર્ષે સંપ્રદાયના અનુયા-યીઓમાં વધારો થાય અને શહેરો તથા ગામડાઓમાં શુદ્ધ ભાવનું તથા પવિત્ર જીવનનું સિંચન થાય. જ્યારથી અમારા ઘણાખરા આચાર્યોએ આ પ્રમાણે ઉપદેશ આપવાનું છોડી દીધું ત્યારથી અમારા જેવા ઘણાખરા વૈષ્ણવોનું જીવન વૈષ્ણવને છાજે તેવું રહ્યું નથી.

સુ૦—સંપ્રદાયમાં સિદ્ધાંતો અને આત્મનિવેદનનો ઉપદેશ અપાય છે. તેના સંબંધમાં આ કેસમાં જે પુરાવો રજુ થયો છે તે જોતાં કોઇપણ નિષ્પક્ષપાત ન્યાયાધીશ સંપ્રદાયનાં સિદ્ધાંતો સનાતન ગ્રંથો વિરુદ્ધ છે અને સંપ્રદાયમાં દુરાચારને સ્થાન અપાયું છે

તેવો અભિપ્રાય આપી શકે નહિ. આ કેસમાં મુખ્ય સવાલો તો એજ હોવા જોઈએ કે લેખમાં વાદી મહારાજની બદનક્ષી કરવામાં આવી હોય તો તે શુદ્ધ બુદ્ધિથી કરવામાં આવી છે? આ મુદ્દા અને રજુ થયેલ પુરાવો જોતાં હાઈકોર્ટના જડજોએ સંપ્રદાયના સિદ્ધાંતો અને આત્મનિવેદનના ઉદ્દેશના સંબંધમાં અયોગ્ય ટીકાઓ કરી હોય તોજ સંપ્રદાયને ગેર ઇનિસાફ થયો છે એમ કહેવાનો વૈષ્ણવોનો અવકાશ રહે છે આ પ્રમાણે થયું છે?

દાસ—આ સિદ્ધાંતોનો કશો પુરાવો સંપ્રદાયના સંસ્કૃત ગ્રંથોમાંથી અને વેદાદિ ગ્રંથોના આધારે સપ્રમાણ રજુ થયો નથી. તે પ્રથમ કહી ગયો છું. નિવેદન પ્રભુનેજ કરવાનું છે એમ પ્રતિવાદીના ત્રણ સાક્ષીઓ જુબાનીમાં કહી ગયા છે. આત્મનિવેદનના મંત્રમાં મહારાજને કે ગુરુને દેહાદિ અર્પણ કરવાનું સૂચન પણ નથી. શ્રી ગોકુળનાથજીની ટીકા નિઃસંદિગ્ધ ભાષામાં પુનઃ પુનઃ ભગવાન શ્રીકૃષ્ણને અર્પણ કરવાનો ઉપદેશ આપે છે. "સિદ્ધાંત રહસ્ય"માં પણ તેવીજ આજ્ઞા છે. તેમ છતાં કેટલાક સુધારકોની અને ડૉ. વિલસનની જુબાની ઉપર ઘણો ભાર દઇ હાઈકોર્ટના જડજોએ સિદ્ધાંતો અને અર્પણ ઉપર તદ્દન અયોગ્ય ટીકાઓ કરી છે. તેમ થવાથી સંપ્રદાયને ગેરઇનિસાફ થયાનું માનીએ છીએ વેદ બ્રહ્મના કેવા સ્વરુપનું નિરુપણ કરે છે તે વિષે ડૉ. વિલ્સન જેવા સાક્ષરને પ્રશ્નો પૂછાયા નથી અને તેમણે જુબાનીમાં આધાર સાથે કશું કહ્યું નથી તેમ છતાં વેદમાં બ્રહ્મના સ્વરુપનું અમુક પ્રકારનું નિરુપણ છે એવી પોતાની માહિતીનો ઉપયોગ જડજોએ કરી ટીકાઓ કરી છે. તેની સાથે ઠરાવમાં એમ પણ લખે છે કે **સિદ્ધાંતો શા છે તેનો વિચાર કરવાનું અને તે ઉપર નિર્ણય કરવાનું અમારૂં કામ નથી.**

પ્રથમ વિદિત કરી ગયો છું તે પ્રમાણે જડજોને સંસ્કૃત ભાષાનું કે વ્રજભાષાનું જ્ઞાન નહોતું. તેમ રજુ કરનાર બારીસ્ટરો તથા સોલીસીટરોને નહોતું. સંપ્રદાયનો દ્રોહ કરનાર સુધારકોને સંસ્કૃત ભાષાનું જ્ઞાન નહોતું. વ્રજ ભાષાના ગ્રંથોનો ખરો આશય સમજી શકે તેવું તે ભાષાનું જ્ઞાન પણ તેમને નહોતું. સંસ્કૃત ભાષાનો એક પણ સનાતન ગ્રંથ અને સંપ્રદાયનો તેવો એક પણ ગ્રંથ વાંચ્યો નહોતો. ડૉ. વિલ્સનનું કર્તવ્ય તો હિંદુ ધર્મને વગોવવાનુંજ હતું. તેમણે સંપ્રદાયના સંસ્કૃત ભાષાના ગ્રંથોનો અભ્યાસ કર્યો નહોતો. આવા સાક્ષીની જુબાની ઉપર આધાર રાખી આત્મનિવેદન બ્રહ્મસ્વરૂપ, પ્રભુના અવતારો, શ્રીકૃષ્ણ સ્વરૂપ, મૂર્તિપૂજા, ગોપીઓનું સ્વરૂપ અને ગોપી પ્રેમ વિષે કોઈપણ ન્યાયાધીશ અભિપ્રાય બાંધે તો તેથી દેખીતો ગેરઈન્સાફ થાય તે દેખીતુંજ છે આવા અભિપ્રાય અને નિર્ણયની કિમ્મત હિંદુઓ આંકે તો કોડીઓવન જેવ.જ થઈ જાય.

હવે આ બાબતમાં વિશેષ ચર્ચા કરવાની આપને આવશ્યકતા જણાય છે ?

સુ૦—નહિ. પરંતુ ચર્ચા પૂરી કર્યા પહેલાં મારે કેટલાક પ્રશ્નો પૂછવાના છે.

દાસ—ખુશીથી પૂછો.

સુ૦—કરસનદાસે લાયબલવાળા લેખમાં લખ્યું છે કે સંપ્રદાયના આચાર્યો શાસ્ત્રોનો તથા સંપ્રદાયના સિદ્ધાંતોનો હરકોઈને ઉપદેશ આપતા નથી. જુબાનીમાં પણ તે પ્રમાણે કહ્યું છે. તેમણે એવો ગર્ભિત આક્ષેપ મૂક્યો છે કે જો સિદ્ધાંતો ઉચ્ચ હોય તો હરકોઈની પાસે તે મૂકવામાં શા માટે આંચકો ખાવો જોઈએ? આ બાબતમાં ખુલાસાની અપેક્ષા રાખું છું.

દાસ—શ્રીગીતાના સિદ્ધાંતો અમુક માણસોથી ગુપ્ત રાખવા જેવા તમોને જણાય છે? આ ગ્રંથની લાખો પ્રતો છપાઈ છે. અનેક ભાષામાં તરજુમા થયા છે. તેની લાખો પ્રતો વેચાઈ છે.

**સુ૦**—આ ગ્રંથના કોઈ સિદ્ધાંતો ગુપ્ત રાખવા જેવા હોય એમ હું માનતો નથી.

**દાસ**—આપણા જેવીજ ઘણા ખરાની માન્યતા છેજ અને હોય. પરંતુ અર્જુનને ઉપદેશ આપતાં પ્રભુએ કહ્યું છે કે મેં જે જ્ઞાન આપ્યું છે તે–"गुह्यतमम् " " ज्ञानविज्ञानसहितम् " "राजविद्याराजगुह्यं, पवित्रमिदमुत्तमम् " છે. આ પ્રમાણે કહી અધ્યાય ૧૮ શ્લોક ૬૬–૬૭ માં આ જ્ઞાન અભક્તાદિને આપવું નહિ. અને મારા ભક્તોનેજ આપવું એવી આજ્ઞા કરી છે. સ્વધામમાં પધારતાં પહેલાં વેદના દોહન રૂપ ઉચ્ચ જ્ઞાન પ્રભુએ ઉદ્ધવને આપ્યું હતું. ઉપદેશના અંતે સ્કંધ ૧૧ અધ્યાય ૨૯ માં પ્રભુ એવી આજ્ઞા આપે છે કે, અભક્ત, શઠ, દુરાચારી વગેરેને આ જ્ઞાન આપવું નહિ. તેવીજ આજ્ઞા શ્રી કપિલે દેવહૂતીને અને મૈત્રેયી વિદુરને ઉપદેશના અંતે કરી છે. ઘણા ઉપનિષદોમાં એવીજ આજ્ઞા છે. કક્કા અને બારાખડીના જ્ઞાન વિના પહેલી ચોપડી શીખાય નહિ. અક્ષર જ્ઞાન વિના જોડાક્ષરનું જ્ઞાન અપાય નહિ. આંકના જ્ઞાન વિના સરવાળા બાદબાકીનું શિક્ષણ અપાય નહિ. લૌકિકશાળાઓમાં શિક્ષણનો ક્રમ છે તેવોજ અલૌકિક જ્ઞાન આપનારી શાળાઓ માટે છે અને હોવો જોઇએ. વળી અભક્તાદિને જ્ઞાન આપવું એ ખરાબાની જમીનમાં બી વાવવા જેવું છે. ઉપનિષદ્, ગીતા, શ્રીભાગવતમાં કરેલી અજ્ઞાનુસાર સંપ્રદાયના આચાર્યો પણ અભક્તોને, નિંદકોને, શઠોને, સંપ્રદાયના સિદ્ધાંતોનું જ્ઞાન આપવાનું યોગ્ય માનતા નથી. અધિકારી છે એમ જણાય તેમનો ખાસ ધર્મ છે. એ ધર્મના પાલનમાં આચાર્યોની ન્યૂનતા રહે તેટલી ખામી. હવે બીજો કયો પ્રશ્ન પૂછવાનો છે ?

**સુ૦**—ગુરુ પ્રતિ કેવો પૂજ્યભાવ રાખવાની શાસ્ત્રોમાં આજ્ઞા છે ?

**દાસ**—વેદ, ઉપનિષદો, ગીતા, શ્રીભાગવત વગેરેનો એવો ઉપદેશ છે કે જેનો ભાવ દેવ માટે રાખવાનો છે તેવોજ ગુરુ માટે રાખવાનો છે. આચાર્યની ઉપાસના એ જ્ઞાનનું લક્ષણ છે. ઉદ્ધવને ઉપદેશ આપતાં પ્રભુએ કહ્યું છે કે " आचार्यं मां विजानीयात् " આવી આપણા હિંદુ ધર્મની મર્યાદા છે. અમો વૈષ્ણવો શાસ્ત્રોની આજ્ઞાનુસાર અમારા આચાર્યો પ્રતિ પૂજ્ય ભાવ રાખીએ છીએ. કાકવૃત્તિ રાખી માતા પિતાના કે ગુરુના દોષો જોવાનું અમારૂં કામ નથી. કોઈ આચાર્યનું જીવન અપવિત્ર છે એવી અમારી તસલ્લી થાય તો તેમના પ્રતિ પૂજ્ય ભાવ ન રાખીએ અને એકાંતમાં બેસી યોગ્ય સૂચના કરીએ. ખુલ્લી રીતે નિન્દા કરવાને બદલે ખાનગી રીતે સૂચના કરવાથી ધારેલું ફળ પ્રાપ્ત થાય છે. આવા ગુરુમાં પૂજ્યભાવ રાખવો એવી અમારા વલ્લભાધીશની પણ આજ્ઞા નથી. ગુરુમાં કેવા લક્ષણો જોઈએ તે તેઓશ્રીએ નિબંધમાં કહ્યું છે. તેવા લક્ષણવાળા સંપ્રદાયમાં અત્યારે પણ અનેક આચાર્યો છે. તેમનાં દર્શન કરવાનો, ચરણ સ્પર્શ કરવાનો અને તેમને યથાશક્તિ ભેટ ધરવાનો અમારો ધર્મ સમઝીએ છીએ. એવા લક્ષણોવાળા સુંપ્રદાયમાં કોઈ આચાર્ય નહિ રહે તે વખતે બીજો ગુરુ શોધવો કે કેમ તેનો વિચાર કરીશું. વૈષ્ણવોનું મસ્તક શ્રીભાગવતનું, શ્રી કૃષ્ણનું, પુષ્ટિભક્તિનું, ભક્તિરસનું સ્વરુપ સમઝનાર સંપ્રદાયની પ્રણાલિકા પ્રમાણે ભાવથી પ્રભુની સેવા કરનાર, સંપ્રદાયના આચાર્ય શ્રીનારાયણમાંજ નમે. અન્યને નહિ. આ સંપ્રદાયમાં જન્મથીજ આચાર્ય પદ પ્રાપ્ત થઇ શકે છે. પસંદગીની અપેક્ષા નથી, તેમ છતાં સાડા ચારસો વર્ષ જેટલા સમયમાં અનેક સાક્ષર અને સેવાપરાયણ આચાર્યો પ્રગટ થયા છે. જ્યાં પસંદગીનું ધોરણ છે ત્યાં અનુયાયીઓના મતની અપેક્ષા રહે છે. અને તે મેળવવા અનેક

પ્રપંચો અને ખટપટ કરવી પડે છે. જેવી દશા મ્યુનીસીપાલીટી અગર લેજીસ્લેટીવ કાઉન્સિલમાં જવાની ઉમેદવારી કરનારાઓની હોય છે તેવીજ મત માટે અપેક્ષા રાખનાર ઉમેદવારોની જોવામાં આવે છે. પસંદગીનું ધોરણ હોય ત્યાં પણ ૪૫૦ વર્ષમાં અમારા સંપ્રદાયમાં જેવા અને જેટલા વિદ્વાન આચાર્યો થયા છે તેવા અને તેટલા થયા નથી તેમજ તમામનું જીવન ઉચ્ચ કે આદર્શરૂપ હોવાનું જાણ્યું કે સાંભળ્યું પણ નથી.

સુ૦—ઘણીખરી હવેલીઓનો વહીવટ સુધારવાની જરૂરીઆત લાગે છે કે નહિ.

દાસ—લાગે છે. અવ્યવસ્થા કેટલેક અંશે અમારા આચાર્યો અને કેટલેક અંશે અમો વૈષ્ણવો જવાબદાર છીએ. હવેલીમાં દર્શન કરતી વખતે કોઈ પણ ભાઈ બ્હેનને ધક્કા કોણી મારવી એ પાપ છે એવા ઘણા ખરા વૈષ્ણવોના વિચાર થાય તો ઝાપટીયા ઉત્સવોના દિવસે પણ રાખવાની જરૂર ન રહે. શું વૈષ્ણવનો ધર્મ નથી કે વૃદ્ધ, બિમાર, નાના બાળકો અને નાની બાળાઓને મદદ આપી દર્શન કરાવવા? એવો ભાવ કેટલાં વૈષ્ણવ ભાઈઓ અને બ્હેનોમાં છે? ઝાપટીયાઓ બીજાને ઝાપટો મારી પોતાને સુખથી દર્શન કરાવે તેના બદલામાં ઝાપટીયાઓને દ્રવ્ય અપાય છે. જ્યાં વૈષ્ણવોમાં આવી દુષ્ટતા હોય ત્યાં ઝાપટીયાઓથી કોઈવાર વિપરીત પરિણામ પણ આવે. વૈષ્ણવોમાંજ દયા ધર્મ ન સ્ફુરે ત્યાં સુધી ઝાપટીયા રાખ્યા વિના ચાલે નહિ. દર્શન કરવા જઈએ તે વખતે ધીરજ રાખીએ તો પ્રભુની ઝાંખી વહેલી અગર મોડી પણ થવાનીજ.

બીજાં પણ કેટલાંક કારણો છે. આચાર્યોના ઘણાખરા નોકરોમાં ખરૂં વૈષ્ણવત્વ નથી. કેટલાક તો એમજ માને છે કે મહારાજશ્રીને હાથ જોડી વિનયથી પણ કોઈ બાબતમાં કશી સૂચના થઈ શકે નહિ. વિવેક બુદ્ધિ અને કર્તવ્ય બાજુ ઉપર રાખી, જો હુકમ કહેનારા કેટલાક નોકરો જેમ રાજાને કર્તવ્યહીન કરે છે તેવીજ રીતે આવા નોકરો મહારાજોને કરે છે. આવા કેટલાક નોકરો અપ્રમાણિક પણ છે. તેમને રજા આપવામાં આવે તો પ્રામાણિક નોકરો મેળવવામાં મુશ્કેલી જણાય છે. પ્રભુનું તથા મહારાજશ્રીનું દ્રવ્ય ન ખપે અને યથાશક્તિ પોતાનું દ્રવ્ય અર્પણ કરવામાં ધર્મ સમઝનારા વૈષ્ણવો મહારાજશ્રીનો પગાર લઈ કામ કરવા તૈયાર નથી. એટલે તેવાઓની નોકરીનો લાભ મળતો નથી. આવી મુશ્કેલીઓને લીધે અમારા આચાર્યો કેટલીક વખત એવા ઉદ્ગારો કાઢે છે કે અમારે શું મુસલમાન, પારસી કે જૈનોને રાખવા? જ્યાં સુધી વૈષ્ણવોના વિચારોમાં ફેરફાર નહિ થાય ત્યાં સુધી સારા માણસોના અભાવે રહેતી અવ્યવસ્થા તો રહેવાની જ. પ્રામાણિકપણે કામ કરે, જીવન પવિત્ર હોય અને સંપ્રદાયની અનેક પ્રકારે યોગ્ય દિશામાં ઉન્નતિ કરવાને પ્રવૃત્ત હોય એવા સંખ્યાબંધ વૈષ્ણવો વ્યવસ્થામાં જોડાય અને મહારાજશ્રીઓ તેમને વ્યવસ્થા કરવા દે તો સંપ્રદાય ઘણું કરી શકે.

[ આ લેખની નીચે, આ પત્રિકા છપાવી પ્રસિદ્ધ કરનાર શેઠ વેણીલાલ વિજભુખણદાસ સુરતવાળા એવું લખાણ છે. ધર્મવિજય પ્રેસ, પાયધુની મુંબઈ ૩ માં તે લેખ છપાવેલો. ]

# બ્રહ્મસ્વરૂપ વિષે શ્રીદયાનંદ સરસ્વતીના સિદ્ધાન્તોની સમીક્ષા

શ્રી દયાનંદ સરસ્વતીએ વેદના પ્રમાણો આપી પરબ્રહ્મના સ્વરૂપનો નિર્ણય કર્યો છે પણ તે નહિ સ્વીકારવાનાં ઘણાં સબળ કારણો છે.

૨. સ્વામીએ પોતાના સિદ્ધાંતો જનસમૂહ પાસે મૂક્યા તે વખતે શ્રીકૃષ્ણ તથા શ્રીરામચંદ્રજીને ભગવાન્ માનનારા તથા મૂર્તિપૂજાનું પ્રતિપાદન કરનારા સંપ્રદાયોના આચાર્યશ્રીઓના સેંકડો ભક્તકવિઓના અને ભક્તોના ઘણા ગ્રંથો મોજુદ હતા. શુદ્ધાદ્વૈતનાજ સંસ્કૃતમાં લખેલા તે વખતે આશરે હજાર ગ્રંથો હતા અને હાલ પણ છે.

૩. પુરાણોના લેખક, સંપ્રદાયોના આચાર્યો, પંડિતો, ભક્ત ભક્ત કવિઓને વેદનું ભાન નહોતું: તેઓ પાખંડી અને સ્વાર્થી હતા. તેમણે મૂર્ખ મનુષ્યોને અંધારાના કૂવામાં નાખ્યા છે. વેદ પ્રતિપાદિત પરબ્રહ્મના સ્વરૂપના યથાર્થ જ્ઞાનનો પટ્ટો તેમનેજ મળ્યો છે; આવો દાવો શ્રી દયાનંદજીએ આગળ ધર્યો છે અને ન્યાયાસન ઉપર બેસી તેઓએ 'સત્યાર્થપ્રકાશ' તથા 'ઋગ્વેદાદિ ભાષ્ય ભૂમિકા'માં ઠરાવો આપ્યા છે.

---

* આ લેખ અસલ એક પુસ્તિકાના રૂપમાં પ્રકટ થયો હતો. સંવત ૧૯૮૨માં તેને પુષ્ટિમાર્ગીય સિદ્ધાંતના દ્વિતીય ભાગના પ્રકરણ તરીકે છપાવવામાં આવ્યો હતો.

૪. રજુ કરેલ દાવો સાબીત કરવા કેટલો અને કેવો પુરાવો આપવો જોઈએ તેનું વાદી દયાનંદજીને ધ્યાનમાં રહ્યાનું જણાતું નથી. તેમનાં પુસ્તકો ઉપરથી સહજ જણાઈ આવે છે કે વેદમાંથી નિરાકાર બ્રહ્મ ખડું કરવું અને પ્રભુના અવતારો તથા મૂર્તિપૂજાનું ખંડન કરવું એજ નિશાન પ્રથમથી છેવટ સુધી તેમણે રાખ્યું હતું. આવું નિશાન રાખી બ્રહ્મસ્વરૂપના નિર્ણય કરનાર ન્યાયાસન ઉપર બેસવા લાયક નથી.

૫, સ્વામીજીએ શ્રુતિના અમુક ભાગનેજ પ્રમાણ તરીકે માનેલ છે. તે ભાગનો અર્થ કરવામાં પણ શુષ્ક તર્કનો તથા યુક્તિનો ઉપયોગ કર્યો છે. શ્રુતિના તેજ ભાગના સામા પક્ષનાં મહત્ત્વનાં સંખ્યાબંધ પ્રમાણો છુપાવ્યાં છે, અને જે પ્રમાણોનો પોતાના ગ્રન્થોમાં હવાલો આપ્યો છે તેમાંના ઘણાખરાનો અર્થ બરાબર નથી. તેમના સિદ્ધાન્તો વેદને અનુકૂળ નથી, પરસ્પર વિરૂદ્ધ છે અને કેટલીક બાબતોમાં કેવળ હસવા લાયક છે.

૬. બ્રહ્મસૂત્રોને પ્રમાણ તરીકે માન્યાં છે તેમાં પરબ્રહ્મના સ્વરૂપને લગતાં ઘણાં સૂત્રો છે; પરન્તુ બ્રહ્મના સ્વરુપનો નિર્ણય કરવામાં તેમાનું એક પણ સૂત્ર 'સત્યાર્થપ્રકાશ' કે 'ભાષ્ય ભૂમિકા'માં ટાંકયું નથી. શ્રીમદ્દભગવદ્દગીતાના ફક્ત એક શ્લોકનો હવાલો આપી ગભરાયા છે અને ત્યાં એવી દલીલ કરી છે કે ગીતામાં વેદ વિરુદ્ધના વિચારો છે ( સત્યાર્થપ્રકાશ પા. ૧૮૧ ) એટલે હિંદુ ધર્મના જીવન્ત અને સ્તંભરૂપી સર્વમાન્ય ગ્રંથને દરિયામાંજ પધરાવ્યા છે. શ્રીમદ્દ ભાગવતમાં ઝેર છે એવા વિચારો તેમના મગજમાં ઠસી ગયાથી તેનો સ્પર્શ પણ કર્યો નહિ હોય. સ્વામીજીએ સ્વીકારેલા સિદ્ધાંતો તેમના બીજા સિદ્ધાંતો સાથે એવા અથડાય છે કે તેમના બ્રહ્મને વેદના બ્રહ્મ તરીકે કોઈ વિચારશીલ માણસ સ્વીકારી શકે નહિ,

૭. **આર્યસમાજીસ્ટ–સ્વામીજીએ સત્યનું પ્રતિપાદન કર્યું નથી** એવા નિશ્ચય ઉપર આવવાનાં શાં કારણો છે?

**દાસ**—તેમણે **અસત્યનું** પતિપાદન કર્યું છે અને હજારો અર્ધદગ્ધ ભોળા હિંદુઓને વેદના ખરા હિંદુ ધર્મથી ચ્યુત કર્યા છે એવું માનવાનાં ઘણાં સબળ કારણો છે.

**આ૦**—તમે સ્વામીજીના 'સત્યાર્થપ્રકાશ તથા ભાષ્યભૂમિકા'ના ગ્રંથોનો સારી રીતે અભ્યાસ કર્યો છે?

**દાસ**—આ બન્ને ગ્રંથો છેલ્લાં સાત વર્ષમાં ચાર વખત લક્ષપૂર્વક વાંચી ગયો છું. તેમાં દર્શાવેલા વિચારોનુ પૃથક્કરણ કરી એવું ટાંચણ કર્યું છે કે કયો વિચાર કયા પાને જણાવ્યો છે તે ટાંચણ જોઈ થોડી સેકન્ડમાં કહી શકીશ. આ ટાંચણ આપની પાસે રજુ કરૂં છું.

**આ૦**—આ પ્રમાણે છે તો તમારી સાથે ચર્ચા કરવાનું ઠીક પડશે. ઘણી વખત સામા પક્ષના ગ્રન્થો વાંચ્યા વિના અગર સિદ્ધાન્તો જાણ્યા વિના ટીકાઓ કરવામાં આવે છે અને આક્ષેપો મૂકાય છે.

**દાસ**—સ્વામીજીએ શુદ્ધાદ્વૈતના કેટલા ગ્રન્થો વાંચ્યા હશે?

**આ૦**—ચર્ચા થયા બાદ યોગ્ય જણાશે તો આ પ્રશ્નનો ઉત્તર આપીશ.

**દાસ**—આપે આપના કુટુંબના ધર્મનો ત્યાગ કર્યો તે પહેલાં તે ધર્મના સિદ્ધાન્તોના કેટલા અને કયા કયા ગ્રન્થો વાંચ્યા હતા?

**આ૦**—વાંચવાનો અવકાશ મળ્યોજ નહોતો.

**દાસ**—કયા વિષયની ચર્ચા પ્રથમ કરવાની આજ્ઞા છે?

**આ૦**—બ્રહ્મસ્વરૂપને લગતી. આ વિષયજ ખાસ મહત્ત્વનો છે. બીજાને ગૌણ માનું છું.

**દાસ**—આપ કૃપા કરી સ્વસ્થ ચિત્તથી અને ખુલ્લા મનથી દલીલો સાંભળી તેનું મનન કરી નિષ્પક્ષપાત ન્યાયાધીશની માફક સ્વતંત્ર નિર્ણય ઉપર આવવા તૈયાર છો ?

**આ૦**—ઘણી ખુશીથી સત્ય જાણવું અને તેનુંજ અવલંબન કરવું એતો અમારી સંસ્થાનું ખાસ સૂત્ર છે.

**દાસ**—આપે મારા ઉપર મોટો અનુગ્રહ કર્યો છે.

**આ૦**—તમારા ધ્યાનમાં હશે કે શ્વેતાશ્વતર સુદ્ધાંત ૧૧ ઉપનિષદો-નેજ સ્વામીજીએ પ્રમાણ તરીકે માન્યાં છે અને તેમાંથી પ્રમાણો આપ્યાં છે.

**દાસ**—હા, તે મારા ધ્યાનમાં છે. ૧૧ ઉપનિષદોમાંથી સ્વામીજીએ ટાંકેલાં તમામ પ્રમાણોનું જૂદું ટાંચણ મેં કર્યું છે અને તે હાલ તૈયાર છે; પરન્તુ બીજા કોઈ ઉપનિષદોને પ્રમાણ તરીકે નહિ માનવાનાં શાં કારણો છે ?

**આ૦**—તે ચર્ચામાં હાલ ઉતરવાની જરૂર નથી. પ્રથમ તો ઉક્ત ૧૧ ઉપનિષદોમાંથી બ્રહ્મસ્વરૂપને લગતા કયા પ્રમાણો ઉપર શુદ્ધાદ્વૈતના આચાર્યો તથા પંડિતો આધાર રાખે છે તે બતાવો. તેમાંના કયા પ્રમાણોનો હવાલો પણ સ્વામીજીએ આપ્યો નથી તે કહો. જે પ્રમાણોનો હવાલો આપ્યો હોય તેનો તરજુમો ખોટો કર્યો હોય અગર તે પ્રમાણોના મુદ્દાના શબ્દો બાબત કશો ખુલાસો આપ્યો ન હોય તો તે બતાવો.

**દાસ**—બાહુ સારૂં. શ્રુતિનાં પ્રમાણોનો અર્થ વ્યાકરણના સુપ્રસિદ્ધ નિયમ પ્રમાણે કરવામાં આવે તે સ્વીકારવો જોઈએ, કે તાણી-તોડી અર્થ કર્યો હોય તે સ્વીકારવો જોઈએ ?

**આ૦**—વ્યાકરણના નિયમો પ્રમાણે સ્વભાવિક અર્થ થાય તેજ સ્વી-કારવો જોઈએ.

**દાસ**—પ્રસ્તુત વિષયને લગતી કઇ કઇ બાબતો નિર્વિવાદ છે અને કઇ કઇ વાદવાળી છે તે આપને હરકત ન હોય તો વિદિત કરૂં.

**આ૦**—તેમ થાય તો બહુ સારૂં. આખો કેસ ટુંકામાં અને હરકોઈ સમઝી શકે તેવી રીતે મૂકી શકાય. ન્યાયની અદાલતો પણ વાદી પ્રતિવાદી વચ્ચેની નિર્વિવાદ હકીકતો મુકરર કરી વાદવાળી બાબતોને લગતાજ મુદ્દા કાઢી તે ઉપર પુરાવો લઈ ઠરાવ આપે છે.

**દાસ**—વેદ જે બ્રહ્માને નિર્ગુણ (પ્રકૃતિના ગુણો રહિત) કહે છે, તેજ બ્રહ્મને સગુણ (દિવ્ય ગુણો અને ધર્મવાળું) કહે છે; એવો શુદ્ધાદ્વૈતનો સિદ્ધાંત છે અને તેજ સિદ્ધાન્તવાદી સ્વામીજીને માન્ય છે. (જુઓ ભાષ્ય ભૂમિકા પા. ૧૪૭ અને સત્યાર્થ પ્રકાશ પા. ૧૯-૨૦-૧૭૨-૧૯૧.)

**આ૦**—હા.

**દાસ**—માયાશબળ ઇશ્વર, જીવ તથા જગતના સ્વરૂપ વિષેના માયાવાદના સિદ્ધાન્તો સ્વામીજીને માન્ય નથી અને તેનું તો વિસ્તારથી ખંડન કર્યું છે.

**આ૦**—હા.

**દાસ**—જો બ્રહ્મનું સ્વરૂપ સામો પક્ષ માને છે તેવું હોવાનું સિદ્ધ થાય તો તે બ્રહ્મ સગુણ છે અને નિર્ગુણ નથી એવી દલીલ કરવાનો આપને અવકાશ નથી.

**આ૦**—ના.

**દાસ**—બ્રહ્મનો પ્રાકૃત આકાર નથી એવો સામા પક્ષનો સિદ્ધાન્ત હોવાનું આપને વિદિત હશે.

**આ૦**—હા.

**દાસ**—આકારના નિષેધનાં કુલ ૭ પ્રમાણો સ્વામીજીએ વેદમાંથી તથા ૧૧ ઉપનિષદોમાંથી પોતાના બે ગ્રન્થોમાં આપ્યાં છે?

**આ૦**—હા.

**દાસ**—સામા પક્ષના વર્ષો ઉપર લખાએલા ગ્રન્થો રજુ કરૂં છું તે જોઇ કૃપા કરી કહો કે તેજ પ્રમાણો અને તે ઉપરાંત બીજાં પણ તેવીજ મતલબનાં તેમાં આપેલાં છે?

**આ૦**—હા.

**દાસ**—આ પ્રમાણોના આધારે સામા પક્ષે એવી દલીલ કરી છે કે બ્રહ્મનો પ્રાકૃત આકાર નથી એટલુંજ તેનાથી સિદ્ધ થાય છે.

**આ૦**—હા, તેવી દલીલો ઘણે ઠેકાણે કરી છે.

**દાસ**—ત્યારે બ્રહ્મનો પ્રાકૃત આકાર છે કે નહિ એ વાદનો વિષય નથી એટલું તો નિઃશક છે?

**આ૦**—હા.

**દાસ**—વાદનો ખાસ વિષય તો એ છે કે સામો પક્ષ બ્રહ્મને આનંદાકાર, દિવ્યાકાર, દિવ્ય શરીરવાળું, દિવ્ય નેત્રાદિકવાળું માને છે; અને સ્વામીજીનો એવો સિદ્ધાન્ત છે કે બ્રહ્મ નિરાકાર છે, તેનો કોઈ જાતનો આકાર નથી. તેની સાથે તેમનો એવો પણ મત છે કે બ્રહ્મ ફક્ત તેજોમય, પ્રકાશમય અને જ્યોતિર્મય છે.

**આ૦**—હા, તેજ બાબતમાં ખરો મતભેદ છે.

**દાસ**—તેજોમય બ્રહ્મનું તેજ અગર તેનો પ્રકાશ સૂર્યના જેવો કે ચંદ્રમાના જેવો કે અગ્નિના જેવો છે તે બાબતમાં સ્વામીજીએ સ્પષ્ટીકરણ કર્યું છે?

**આ૦**—ના.

**દાસ**—બ્રહ્મ સર્વવ્યાપક છતાં હૃદયની ગુફામાં ઉંડું ગુપ્ત રહે છે અને

તેનો અધિકારીને જ સાક્ષાત્કાર થાય છે એવો સિદ્ધાન્ત સ્વામીજીને માન્ય છે?

**આ૦**—હા.

**દાસ**—અધિકારીને બ્રહ્મનો હૃદયમાં સાક્ષાત્કાર થાય ત્યારે કેવા પ્રકારનાં બ્રહ્મનાં દર્શન સ્વામીજીના મત પ્રમાણે થાય છે અગર થવાં જોઇએ?

**આ૦**—તેજોમયનાં.

**દાસ**—સર્વશક્તિમત્ તેજોમય બ્રહ્મની ઇચ્છા અમુક પ્રકારનું રૂપ અગર રૂપો ધારણ કરવાની થાય તો તે ધારણ કરે છે અગર કરી શકે છે એવો સ્વામીજીનો સિદ્ધાંત છે?

**આ૦**—ના.

**દાસ**—તેજોમય બ્રહ્મ અધિકારીની પાસે દિવ્ય સ્વરુપે પ્રગટ થઈ તેનો દેહ દિવ્ય કરી પોતાનાં સ્વરુપનાં દર્શન આપે અગર આપી શકે એવો સિદ્ધાન્ત સ્વામીજી સ્વીકારે છે?

**આ૦**—નહિજ, આવા તેમના સિદ્ધાન્તો હોય તો મતભેદની જગ્યા રહેતીજ નથી.

**દાસ**—બહુ સારૂં. કેન ઉપનિષદ્દ કૃપા કરી હાથમાં રાખો. તેમાં કહ્યું છે કે—ખરી રીતે ઇન્દ્રાદિક દેવોનો વિજય પ્રભુએ કર્યો હતો, પણ પોતાનાજ સામર્થ્યથીજ વિજય થયો છે એવો તેમને મદ થયો તે ઉપરથી પરબ્રહ્મ પરમાત્મા પ્રકટ થયા "प्रादुर्बभूव." તેમનું દિવ્ય સ્વરુપ જોઈ દેવતાઓ ઘણા વિસ્મય પામ્યા. આવા સ્વરુપવાળા કોણ છે? કોણ છે? એમ પૂછવા માંડયું પણ મદને લીધે તેઓ અનધિકારી હોવાથી દિવ્ય સ્વરુપને ઓળખી શકયા નહિ. પ્રકટ થયેલ પરમાત્માએ પ્રથમ અગ્નિને પૂછયું કે તમારામાં શું સામર્થ્ય છે? જવાબમાં તે દેવતાએ

કહ્યું કે મોટા મોટા શહેરો તથા જંગલો થોડીવારમાં ભસ્મ કરી દઉં. પ્રભુએ કહ્યું કે આ ઘાસનું તણખલુંજ બાળો તો બસ છે. અગ્નિ દેવતા તે બાળી શક્યા નહિ. "तन्न शशाक दग्धुम्." પછી પ્રભુએ વાસુદેવને પૂછ્યું કે તમારામાં શું સામર્થ્ય છે? તેણે કહ્યું કે મોટા મોટા ડુંગરો મારા પ્રચંડ વેગથી થોડીવારમાં ઉડાડી દઉં. પ્રભુએ તેને પણ કહ્યું કે આ ઘાસનું તણખલું ઉડાડો પણ તે ઉડાડી શક્યા નહિ. આ પ્રમાણે સર્વવ્યાપક છતાં ગર્વભંજન પ્રભુ એક દેશમાં પ્રકટ થઈ મદાંધ દેવતાઓના સામર્થ્યને કસોટી ઉપર મૂકી તેમનો ગર્વ ગાળી દઇ અંતર્ધાન થઇ ગયા આ પ્રમાણે કેન ઉપનિષદ્ કહે છે?

**આ૦**--હા.

**દાસ**--આ પ્રમાણથી બ્રહ્મનું કેવા પ્રકારનું સ્વરૂપ સિદ્ધ થાય છે?

**આ૦**—સ્વામીજીએ આ પ્રમાણનો હવાલો આપી કાંઇક ખુલાસો કર્યો હશે ને?

**દાસ**—હવાલો આપ્યો હોય તો તેની પ્રથમ ખાત્રી કરો. તેમના બંને ગ્રંથો અહીં મોજુદ છે અને તેમણે બ્રહ્મ સ્વરૂપને લગતાં આપેલા પ્રમાણોનું જૂદું ટાંચણ પણ તૈયાર છે.

**આ૦**--હવાલો જ આપ્યો નથી એટલે ખુલાસો તો ક્યાંથી હોય?

**દાસ**—સામા પક્ષના આવા મહત્ત્વના પુરાવા છુપાવવાને બદલે તેનો હવાલો આપી વાદી પક્ષે પોતાનો કેસ રજુ કરવો જોઈતો હતો કે નહિ?

**આ૦**--તેમ કર્યું હોત તો ઠીક હતું પણ કદાચ શરતચુકથી હવાલો આપ્યો નહિ હોય.

**દાસ**--શ્વેતાશ્વેતર ઉપનિષદ્‌માં કહ્યું છે કે-પરબ્રહ્મ-પુરૂષ એક છે તે

પોતાની અનેક પ્રકારની શક્તિઓ વડે અનેક રૂપોને ધારણ કરે છે. આ પ્રમાણનો સ્વામીજીએ હવાલો આપી કાંઈ ખુલાસો કર્યો છે ?

**આ૦**--હવાલો આપ્યો નથી.

**દાસ**—તે જ ઉપનિષદ્‌માં કહે છે કે બ્રહ્મ સૂક્ષ્મથી સૂક્ષ્મ છે, વિશ્વનું સ્રષ્ટા છે. **અનેક રૂપવાળું** છે. આ પ્રમાણનો પણ સ્વામીજીએ હવાલો આપ્યો છે ?

**આ૦**--ના.

**દાસ**--તૈતરીય ઉપનિષદ્ પરબ્રહ્મના સ્વરૂપ બાબતમાં કહે છે કે પુરુષ રસાકાર છે. જીવ રસ પ્રાપ્ત કરી આનંદી થાય છે. ખરેખર પુરુષજ જીવને આનંદનું દાન કરે છે. આ પ્રમાણ ઉપર સામા પક્ષના ગ્રંથોમાં સ્વરૂપનિર્ણય માટે પાનાં ભર્યાં છે અને વિસ્તારથી દલીલો કરવામાં આવી છે તે આપને બતાવું છું. સ્વામીજી આ બાબતમાં શું કહે છે ?

**આ.**—આ પ્રમાણનો એમાંથી કોઈ ગ્રંથમાં હવાલો આપ્યો જ નથી.

**દાસ**--કઠ તથા મુંડક ઉપનિષદ્ કહે છે કે પરબ્રહ્મ પરમાત્મા પ્રવચનથી, બુદ્ધિથી કે બહુ શ્રવણથી પ્રાપ્ત થતા નથી **પણ જે** જીવ ઉપર તે કૃપા કરે છે તેને તે લભ્ય છે, અને **તેને જ પોતાના સ્વરૂપનું દાન કરે છે.** नायमात्मा प्रवचनेन लभ्यो न मेधया न बहुना श्रुतेन ! यमेवैष वृणुते तेन लभ्यस्तस्यैव आत्मा वृणुते तनुं स्वाम् સ્વામીજીએ આ પ્રમાણનો હવાલો આપ્યો છે ?

**આ૦**--ના.

**દાસ**—કઠ ઉપનિષદ્ તેવો સિદ્ધાંત પ્રતિપાદન કરતાં કહે છે કે ઘણાને શ્રવણથી પણ પ્રભુ લભ્ય નથી. શ્રવણ કરતાં છતાં પણ પ્રભુને જાણતા નથી; **પ્રભુની કૃપાથી શોક રહિત થયેલો પ્રભુનું સ્વરૂપ** જાણે છે. આ પ્રમાણ સ્વામીજીએ આપ્યું છે ?

**આ૦**--નથી આપ્યું.

**દાસ**--કઠ ઉપનિષદ્ કહે છે કે " अंगुष्ठमात्रः पुरूषोऽन्तरात्मा सदा जनानां हृदये सन्निविष्टः " આનો શો **અર્થ** એને આશય છે તે બાબતમાં સ્વામીજી કાંઇ ખુલાસો કરે છે?

**આ૦**--આ પ્રમાણ આપ્યું જ નથી.

**દાસ**--અક્ષર બ્રહ્મમાં ગણિતાનંદ છે અને પરબ્રહ્મમાં અગણિતાનંદ છે, એવો ફોડ સ્વામીજીએ એમાંથી કોઇ ગ્રંથમાં બતાવી આ લક્ષ્યબિંદુથી **સ્વરૂપનો** નિર્ણય કર્યો છે?

**આ૦**--અક્ષર બ્રહ્મમાં ગણિતાનંદ હોવાનું અગિયાર ઉપનિષદો પૈકી કોઇમાં કહ્યું છે?

**દાસ**--તૈતિરીય ઉપનિષદ્‌માં આનંદમીમાંસા છે તે કૃપા કરી વાંચી ખાત્રી કરો.

**આ૦**--અક્ષર બ્રહ્મના આનંદની ગણત્રી ત્યાં વિસ્તારથી કર્યાનું જણાય છે.

**દાસ**--આ પ્રમાણ સ્વામીજીએ કોઈ ગ્રંથમાં આપ્યું છે?

**આ૦**--ના.

**દાસ**--કઠ વગેરે ઉપનિષદ્‌માં અક્ષર બ્રહ્મને પરમાત્માનું પદ કહ્યું છે? જુઓ ભાષ્યભૂમિકા પા. ૭૩.

**આ૦**--હા.

**દાસ**--કઠ ઉપનિષદ કહે છે કે પરમાત્મા-પુરુષ અક્ષર બ્રહ્મથી પર અને તેજ પરાકાષ્ઠા અને પરાગતિ છે. " अव्यक्तात्पुरुषः परः पुरुषान्न पर किंचित् सा काष्ठा सा परं गतिः " **સ્વામીજીએ** આ પ્રમાણ આપ્યું છે?

**આ૦**--ના.

**દાસ**—સ્વામીજીએ મુંડક ઉપનિષદનું 'दिव्यो ह्यमूर्तः पुरुषः × अक्षरात्परतः परः' પ્રમાણ આપ્યું છે પણ તેના તરજુમામાં અક્ષરાત્પરતઃ પરઃ" નો અર્થ પણ આપ્યો નથી અને કશો ખુલાસો કર્યો નથી.

**આ૦**—હા, તે ખરૂં છે.

**દાસ**—કઠ ઉપનિષદમાં કહ્યું છે કે પ્રભુ એક છે, વશી છે, અને એક રૂપને બહુ પ્રકારે કરે છે. "एकं रूपं बहुधा यः करोति" આ પ્રમાણ ભાષ્યભૂમિકામાં સ્વામીજીએ આપ્યું છે; પણ તેના તરજુમામાં **એક રૂપને બહુ પ્રકારે** કરે છે. એ મુદ્દાના શબ્દો જ છોડી દીધા છે, અને કશો ખુલાસો કર્યો નથી.

**આ૦**—હા, તે ખરૂં છે.

**દાસ**—મુંડક ઉપનિષદમાં કહ્યું છે કે વ્યાકરણની રીતે આનો શો અર્થ કરો છો?

**આ૦**—અજ પ્રભુ ઘણા પ્રકારે જન્મ લે છે અગર પ્રકટ થાય છે,

**દાસ**—ભાષ્યભૂમિકાના પાના ૧૦૭ મે 'प्रजापतिश्चरति' નું સ્વામીજીએ પ્રમાણ આપ્યું છે. તેનો અર્થ કરવામાં "अजायमानो बहुधा विजायते" નો શો અર્થ કર્યો છે?

**આ૦**—તેના (પ્રભુના) સામર્થ્યથી જ આ સર્વ વિશ્વ અનેક પ્રકારે ઉત્પન્ન થાય છે એવો અર્થ કર્યો છે.

**દાસ**—આ અર્થને પ્રામાણિક અર્થ કહી શકો છો?

**આ૦**—મારા મત પ્રમાણે તો કહી શકાય નહિ.

**દાસ**—મુક્તિના સ્વરૂપનો નિર્ણય સ્વામીજીએ ભાષ્યભૂમિકામાં અને આપની સમાજના પંડિત આર્યમુનિએ બ્રહ્મસૂત્રો ઉપરના ભાષ્યમાં કર્યો છે?

**આ૦**—પાનાં કહો તો તે જોઈ કહી શકાય.

**દાસ**—ભાષ્યભૂમિકાનાં પાનાં ૧૫૨ અને ૧૫૩ જુઓ. ત્યાં છાંદોગ્ય

ઉપનિષદનું " दैवेन चक्षुषा मनसतान्कामान्पश्यन्नमते " ત્યાંથી શરૂ કરી " यशसां यशः " સુધીનું પ્રમાણ ટાંક્યું છે, તેનો અર્થ પણ આપ્યો છે. બ્રહ્મસૂત્રનાં સૂત્ર ૪–૪–૧૧, ૪–૪–૧૨ ઉપરનું આર્ય મુનિનું ભાષ્ય જોવાનું છે.

**આ૦**—જોયાં. મુક્તિ બે પ્રકારની માની છે ૧ મુક્ત જીવ બ્રહ્મમાં લીન થઈ આનંદ અનુભવે છે. (૨) મુક્ત જીવ સત્ય સંકલ્પવાળો હોવાથી દિવ્ય શરીર ધારણ કરવાનો તેને સંકલ્પ હોય તો તેવો દેહ ધારણ કરી બ્રહ્મની સમીપમાં રહે છે.

**દાસ**—મુક્ત જીવ દિવ્ય દેહ ધારણ કરી બ્રહ્મની સમીપમાં રહે છે તો બ્રહ્મ સર્વવ્યાપક છતાં તેનું કોઈ નિવાસસ્થાન હોવું જોઈએ કે નહિ? પ્રતિવાદી તેવું સ્થાન હોવાનું માને છે. વાદીપક્ષ શું માને છે?

**આ૦**—બ્રહ્મનું નિવાસસ્થાન છે એવો સ્વીકાર કરવામાં આવે તો પ્રતિપક્ષ કહે છે તેમ વૈકુંઠ કે ગોલોક હોવાનું સ્વીકારવું પડે.

**દાસ**—શ્રુતિના આધારે જે સ્વીકારવું પડે તે વાદી પક્ષે સ્વીકારવું જ પડશે. છાંદોગ્યનું પ્રમાણ સ્વામીજીએ આપ્યું છે તે કૃપા કરી ફરીને વાંચો,

**આ૦**—તે પ્રમાણમાં " स आत्मा प्रजायते सभां वेश्म प्रपद्ये " એવા શબ્દો છે.

**દાસ**—" वेश्मन् " નો અર્થ ઘર છે કે બીજો ?

**આ૦**—તેજ અર્થ છે.

**દાસ**—મુક્ત જીવ દિવ્ય શરીરવાળા, અને તમારા પ્રભુ કે જેની સમીપમાં મુક્ત જીવોને રહેવાનું છે છે દિવ્ય શરીર વિનાના!

**આ૦**—સ્વામીજીના સિદ્ધાંતો પ્રમાણે તો તેવું જ છે.

**દાસ**—મુક્ત જીવો સત્યસંકલ્પવાળા અને દિવ્ય દેહ ધારણ કરવાનું સામર્થ્ય ધરાવનારા અને તમારા પ્રભુ સત્યસંકલ્પ વિનાના તથા દિવ્ય દેહ ધારણ કરવાના સામર્થ્ય વિનાના.

**આ૦**—પરિણામ તો એવું આવે.

**દાસ**—દિવ્ય શરીરવાળા મુક્ત જીવોને આવા બ્રહ્મની સમીપમાં રહી શું કરવાનું છે તે કૃપા કરી આપના ગ્રંથો જોઈ કહેશો? નિરાકાર બ્રહ્મની પાસે રહી ધૂણવાનું છે કે તે નિરાકાર બ્રહ્મ તરફ દિવ્ય ચક્ષુ રાખી ટગર ટગર જોઈને બેસી રહેવાનું છે? તમારા પ્રભુને દિવ્ય ચરણ નથી અને લૂલા છે, તેમના ચરણની સેવા તો કરવાની ન રહી. દિવ્ય મુખારવિન્દ વિનાના મુગા છે, તેથી તમારા પ્રભુ સાથે મુક્ત જીવને વાત કરવાનો અવકાશ નથી.

**આ૦**—આ પ્રશ્ન ઘણો અટપટો છે તેનો જવાબ આર્યમુનિના ઉક્ત ગ્રન્થોમાંથી મળી આવતો નથી.

**દાસ**—મુક્ત જીવ, દિવ્ય દેહવાળા. જેના સમીપમાં તેમને રહેવાનું તે પ્રભુ નિરાકાર દિવ્ય દેહ વિનાના; આ સિદ્ધાંત આપને બુદ્ધિગ્રાહ્ય જણાય છે?

**આ૦**—હાલ તો જણાતો નથી.

**દાસ**—શ્રુતિ કહે છે કે "नित्यां नित्यानां × × यो विदधाति कामान्" (કઠ. ઉ) આ પ્રમાણ સામા પક્ષના ઘણા ગ્રન્થોમાં આપ્યું છે અને તે ઉપર વિસ્તૃત ટીકાઓ છે તે ગ્રન્થો જોઈને કહો.

**આ૦**—હા, તે ખરૂં છે.

**દાસ**—તેજ પ્રમાણે સ્વામીજીએ ભાષ્યભૂમિકાના પાના ૬૧ મે આપેલ છે પણ "विदधाति कामान्" આ મુદ્દાના શબ્દોનો તરજુમો પણ આપ્યો નથી તો સામા પક્ષના વિચારોનું ખંડન તો ક્યાંથીજ હોય?

**આ૦**—તરજુમો પણ આપ્યો નથી.

**દાસ**—सत्यं ज्ञानमनन्तं ब्रह्म × सोऽश्नुते सर्वान्कामान् सह ब्रह्मणा विपश्चिता "
આવું તૈતિરીય ઉ. નું પ્રમાણ છે, સામાપક્ષના ગ્રન્થોમાં તે આપ્યું છે અને તે ઉપર પણ લંબાણથી ટીકાઓ છે.

**આ૦**—હા.

**દાસ**—તેજ પ્રમાણ સ્વામીજીએ ભાષ્યભૂમિકામાં આપ્યું છે. (પા. ૬૧-૬૨) પણ તેનો પૂરો અને ખરો અર્થ આપી કાંઇ ખુલાસો કર્યો છે?

**આ૦**—ના.

**દાસ**—બ્રહ્મ સર્વવ્યાપક છતાં હૃદયમાં રહે છે તેથી સર્વવ્યાપકત્વ નષ્ટ થાય છે એવી દલીલ સ્વામીજીએ કોઇ ઠેકાણે કરી છે?

**આ૦**—કરી નથી અને કરી શકાય નહિ.

**દાસ**—આ પ્રમાણે છે તો બ્રહ્મ અમુક સ્થળે પ્રગટ થાય તો સર્વ-વ્યાપકત્વ નષ્ટ થાય એવો વાંધો સામા પક્ષના નિર્ણય સામે લેવાનો અવકાશ રહે છે?

**આ૦**—નથી રહેતો.

**દાસ**—તેમ છતાં તેવોજ વાંધો સ્વામીજીએ લીધો છે. ( જુઓ સત્યાર્થપ્રકાશ પા. ૧૭૨.)

**આ૦**—હા.

**દાસ**—પ્રભુનું સર્વશકિતમત્ત્વ તો સ્વીકારો છો કે નહિ?

**આ૦**—ઇચ્છાથી પ્રલય કરનારા, પ્રલય વખતે આખા બ્રહ્માંડને પોતાના વિષે ધારણ કરનાર, કલ્પે કલ્પે સૃષ્ટિને સરજનાર, જેના તેજથી સૂર્યાદિક તપે છે અને જેના ભયથી વાયુ વગેરે પોતપોતાનું કામ કરે છે એવા પ્રભુનું સર્વશકિતમત્ત્વ સ્વીકારવુંજ જોઈએ. સ્વામીજી પણ ઘણા સ્થળે પ્રભુને સર્વશકિતમાન કહે છે.

**દાસ**—સર્વશક્તિમાન છતાં પ્રભુ દિવ્ય દેહ ધારણ કરી ન શકે અગર અમુક સ્થળે પ્રગટ થઈ ન શકે એવો દયાનંદજીનો સિદ્ધાંત છે કે કેમ ?

**આ૦**—હા, છે.

**દાસ**—કૃપા કરી સત્યાર્થ પ્રકાશનાં પાનાં ૨૦૩–૨૦૪ જોઈ કહો કે સ્વામીજીએ વેદના બ્રહ્મમાં સર્વ શક્તિમત્ત્વ રહેવા દીધું છે ?

**આ૦**—બ્રહ્મમાં અમુક શક્તિઓ હોવી જોઇએ અને અમુક હોવી ન જોઇએ, એવા તર્કો તેમણે કર્યા છે.

**દાસ**—પ્રભુ સાકાર હોય તો તેમનાં નાક, કાન, આંખ વગેરે અવયવો બનાવનાર બીજો કોઈ હોવો જોઈએ, આવી દલીલ સ્વામીજીએ 'સત્યાર્થપ્રકાશ'ના પાના ૧૬૧ મે કરી છે. શું આ દલીલ કોઈ વિદ્વાનને છાજે તેવો માનો છે ?

**આ૦**—પ્રભુને જગતના કર્તા માનનારને આવી દલીલ કરવાની જગ્યા નથી.

**દાસ**—એવો કોઈ ધર્મ છે કે જેમાં પ્રભુનું અસ્તિત્વ મનાતું હોય, પ્રભુને જગતના કર્તા અને નિયંતા મનાતા હોય, તેમ છતાં પ્રભુમાં ક્ષમા, દયા કે કૃપાનો ધર્મજ નથી એવી રીતે મનાતું હોય ?

**આ૦**—એવો કોઈ ધર્મ જાણવામાં નથી. અને હોઈ શકે નહિ, ક્ષમા વિનાના મનુષ્યને મનુષ્ય કહી શકાય નહિ, પિતાને પિતા કહી શકાય નહિ, રાજાને રાજા કહી શકાય નહિ, તો પછી આ ધર્મો વિનાનાને પ્રભુ કેમ કહી શકાય ?

**દાસ**—શું દયાનંદજી એમ કહેતા નથી કે તેમના વેદના પ્રભુમાં ક્ષમા, દયા, કે કૃપાનો ધર્મ નથી ?

**આ૦**—આ પ્રમાણે કોઈ ગ્રંથમાં લખ્યાનું હાલ સ્મરણ નથી.

**દાસ**—કૃપા કરી 'સત્યાર્થ પ્રકાશ'નું પાનું ૨૮૨ જોઈ કહો.

**આ૦**--વાંચીને સ્તબ્ધ થયો છું. દયાનંદજીએ એવો પ્રશ્ન કર્યો છે કે ઈશ્વર પોતાના ભક્તોનાં પાપ ક્ષમા કરે કે નહિ અને તેના જ જવાબમાં તેઓ કહે છે કે નહિ; કેમકે જો પાપ ક્ષમા કરે તો તેમનો ન્યાય નષ્ટ થઈ જાય, સર્વ કર્મોનાં ફળ યથાવત્ આપવાં એ ઈશ્વરનું કામ છે. ક્ષમા કરવાનું નહિ.

**દાસ**--તેજ ગ્રંથનું પાનું ૨૭૧ મું જુઓ અને કહો કે તેવો જ વિચાર ત્યાં પણ બતાવ્યો છે?

**આ૦**--હા, ત્યાં પરમેશ્વર દયાળુ, અને ન્યાયકારી છે કે નહિ તેવો પ્રશ્ન પૂછી તેના જવાબમાં કહ્યું છે કે **ન્યાય અને દયામાં નામ માત્રનો ભેદ છે.** એમ કહી એવો અભિપ્રાય જણાવ્યો છે કે રાજા તથા સરકારના ન્યાયાધીશોની માફક જીવતાં કર્મોનો હિસાબ રાખી ધારાધોરણ પ્રમાણે ગુન્હેગારોને શિક્ષા કરવી એ જ પરમેશ્વરનું કામ છે. **દયા બતાવવાનું તેમનું કામ નથી.**

**દાસ**--જીવ ઈશ્વરનો સંબંધ સ્વામીજી કેવો માને છે? (જુઓ સત્યાર્થપ્રકાશ પાનું ૧૮૫).

**આ૦**--વ્યાપ્ય વ્યાપકનો સંબંધ છે; તેમજ સેવ્ય સેવક, આધાર આધેય, સ્વામી ભત્ય, રાજા પ્રજા, પિતા પુત્રાદિકનો.

**દાસ**--દયાનંદજીના સિદ્ધાંત પ્રમાણે સેવ્ય, સ્વામી, રાજા તથા પિતામાં ક્ષમાદિકના ધર્મો હોવા જ ન જોઈએ.

**આ૦**--તેમણે લખ્યું છે તે ઉપરથી તો તેવો સિદ્ધાંત હોવાનું દેખાતું છે.

**દાસ**--ઠીક, એટલે પ્રભુ ક્ષમા, દયા અને કૃપાના ધર્મ વિનાના હવે સત્યાર્થપ્રકાશ પાનું ૧૮૨, ૧૪૭ જોઇ કહો કે જીવને કર્મો કરવાના સંબંધમાં સ્વામીજી સ્વતંત્ર હોવાનું કહે છે?

**આ૦**--હા તે પ્રમાણે કહે છે.

**દાસ**—ત્યારે તેમના પ્રભુ પાસે શું કામ રહ્યું ?

**આ૦**—કર્મોની નોંધ રાખી ફળ આપવાનું જ.

**દાસ**—આ પ્રમાણે છે તો જીવે પ્રભુની સ્તુતિ શા માટે કરવી ? ભક્તિ શા માટે કરવી ? શરણાગત શા માટે થવું ? જીવ પ્રભુને એમ કહી શકે કે તમારા જેવા વેરાગીને પ્રસન્ન કરવા માટે રોજ બે ચાર મિનિટ પણ ધ્યાનાદિકમાં શું કામ કાઢવી ? તમારાથી પાપડ પણ ભાંગી શકાય તેવું નથી. ગુન્હો કરીશ તો શિક્ષા તો કરવાના છો. માફી માગીશ, પશ્ચાત્તાપ કરીશ, શુદ્ધ ભાવથી શરણે આવીશ તો પણ માફી આપવાના નથી. જ્યાં પ્રભુનું આવા પ્રકારનું સ્વરૂપ મનાતું હોય ત્યાં ધ્યાન, સ્તુતિ કે ભક્તિ માટે જગ્યા રહે છે ?

**આ૦**—નથી રહેતી. પ્રભુ નિર્દય હોય, ક્ષમા બતાવે નહિ, અને જીવ સ્વતંત્ર હોય, તો પછી સેવ્ય સેવક, સ્વામી ભૃત્ય, પિતા પુત્રના સંબંધનો ભાવ રાખવાની શી જરૂર રહી ?

**દાસ**—જે સ્વામીજીએ પ્રભુને પ્રથમ કહી ગયા તેવા આલેખ્યા છે તેજ સ્વામીજી વેદના મંત્રોના તરજુમામાં વેદના પ્રભુના સ્વરૂપ સંબંધી શું કહે છે. તે તરફ લક્ષ ખેંચું છું. હે પ્રભુ! અમને બુદ્ધિ આપો. કૃપા કરો, હે દયાનિધિ, સદ્બુદ્ધિ આપો, સહાય કરો, અનુગ્રહ કરો. પરમકારુણિક તમામ પ્રકારનું શ્રેય તમારા અનુગ્રહથી પ્રાપ્ત થાઓ. આપ કૃપાથીજ જીવ માત્રને વિદ્યા, વિજ્ઞાન આપો છો. બળ આપનાર પણ આપ છો. આપની આશ્રયરૂપી છાયા મોક્ષનું કારણ છે. અનાશ્રયરૂપી અકૃપા જન્મ મરણરૂપી ચક્રમાં નાખે છે. આપની કૃપાથીજ ધર્મ, અર્થ, કામ, અને મોક્ષ અમે પ્રાપ્ત કરીએ. આપ પિતાની માફક પરમકારુણિક છો, દયાળુ છો. આપના કૃપા-કટાક્ષથી અમને સારા સંકલ્પો થાઓ. આ બ્રહ્મ કયું ? અને ક્ષમા, દયા, કૃપા વિનાનું નિર્દય બ્રહ્મ કયું ?

આ૦—બન્ને સિદ્ધાંતો એવા તો દેખીતી રીતે પરસ્પર વિરુદ્ધ છે ખુલાસો આપવાનું અશક્ય છે.

દાસ—વેદમાં બે ઈશ્વર તો નથીજ ? એક વેદનું ખંડન કરનારાના કર્મ પ્રમાણે ન્યાય આપનારા પ્રભુ અને બીજા વેદના મૂર્તિમાન ક્ષમા, દયા તથા કૃપાના સાગર પ્રભુ દયાનંદજીને આવા પરસ્પર વિરુદ્ધ વિચારો શા માટે જણાવવા પડયા છે, તેનું આપ અનુમાન કરી શકો છો ?

આ૦—ના.

દાસ—કોઈ પ્રભુને પ્રિય કે અપ્રિય નથી, બ્રહ્મ નિર્દોષ અને સમ છે. પ્રભુમાં ક્ષમા, દયા, કૃપાના ધર્મો છે. એવો સ્વીકાર કરવામાં આવે તો બ્રહ્મ વિરુદ્ધ ધર્માશ્રય હોવાનો સ્વીકાર કરવો પડે, પણ તેરો સ્વીકાર કરવો પાલવે તેમ નહોતું. વિરુદ્ધ ધર્માશ્રય હોય તો અજ ભગવાન અવતાર લે છે એવું માનતાં વિરોધ આવે તેવી દલીલ કરવાની જગ્યા રહે નહિ, અને સનાતન ધર્મવાળા આંધળા છે એમ કહી શકાય નહિ.

આ૦—બ્રહ્મનાં બીજાં લક્ષણો બતાવતાં બ્રહ્મ વિરુદ્ધ ધર્માશ્રય યુક્ત હોવાનો સ્વીકાર કરવો પડે તેવું છે ?

દાસ—હા, પ્રમાણુકને તેવો સ્વીકાર કર્યા વિના ચાલે તેવું નથી. ના કહે તો કાંતો માયાવાદનો આશ્રય લે અને કાંતો વેદધર્મને તથા વેદના પ્રભુને તિલાંજલિ આપી જૈન, બુદ્ધ કે ક્રીશ્ચીયન ધર્મનો સ્વીકાર કરે.

આ૦—તેવાં લક્ષણો સ્વામીજીએ સ્વીકાર્યા હોય તે બતાવો.

દાસ—બ્રહ્માને કોઇપણ પ્રકારની ઇચ્છા નથી. સુખરૂપ છે. આત્મારામ છે, એ સિદ્ધાંત સ્વામીજીને માન્ય છે.

આ૦—હા.

**દાસ**—આત્મારામ છતાં જગત્ સૃજવાની અને બહુરૂપે થવાની ઇચ્છા થઇ એ પણ વેદનોજ સિદ્ધાંત છે. " सोऽकामयत बहु स्यां प्रजायेयेति " ( તૈતિરીય ૭ )

**આ૦**--હા, તેવાજ સિદ્ધાંતનાં સંખ્યાબંધ પ્રમાણો સ્વામીજીએ પણ વેદમાંથી આપ્યાં છે.

**દાસ**--ઇચ્છા વિનાના પ્રભુને ઇચ્છા થાય અને તે જગત્ રચે એ પ્રભુનું કેવા પ્રકારનું સ્વરૂપ સિદ્ધ કરે છે ?

**આ૦**—બીજાં કોઇ તેવાંજ લક્ષણો હોય તે કહી જાઓ.

**દાસ**--બ્રહ્મ એકી વખતે અણુથી અણુ છે, સૂક્ષ્મથી સૂક્ષ્મ છે અને મોટાથી મોટું છે એવાં પ્રમાણો સ્વામીજીએજ આપ્યાં છે ? (ભાષ્યભૂમિકા પા. ૭-૮-૯ ૫૯-૯૭)

**આ૦**--હા.

**દાસ**—ભાષ્ય ભૂમિકામાં પા. ૬૧ મે " नान्तः प्रज्ञः बहिः " એવું પ્રમાણ આપ્યું છે ત્યાં પણ વિરુદ્ધ ધર્મોજ બતાવ્યા છે ?

**આ૦**--હા, તે પ્રમાણમાં તેવાં લક્ષણો કહ્યાં છે.

**દાસ**—પ્રભુને આખા વિશ્વના સ્વામી, પિતા, બંધુ, નિર્વૈર સમદૃષ્ટિવાળા કહેવાની સાથે ભકતોના પાલક અને દુષ્ટોના દુશ્મન કહ્યા છે કે નહિ ? ( ભાષ્ય ભૂમિકા પા. ૫-૯-૭૩-૫૬-૧૨૬-૧૨૦-૧૨૨-૧૨૩. )

**આ૦**—હા કહ્યા છે.

**દાસ**--પ્રભુ ગતિ કરતા નથી. છતાં મનથી પણ વધારે વેગ તેમનો છે. દૂર છે તેની સાથે નજીક પણ છે. અંદર છે બહાર છે. આવા પ્રકારનું સ્વરૂપ ઇશાવાસ્યમાં વર્ણવ્યું છે ? ( જુઓ. अनेजदेकं मनसाजवीयो " × × ) (ભાષ્યભૂમિકા પા. ૫૭ )

**આ૦**--હા.

**દાસ**—પ્રભુને અદૃશ્ય, અવેદ્ય, અલભ્ય કહેવાની સાથે દૃશ્ય, વેદ્ય અને લભ્ય પણ કહ્યા છે? (જુઓ ભાષ્યભૂમિકા પા. ૧૨૬-૧૩૬-૧૪૬.)

**આ૦**—હા.

**દાસ**—૧૧ ઉપનિષદોના જ આધારે બ્રહ્મરૂપનો નિર્ણય કદાચ કરવાનો હોય તો પણ ચર્ચાએલ નિર્વિવાદ હકીકત લક્ષમાં લેતાં શું કોઇ નીષ્પક્ષપાતી ન્યાયાધીશ વાદીના લાભમાં ઠરાવ આપી શકે?

**આ૦**—ના.

**દાસ**—શ્રી વેદવ્યાસનાં બ્રહ્મસૂત્રોને સ્વામીજીએ પ્રમાણ તરીકે માન્યાં છે અને તે સૂત્રોમાં બ્રહ્મસ્વરૂપને લગતાં ઘણાં સૂત્રો છે તે આપના જાણવામાં છે?

**આ૦**—હા.

**દાસ**—બ્રહ્મસ્વરૂપને લગતા પોતાના સિદ્ધાંતોની પુષ્ટિમાં સ્વામીજીએ એક પણ સૂત્ર એમાંથી એકકે ગ્રંથમાં ટાંકયું છે?

**આ૦**—ગ્રંથો જોઇ કહું છું કે એક પણ ટાંકયું નથી. ફક્ત ભાષ્ય-ભૂમિકાના પા. ૨૭ મે વેદના સ્વરુપને લગતાં બે સૂત્રો ટાંકયાં છે.

**દાસ**—ભગવદ્‌ગીતાને આપની સંસ્થાના પંડિતો પ્રમાણ ગ્રંથ તરીકે માને છે કે નહિ?

**આ૦**—હા, અમારી સંસ્થાના પંડિત આર્યમુનિએ ગીતા ઉપર ટીકા લખી છે. તેની પ્રસ્તાવનામાં તેઓ સ્પષ્ટ રીતે કબુલ કરે છે કે ગીતામાં એક પણ વિચાર વેદ વિરુદ્ધનો નથી. ૧૧મા અધ્યાયના ફક્ત એક શ્લોકને પ્રક્ષિપ્ત માનેલ છે.

**દાસ**—ગીતાના આશરે ૧૭૫ શ્લોકોમાં શ્રીકૃષ્ણ એવો ઉપદેશ કરે છે કે હું પરમાત્મા ભગવાન્ છું.

**આ૦**—સંખ્યાબંધ શ્લોકોમા તેવો ઉપદેશ કર્યો છે.

**દાસ**—', अजोपि सन्नव्ययात्मा भूतानामीश्वरोपि सन् " આ શ્લોકનો સ્વામીજીએ બેમાંથી એકકે ગ્રંથમાં હવાલો પણ આપ્યો નથી ?

**આ૦**—હા, તે ખરૂં છે.

**દાસ**—ગીતાના શ્રીકૃષ્ણ વાકયનાં ૬૦૦ શ્લોકોમાંથી ફક્ત " यदा यदा हि धर्मस्य " આ એક શ્લોકનો જ સ્વામીજીએ હવાલો આપ્યો છે અને ત્યાં એવી દલીલ કરી છે કે શ્રીકૃષ્ણ કહે છે તે વાત વેદ વિરુદ્ધ હોવાથી પ્રમાણ નથી. ( સત્યાર્થપ્રકાશ પા. ૧૮૧ ).

**આ૦**—હા, તે ખરૂં છે.

**દાસ**—ગીતાનો ૧૧ મો અધ્યાય પ્રક્ષિપ્ત હોવાનું સ્વામીજીએ કોઈ સ્થળે કહ્યું નથી. અને આર્યમુનિ પણ ગીતાની ટીકામાં તે પ્રમાણે કહેતા નથી.

**આ૦**—તે પ્રમાણે કહેલ નથી.

**દાસ**—આ અધ્યાયમાં જે સ્વરૂપનાં દર્શન શ્રીકૃષ્ણે આપ્યાનું લખ્યું છે, તે સ્વરૂપનાં દર્શન આપ્યાની વાત આર્યમુનિ ખરી માને છે કે નહિ ?

**આ૦**—ખરી માને છે.

**દાસ**—તેમ છતાં તેઓ એમ કહે છે કે શ્રીકૃષ્ણ ભગવાન્ ન હોય અને તેવા અભિપ્રાયની પુષ્ટિમાં મુખ્ય દલીલ એટલી જ કરવામાં આવે છે કે અજ ભગવાન અવતાર લે એવું માનવામાં વિરોધ આવે.

**આ૦**—હા, તેવી દલીલ ગીતાની ટીકામાં ઘણે ઠેકાણે કરી છે.

**દાસ**—" अजोऽपि सन्नव्ययात्मा..." અજ છતાં જન્મો લઉં છું. આ શ્લોકનો આર્યમુનિજી શો ખુલાસો કરે છે.

**આ૦**—પ્રભુ વિરુદ્ધ ધર્માશ્રય છે એવો સ્વીકાર નહિ કરતાં તેઓ લખે છે કે અગર જો અન્ય જીવોની માફક મુક્ત જીવને જન્મ

**મરણ નથી તો પણ મુક્ત જીવ પોતાના સ્વભાવનો આશ્રય કરી પોતાના જ્ઞાનથી જન્મે છે. પરંતુ તેમનો જન્મ સંસારના ઉદ્ધાર માટે છે. અજ્ઞાની જીવોના જન્મ જેવો નથી.**

**દાસ**—બહુ સારૂ વેદને પ્રમાણ તરીકે માનનારા આર્ય મુનિજીના સિદ્ધાંત પ્રમાણે અમારા શ્રીકૃષ્ણ ભગવાન જૈનોના તીર્થંકર જેવા ઠર્યા.

**આ૦**—વસ્તુતઃ તેવી સ્થિતિ પ્રાપ્ત થાય છે.

**દાસ**—આટલી ચર્ચા ઉપરથી આપના સિદ્ધાંતનું ખરૂં સ્વરૂપ આપના મગજમાં ઉતર્યું હશે.

**આ૦**—હા, કૃષ્ણ પ્રાકૃત મનુષ્ય નથી, પ્રાકૃત મનુષ્યોમાં શ્રેષ્ઠ નર નથી પણ મુક્ત જીવ છે. મુક્ત જીવ દિવ્ય દેહ ધારણ કરી બ્રહ્મની સમીપમાં રહે છે, સ્વેચ્છાથી જગતનું કલ્યાણ કરવા જન્મ લે છે. મુક્ત જીવનો દિવ્ય દેહ હોય. પ્રભુનો નહિ. મુક્ત જીવ સ્વેચ્છાથી જગતમાં આવે. પ્રભુ તેવું ન કરે.

**દાસ**—શ્રી કૃષ્ણને ભગવાન્ નહિ માનતાં તીર્થંકર જેવા માનવા માટે અમારે ઉપનિષદોનાં સંખ્યાબંધ પ્રમાણો લક્ષ્ય જ ન લેવાં. લક્ષ્યમાં લેવાનાં થોડાં ઘણાં પ્રમાણોનો ખોટો અને મનસ્વી અર્થ કરી તેનું ખૂન કરવું, બ્રહ્મસૂત્રોને તિલાંજલિ આપવી અને ગીતા જેવા ગ્રંથના સિદ્ધાંતોને દરિયામાં પધરાવવા; પુરાણોના લેખકને તથા સંપ્રદાયોના આચાર્યો પંડિતો મીરાંબાઈ જેવા ભક્ત કવિઓ અને ભક્તોને પાખંડી માની લેવાં. આવા અઘોર પાપ કરી હિન્દુઓના ખરા વેદના ધર્મથી ભ્રષ્ટ થઈએ ત્યારે વેદનો ધર્મ અમે પાળીએ છીએ એવું આપની સંસ્થાના પંડિતોનું સર્ટીફીકેટ અમને મળે. હવે વેદમાં શ્રી કૃષ્ણની અમુક લીલાઓનું વર્ણન છે, તે પ્રમાણો તરફ આપનું લક્ષ

બેંચું છું. આ પ્રમાણોનો સામો પક્ષ શો અર્થ કરે છે તે પણ જૂના ગ્રન્થોમાંથી વિદિત કરૂં છું. આમાંનું એક પણ પ્રમાણ સ્વામીજીએ પોતાના ગ્રન્થોમાં આપ્યું છે?

આ૦—ના.

દાસ—હવે આપને સવિનય પૂછું છું કે ૧૧ ઉપનિષદોના આધારે જે ચર્ચા કરવામાં આવી છે, તે ઉપરથી આપનો શો અભિપ્રાય બંધાયો છે તે નિખાલસ રીતે કહો.

આ૦—ન્યાયાસન ઉપર બેસનાર હરકોઈ માણસે કબુલ કરવું જ જોઈએ કે સ્વામીજીએ પોતાનો કેસ પ્રમાણિકપણે રજુ કર્યો નથી. ઉપનિષદો તેમણે વાંચ્યા ન હોય એમ તો ન જ બને. સામાપક્ષના સેંકડો વર્ષોમાં થઇ ગયેલા પુરાણોના લેખક કે લેખકો, આચાર્યો, પંડિતો ભક્તો વગેરે નિરક્ષર, પાખંડી અને સ્વાર્થી હતા, એવો ગંભીર આરોપ મૂકનાર વાદીની ખાસ ફરજ હતી કે તે પક્ષના ઉક્ત ૧૧ ઉપનિષદોનાં તો મહત્વનાં પ્રમાણો લક્ષમાં લઈ તેનો પોતાના ગ્રંથોમાં હવાલો આપી તથા તેનો પ્રમાણિકપણે અર્થ કરી ખુલાસા કરવા જોઇએ તે પ્રમાણે તેમણે કર્યું નથી, એ તો દેખીતું છે. વળી તેમના સિદ્ધાન્તો પરસ્પર વિરૂદ્ધ છે.

દાસ—હવે આપની શી આજ્ઞા છે?

આ૦—શું તમે એમ કહેવા માગો છો કે વેદ, ગીતા, તથા બ્રહ્મસૂત્રોમાં પરબ્રહ્મનું સ્વરૂપ જેવું પ્રતિપાદન કર્યું છે. તેવું જ શ્રીમદ્ ભાગવતમાં પણ પ્રતિપાદન કરવામાં આવ્યુ છે અને સ્વરૂપને લગતા તેમાં દર્શાવેલા વિચારો વેદનાનુકૂલ જ છે.

દાસ—હા, શ્રીમદ્ભાગવતમાં ઉપદેશ લેનારા જીજ્ઞાસુઓને ઉપદેશ આપનારાઓને અનેક પ્રશ્નો પૂછ્યા છે, તેમાંના કેટલાક બ્રહ્મ સ્વરૂપને લગતા છે. આ ગ્રન્થમાં ૧૮૦૦૦ શ્લોકો છે તેમાં આશરે ૧૫૦૦ શ્લોકોમાં બ્રહ્મનાં લક્ષણો ધર્મો, ગુણો તથા

તેના સ્વરૂપનું વર્ણન છે. આખા ગ્રન્થમાં ૩૬ સ્તુતિઓ નાની મોટી છે. તેમાં પણ બ્રહ્મ સ્વરૂપનું વર્ણન છે અને સ્તુતિ કરનારાઓએ પોતપોતાના અધિકાર પ્રમાણે પ્રભુ પાસે વરો માગ્યા છે. સ્વરૂપને લગતા તમામ શ્લોકોમાં બતાવેલ વિચારોનું પૃથક્કરણ કરી ઉપનિષદો વગેરે ગ્રંથમાં બતાવેલ વિચારો સાથે સરખાવણી કરતાં મારો એવો નિશ્ચય થયો છે કે ભાગવતમાં બ્રહ્મ સ્વરૂપને લગતો એક પણ સિદ્ધાન્ત અગર વિચાર વેદ વિરુદ્ધ નથી. પૃથક્કરણ કરવામાં અને સરખામણી કરવામાં ઘણી ધીરજની અને મહેનતની જરૂર છે, પણ શાસ્ત્રકારોને ન્યાય આપવો હોય અને સત્ય જાણી સત્યનું અવલંબન કે પ્રતિપાદન કરવું હોય તો ધીરજ રાખી મહેનત લેવાની દરેક ધર્માભિમાની હિન્દુની પવિત્ર ફરજ રહેલી છે. બ્રહ્મ સ્વરૂપને લગતું કક્કાવાર ટાંચણ ઉપનિષદો, ગીતા, સૂત્રો અને ભાગવતમાંથી મેં કર્યું છે તે આપની પાસે રજુ કરું છું. આ ટાંચણ જોવાથી આપને સહજ જણાશે કે ઉપનિષદોમાં બ્રહ્મ સ્વરુપ વિષે જેવા વિચારો જણાવ્યા છે તેવાજ ભાગવતમાં જણાવેલા છે.

**આ૦**—તમે કહો છે તે ખરું જણાય છે.

**દાસ**—હવે આજ્ઞા હોય તો ચર્ચા બંધ કરીએ. આપને આપેલા શ્રમ માટે ક્ષમા માગું છું. આપ જેવા સમાજના અનુયાયી સાક્ષરે સામા પક્ષના વિચારો આપની સમક્ષ રજુ કરવા મને તક આપી અને ખુલ્લા મનથી તુલના કરી તેના માટે ઉપકાર માનું છું. આપ કુટુંબના ધર્મનો ત્યાગ કરી સમાજમાં શા શા માટે જોડાયા તે હરકત ન હોય તો કૃપા કરી કહો.

**આ૦**—મારા પિતાશ્રી વગેરેને ધર્મના સિદ્ધાન્તોનું જ્ઞાન નહોતું. કેટલીક વખત મેં તેમને પ્રશ્નો પૂછ્યા પણ મારી શંકાનું સમાધાન કરી શકયા નહિ. અને અંધ શ્રધ્ધા રાખવી એવો

ઉપદેશ કરતા. મારૂં વય વીશ વર્ષનું હતું. નિશાળમાં તથા કોલેજમાં કેટલાક અનુયાયીઓ હતા, તેમના પ્રસંગમાં આવ્યાથી મારો વિચાર સમાજમાં દાખલ થવાનો થયો.

**દાસ**—સમાજમાં દાખલ થયા તે વખતે ઉપનિષદોનો તથા દયાનંદજીના બે ગ્રન્થોનો અભ્યાસ કર્યો હતો.

**આ૦**—ના. બે ગ્રન્થોનાં દર્શન કરેલાં.

**દાસ**--સમાજમાં દાખલ થયા તે વખતે કુટુંબના ધર્મના ગ્રન્થો વાંચી, સિદ્ધાંતોની તુલના કરી સ્વતંત્ર નિર્ણય ઉપર આવવાનું ઉચિત ધારેલું?

**આ૦**--ના.

**દાસ**—ત્યારે કુટુંબના ધર્મના ગ્રન્થોમાં અને તે ધર્મના આચાર્યનાં વાકયોમાં શ્રદ્ધા રાખવાને બદલે દયાનંદજીમાં અંધશ્રદ્ધા રાખી?

**આ૦**—ના.

**દાસ**--હાલ બીજા કોઈ વિષયની ચર્ચા કરવા ઇચ્છા છે?

**આ૦**--હાલ તો નથી, પણ ફરીથી અનુકૂળ પ્રસંગે આપણે ભેગા થઇશું ત્યારે ચર્ચા કરીશું.

**દાસ**—આ ચર્ચામાં આપને માઠું લાગે તેવા શબ્દો મારાથી વપરાયા હોય તો કૃપા કરી ક્ષમા કરશો. સત્ય જાણવું અને તેનું જ અવલંબન કરવું એ મારો અને આપનો ઉદ્દેશ છે.

**આ૦**—માઠું લાગવાનો સવાલ જ નથી બન્ને પક્ષનો પુરાવો તમે દલીલો સાથે મૂકયો તેથી હું ઘણો રાજી થયો છું. આપણે જૂદા પડીએ તે પહેલાં હું જાણવા માગું છું કે તમે મહારાજા લાઇબલ કેસનો સારી રીતે અભ્યાસ કર્યો છે?

**દાસ**--આપના ગ્રંથોનું મનન કરી ટાંચણ તૈયાર કર્યું છે. તેવી રીતે લાઇબલ કેસનો પણ અભ્યાસ કરી ટાંચણ કરી રાખ્યું છે. આપના પુસ્તકો અને લાઇબલ કેસ વાંચ્યા પછી પુષ્ટિ ભકિત

સંપ્રદાયના સિદ્ધાન્તો માટેનો મારો ઉંચો અભિપ્રાય ઘણો દૃઢ થયો છે. આ કેસની સમીક્ષા યથામતિ અને યથાશકિત તૃતીય ભાગમાં કરવાનો છું.

**આ૦**—તમારા સંપ્રદાયના ગ્રન્થોમાં સદાચાર નીતિ તથા પ્રભુની સેવા બાબતમાં કેવા વિચારો જણાવ્યા છે તે તમને હરકત ના હોય તો હાલ જાણવા ઈન્તેજાર છું.

**દાસ**—તૃતીય ભાગમાં દરેક મુખ્ય સિદ્ધાન્તનું જૂદા જૂદા પ્રકરણમાં વિસ્તારથી વિવેચન કરવાનું છે. તે ભાગ પ્રસિદ્ધ થયેથી આપને એક પ્રત નમ્ર ભેટ તરીકે મોકલીશ. એટલે અવકાશે કૃપા કરી વાંચી જશો.

**આ૦**—આ દેહ ક્ષણભંગુર છે. માટે હાલજ મુખ્ય સિદ્ધાન્તો કહો તો સારૂં.

**દાસ**—આમની આજ્ઞા માથે ચડાવું છું. સદાચાર અને પ્રભુની સેવા બાબતમાં નીચેની મુખ્ય આજ્ઞાઓ અમારા આચાર્યશ્રીઓએ કરેલી છે. તે પાળવાનો દરેક વૈષ્ણવનો ધર્મ છે. પરન્તુ શોચનીય એ છે કે ઘણીખરી આજ્ઞાઓનો મારા જેવા ઘણા ખરા વૈષ્ણવો ભંગ કરે છે. તેમાં છતાં વૈષ્ણવ હોવાનો દાવો રાખીએ છીએ.

૧ જે સ્ત્રી પોતાના પતિને સર્વસ્વ અર્પણ કરી અને પતિમાં શુદ્ધ તથા અવિચ્છિન્ન પ્રેમ રાખે તેને જ પતિવ્રતા કહી શકાય.

૨ સ્ત્રીએ પર પુરુષ સાથે ગમન કરવાના દુષ્ટ વિચારનું સેવન પણ કરવું નહિ. તેવી જ રીતે પુરુષે પણ પર સ્ત્રી ગમન કરવાના દુષ્ટ વિચારને જગ્યા આપવી નહિ જોઈએ.

૩ મન તથા ઇંદ્રિયો વશ રાખવી. તેને વશ થવાથી પ્રભુનો આવેશ કદી થાય નહિ.

૪ મન, બુદ્ધિ તથા ઇંદ્રિયોનો પ્રભુની સેવામાં વિનિયોગ કરવો.

૫ કમલ જળનો સ્પર્શ થવા દેતું નથી તેવી રીતે લૌકિકમાં અના-

સક્ત રહી ગૃહસ્થાશ્રમ ભોગવવાની સાથે પ્રભુમાં ચિત્ત રાખવું અને ભાગવત ધર્મોનું સેવન કરવું.

૬ સ્ત્રી વિષય સુખ ભોગવવા માટે નથી, પણ ભગવદીય પુત્ર ઉત્પન્ન કરવા માટે છે. ગૃહસ્થાશ્રમમાં પણ બ્રહ્મચર્ય પાળવાનું છે. સ્ત્રીને પ્રભુની સેવામાં જોડવી. જો તે વિમુખ હોય અને તમને પ્રભુની સેવામાં પ્રતિબંધ કરતી હોય તો તેનો ત્યાગ કરી અંતઃકરણ દૂષિત ન થાય તેવા કોઈ પવિત્ર મંદિરમાં રહી પ્રભુની સેવા કરવી.

૭ સદાચાર—નીતિથી દ્રવ્ય પેદા કરવું. આવા દ્રવ્યને જ દૈવી કહી શકાય. પાપથી પેદા કરેલું દ્રવ્ય આસુરી છે. પ્રભુને અર્પણ કરેલું દ્રવ્ય દૈવી હોય તો જ તેનો તે અંગીકાર કરે છે.

૮ ક્રોધ ચાંડાલનું સ્વરૂપ છે. તેનો ત્યાગ કરવો. પ્રભુની સેવા કરતાં ક્રોધ આવી જાય તો સચૈલ સ્નાન કરી ચરણામૃત લેવું.

૯ લોભ તથા તૃષ્ણાનો ત્યાગ કરવો અને વૈરાગ્ય તથા સંતોષનું સેવન કરવું.

૧૦ વૈષ્ણવોએ સાદું અને પવિત્ર જીવન ગાળવું. કરજ કદી કરવું નહિ. કરીએ તો આત્મહત્યા કરવા બરાબર છે.

૧૧ સદા પ્રસન્ન રહેવું. પ્રભુનો દૃઢ આશ્રય રાખી ચિન્તા કરવી નહિ. ઉદ્વેગ કરે તો માનસી સેવા કદી સિદ્ધ થાય નહિ.

૧૨ કાયિક, વાચિક, માનસિક હિંસા કરવી નહિ.

૧૩ પ્રાણીમાત્ર ઉપર દયા રાખવી.

૧૪ ક્ષમા રાખવી. કોઈનો દ્રોહ કરવો નહિ.

૧૫. પ્રભુને ગૃહાદિક સર્વસ્વ અર્પણ કરનારે મૃત્યુનો ભય રાખવો નહિ. મૃત્યુને ધૈર્યથી ભેટવું એજ ખરા પુરુષાર્થનું ફલ છે.

૧૬ અકિંચનત્વ, તથા દીનતાનું સેવન કરવું. પ્રભુ તેથી જ પ્રસન્ન થાય છે.

૧૭ અસત્ય બોલવું નહિ, અસત્ય બોલવું તે મોટામાં મોટું પાપ છે.

૧૮ સેવા—ભાવ ગોપ્ય છે. તેનો કદી ડોળ કરવો નહિ. પાખંડી થવું નહિ.

૧૯ આંતર શૌચની જરૂર છે તેમ બાહ્ય શૌચ પણ આવશ્યક છે. અસ્પર્શ્યનો સ્પર્શ થઈ જાય તો સ્નાન કરવું.

૨૦ સત્સંગ કરવો, પરંતુ વૈષ્ણવનાં લક્ષણ હોય તેનોજ સંગ કરવો, તેવા વૈષ્ણવ ના મળે તો શ્રીમદ્‌ભાગવત. ગીતા, તથા સાંપ્રદાયિક ગ્રંથનો સંગ રાખવો. પાખંડી વૈષ્ણવોનો કે નાસ્તિકોનો સંગ કરવાથી પ્રભુથી વિમુખ થવાય છે.

૨૧ પ્રભુને ભાવ સાથે મુખ્ય સંબંધ છે, દેહ સાથે નહિ. આત્મનિવેદનથી જીવને ભાવ સંબંધ થાય છે, અને પ્રભુની સેવા કરવાનો અધિકાર પ્રાપ્ત થાય છે. આત્મનિવેદન લીધા પછી સેવાપરાયણ રહેવું જોઈએ.

૨૨ ગાય વ્રજભક્તનું સ્વરૂપ છે. ગોગ્રાસ કાઢયા બાદ ભોજન કરવું.

૨૩ પ્રભુને ધરેલ પ્રસાદ ભોગબુદ્ધિથી લેવો નહિ. પ્રસાદનું સ્વરૂપ સમજીને લેવામાં આવે તોજ તે લેવાથી શુદ્ધ ભાવનું પોષણ થાય છે.

૨૪ મોક્ષ કે પ્રતિષ્ઠાદિક માટે પ્રભુની સેવા કરવાની નથી, પણ સેવા માટે કરવાની છે. આવી સેવાભકિતનેજ નિષ્કામ કહી શકાય.

૨૫ તનુજા અને વિત્તજા સેવા કરવી, અને તે નિરુદ્ધ ચિત્તથી માનસિક સેવા સિદ્ધ કરવામાં તે સાધનો છે.

૨૬ પગાર (મહેનતાણું) ની ખાતર પ્રેમ વિના સેવા કરવી એ તો કેવળ વેઠ કાઢવા જેવું છે. તેવી જ રીતે પ્રેમ વિના ફક્ત પગારનું નિશાન રાખી કીર્તન કરવાં નહિ.

૨૭ યજ્ઞ કરાવવાની ફી ઠરાવી યજ્ઞ કરાવવાથી તેનો વિક્રય થાય છે અને દોષ લાગે છે. તેવી જ રીતે શ્રીમદ્‌ભાગવતનો પાઠ અગર તેની સપ્તાહની ફી ઠરાવવાથી વિક્રય થાય છે. ગમે તેવું દુઃખ આવી પડે તો પણ આવો વિક્રય કરવો નહિ.

૨૮ સાંપ્રદાયિક મંત્રોનો જપ કર્યા કરવો. ઢોરનાં શીંગડા ઉપર રાઇનો દાણો જેટલો વખત રહે તેટલો વખત પણ પ્રભુનું વિસ્મરણ થાય તો આસુરાવેશ આવે.

૨૯ મૂર્તિમાં સાક્ષાત્ પ્રભુની ભાવના કરવી. માનસી સેવા સિદ્ધ થાય તેને માટે પ્રપંચના વિસ્મરણની જરૂર છે. ભાવ મુખ્ય સાધન છે. ખજાના રૂપ છે. તેનું રક્ષણ કરવું. પ્રભુ પ્રમેય છે, કૃષ્ણ સેવા પ્રમાણ છે; ફલ સેવાજ છે; ભાવ અગ્નિરૂપ છે; તેથી અહંતા મમતાત્મક સંસાર નષ્ટ થાય છે. પ્રભુનાં દર્શન માટે આર્તિ રાખવી. તાપ ભાવથીજ દૈન્ય વધે છે. દૈન્યથીજ પ્રભુ પ્રસન્ન થાય છે અને દર્શન આપે છે.

૩૦ પ્રભુના ગુણો તથા ચરિત્રોનું શ્રવણ, કીર્તન, સ્મરણ, ધ્યાન કરવું.

૩૧ દેહ ચાંડાલનો હોય પણ કર્મ દુષ્ટ ન હોય તો તેનું અન્ન ખાવાથી દોષ લાગતો નથી. દેહ ભલે ગમે તેવો ઉત્તમ હોય પણ કર્મ દુષ્ટ હોય તો તેનું અન્ન ખાવાથી દોષ લાગે છે.

૩૨ પ્રભુનો અનુગ્રહ થાય તોજ જીવના તમામ પુરુષાર્થ સફલ થાય છે એવો દઢ નિશ્ચય રાખવો. શુદ્ધ પુષ્ટિભક્તિ, ભક્તિનું શિખર પ્રભુની કૃપાથીજ પ્રાપ્ત થાય છે.

૩૩ શરીર સ્વચ્છ રાખવું, સ્વચ્છ વસ્ત્રો પહેરવાં, મંદિર સ્વચ્છ રાખવું, પ્રભુનાં વસ્ત્રાદિક સ્વચ્છ રાખવાં.

૩૪ ભાડુતી માણસો પાસે શ્રી ઠાકોરજીની સેવા નહિ કરાવતાં પોતેજ બનતાં સુધી કરવી.

આ આજ્ઞાઓ મુખ્ય છે. હવે રજા હોય તો જાઉં.

**આ**.—સિદ્ધાન્તો જાણી આનંદ થયો છે, તૃતીય ભાગ પ્રસિદ્ધ થયેથી તેની પ્રત મોકલશો.



# શ્રી પટવારીજીનાં ભાષણો

[ શ્રી. પટવારીજીએ જુદા જુદા પ્રસંગે આપેલાં ભાષણોમાંથી કેટલાંક જે વર્તમાનપત્રોમાં પ્રકટ થયેલાં તે અહિંઆં આપવામાં આવે છે. આ ભાષણોનો સારજ પ્રકટ થયેલો તેથી અહિંઆં પણ સાર આપવામાં આવે છે. ]

## સત્સંગ

અધિક જેઠ માસની સુદ બીજ અને ત્રીજના રોજ રાજકોટ સદરની હવેલીમાં શ્રીમાન રણછોડદાસ વૃંદાવનદાસ પટવારીએ "સત્સંગ" ઉપર બે વ્યાખ્યાનો આપ્યાં હતાં, તેનો સાર નીચે પ્રમાણે છે.

શરૂઆતમાં ત્રણ સ્તુતિના શ્લોકો બોલી અને શ્રોતાઓ પાસે બોલાવી, અને શુદ્ધ ઉચ્ચારથી અષ્ટાક્ષર મંત્રનો જપ કરાવી તેઓએ ભાષણ શરૂ કર્યું હતું.

સંગ કોનો કરવો તેનો વિચારશક્તિ અને વિવેકબુદ્ધિનો ઉપયોગ કરીને નિર્ણય કરવાનો છે. વૈષ્ણવ હોવાનો દાવો રાખનારા મારા જેવા હજારો છે, પરંતુ શાસ્ત્ર પ્રતિપાદિત વૈષ્ણવત્વ ઘણું દૂર છે.

હાલના સમયમાં એવા વૈષ્ણવો વિરલ છે. કેટલીક વખત વંચક અગર પાખંડી કોટિના વૈષ્ણવોને તદીય અગર તાદૃશ કોટિના માની લઇ, તેમનો સંગ કરવામાં આવે છે. આવા સંગથી પ્રભુમાં શુદ્ધ પ્રેમ વધવાના બદલે અધઃપતન થાય છે.

ગોસ્વામિશ્રી હરિરાયજી ભૂતલ ઉપર ૧૨૦ વર્ષ બીરાજ્યા, તે દરમ્યાન અનેક ગ્રંથો તેઓએ લખ્યા છે. શિક્ષાપત્રો ભગવદ્વાર્તામાં

વંચાય છે. તેમાં સત્સંગના સંબંધમાં કેવો ઉપદેશ આપ્યો છે તે આપની પાસે રજુ કરીશ.

શ્રી હરિરાયજીએ તદીયનાં ૨૦ લક્ષણો કહ્યાં છે અને તે એ છે કે—

શ્રી આચાર્ય ચરણનો દૃઢ આશ્રય, ભક્તિ, કામ અને લોભનો ત્યાગ, નિરપેક્ષતા, વિરક્તિ, સર્વ પ્રાણી માત્રનું હિત કરવાની તત્પરતા, ઈર્ષ્યાનો ત્યાગ, પ્રભુની સેવા તથા કથા વગેરેમાં આદર. આવા ગુણોવાળા તદીયને સ્વકીય માનવા (૧–૧૮) તેઓ પ્રસન્ન થાય તો શ્રીકૃષ્ણ પ્રસન્ન થાય જ (૧–૧૮).

હાલના સમયમાં સત્સંગ દુર્લભ છે. દુઃસંગ અનાયાસે પ્રાપ્ત થાય છે. આ કારણથી ભાવમાં શિથિલતા જોવામાં આવે છે. માટે સૌએ સાવધાન રહેવું, (શિક્ષાપત્ર–૨૧–૧ અને ૨૧–૧૦) તદીય કોટિના વૈષ્ણવ ન મળે તો શ્રીભાગવતનું સેવન કરવું. તે પણ ન બને તો દીનતાથી ભગવાનનું સતત સ્મરણ કરવું (૫–૬). આ માર્ગમાં સત્સંગ એ જ મુખ્ય સાધન છે. (૩૦–૧૦) નિરપેક્ષ કૃષ્ણના ભક્તો, નિજાચાર્યના પદનો આશ્રય રાખનારા, ભાગવતના તત્ત્વને જાણનારા, આવા ભૂતલ ઉપર દુર્લભ છે. (૩૧–૨૩) માટે શરણમાત્ર કર્તવ્ય છે. (૩૧–૨૪).

## દુઃસંગ વિજ્ઞાન પ્રકાર

આ ગ્રન્થ પણ શ્રી હરિરાયજીએ રચ્યો છે. ઘણાં વર્ષ ઉપર ભાષાંતર સાથે તે છપાયો છે. મનનીય છે. તેમાં ઉચ્ચ ઉપદેશ છે.

બાહ્ય અને આંતર ચોરોથી તથા વંચક કોટિના વૈષ્ણવોથી ચેતતા રહેવા અને કોનો સંગ કરવો તે બાબતમાં વિવેકબુદ્ધિનો ઉપયોગ કરવા શ્રીહરિરાયજીએ આજ્ઞા કરી છે, આંતર ચોરો એટલે કામ ક્રોધાદિ દુર્ગુણો. સગા સંબંધીઓ પ્રભુની સેવા કરવા ન દે અને અન્તરાય નાખે તો તેઓને બાહ્ય ચોર કહેવામાં આવ્યા છે.

## ષોડશ ગ્રન્થ

શ્રી વલ્લભાધીશે અનેક ગ્રન્થ રચ્યા છે, ષોડશગ્રન્થ તે પૈકી છે. તેમાં તેઓશ્રીએ ઉપદેશ આપ્યો છે કે તાદૃશ કોટિના વૈષ્ણવોના સમાગમમાં રહી આત્મનિવેદનનું અનુસંધાન રાખ્યા કરવું.

निवेदनं तु स्मर्तव्यं सर्वथा तादृशैर्जनैः ॥

'ભક્તિવર્ધિની'માં એવી આજ્ઞા કરે છે કે ભગવાનમાં વ્યસન પ્રાપ્ત થયા પછી ઘરનો ત્યાગ કરી, તદીય કોટિના વૈષ્ણવોના સમાગમમાં હરિસ્થાનમાં રહેવું, એવી રીતે કે જેથી ચિત્ત દૂષિત ન થાય. यथा चित्तं न दूष्यति । હૃદય શુદ્ધિ ઉપર સાંપ્રદાયિક ગ્રન્થોમાં ઘણો ભાર મૂકવામાં આવે છે. પ્રભુ શુદ્ધ હૃદયમાં જ બિરાજે છે. શ્રી વલ્લભાધીશ સુબોધિનીમાં લખે છે કે જેનું હૃદય શુદ્ધ તેજ પ્રભુનો ખરો ગ્રાહક છે. હૃદયને શુદ્ધ રાખવામાં સત્સંગ મુખ્ય છે.

શ્રીમહાપ્રભુજીના વખતમાં ૮૪ વૈષ્ણવો અને શ્રીગુંસાઈજીના વખતમાં ૨૫૨ વૈષ્ણવો ઉચ્ચ કોટિના હતા. સાંપ્રદાયિક વાર્તાના ગ્રન્થોએ વૈષ્ણવોમાં શુદ્ધભાવનું સિંચન કર્યું છે, તેમાં ઉચ્ચ ઉપદેશ છે. ભગવદ્ વાર્તામાં આ ગ્રન્થો ઘણા સ્થળે વંચાય છે તે ખુશી થવા જેવું છે, આ ગ્રન્થોમાં કેવો ઉચ્ચ ઉપદેશ આપવામાં આવ્યો છે તે ઉપર જુદું વ્યાખ્યાન રાખવામાં આવશે.

## નારદ ભક્તિ સૂત્રો

ભક્તિમાર્ગના સિદ્ધાંતો સમજવા હોય તો આ સૂત્રોનો અભ્યાસ કરવો જોઈએ. ભગવાનમાં અમે પ્રેમ રાખીએ છીએ એવું હું અને આપ કહી શકીએ, પરંતુ આવા પ્રેમને નારદ ભક્તિ કહેતા નથી. ભગવાનમાં પરમ પ્રેમ–Transcendental love–રાખવો તેને ભક્તિ કહે છે. અનન્યત્વ, નિષ્કામત્વ, નિરોધ, સર્વસ્વનું અર્પણ એટલે કે અકિંચનત્વ—એ આ ભક્તિનાં લક્ષણો છે.

આવી ભક્તિ શી રીતે પ્રાપ્ત થાય તેના સંબંધમાં નારદ કહે છે કે— આસક્તિના ત્યાગથી, વિષયોના ત્યાગથી નિરંતર ભગવદ્ભજન કરવાથી, શ્રવણ કીર્તનાદિકથી. પરંતુ મુખ્ય સાધન તો એ છે કે ભગવદીયોની કૃપા અગર શ્રીભગવાનની લેશમાત્ર કૃપા વગર આવા ભગવદીયોનો સંગ દુર્લભ અને અગમ્ય છે. પરંતુ જો તે પ્રાપ્ત થાય તો તે સમોઘ છે. ભગવાનની જ્યારે કૃપા થાય ત્યારે જ આવા ભગવદીયોનો સંગ થાય છે. આવા ભક્તો અને ભગવાનમાં ભેદ નથી માટે તેવાઓનો સંગ કરો. तदेव साध्यतां तदेव साध्यतां, કારણ કે દુઃસંગથી કામ ક્રોધાદિ દુર્ગુણો વધવાના.

## શ્રીભાગવત

શ્રી ભાગવતમાં અનેક ઠેકાણે સત્સંગનો મહિમાનું નિરૂપણ છે, પરંતુ ઉચ્ચ કોટિના ભગવદીયોના અગર જ્ઞાતિઓના સંગને જ શ્રીભાગવત સત્સંગ કહે છે. ભાગવતના અભ્યાસીઓને વિદિત હશે કે કે રાજા નિમિને નવ યોગેશ્વરોનો સંગ થયો, ઉદ્ધવોને શ્રીકૃષ્ણનો સંગ થયો, યુધિષ્ઠિરને નારદનો, પ્રચેતાઓને નારદનો, ધ્રુવને નારદનો, પૃથુ રાજાને સનત્કુમારોનો, દેવહૂતિને કપિલનો, પરીક્ષિતને શુકદેવનો, સનકાદિકને નારદનો, રહુગણ રાજાને જડભરતનો અને યદુરાજાને દત્તાત્રેયનો.

જ્યાં ભગવાન વકતા હોય ત્યાં ખરા બ્રહ્મજ્ઞાનનું, પરાભકિતનું અને ભાગવત ધર્મોનું સિંચન થાય જ. ભગવાન સિવાયના પણ જે વક્તાઓએ ઉપદેશ આપ્યો છે તેઓ ઉત્તમ કોટિના હતા. આવા ઉપદેશકો અને આવા વક્તાઓ વિરલ છે, અને ઘણાને અપ્રાપ્ય છે. તેથી સરલ અને ઉત્તમ માર્ગ આપણા જેવા માટે એ છે કે ભાગવતાદિક ગ્રન્થો અને સમઝી શકાય એવા સાંપ્રદાયિક ગ્રન્થો શ્રદ્ધા રાખી વાંચવા અગર ઉચ્ચ કોટિના વક્તા પાસેથી શ્રવણ કરવા. એટલું ન બને તો અક્ષરાતીત, સદાનંદ શ્રીપુરુષોત્તમના સ્વરુપનું ધ્યાન ધરી,

તેમના ચરણમાં શુદ્ધ ભાવથી મસ્તક નમાવી "અષ્ટાક્ષર" મંત્રનો જપ કરવો. તેમાં વિદ્વત્તાની જરૂર નથી. કલિકાળમાં ભગવન્નામના સંકીર્તનથી જ જીવનો ઉદ્ધાર થઇ શકે છે. આ માર્ગ નિષ્કંટક અને સરલમાં સરલ છે.

ભાગવતમાં આશરે ૭૦ સ્તુતિઓ છે. આટલી સ્તુતિઓ મહાભારતમાં કે કોઇ પણ બીજા પુરાણમાં નથી. ઉચ્ચ કોટિના સ્તુતિકારોએ ભગવાનની સ્તુતિ કરતાં એવો વર માગ્યો છે કે ઉચ્ચ કોટિના ભક્તોનો અમને સંગ પ્રાપ્ત થાઓ.

કેટલીક સ્તુતિ તરફ આપનું લક્ષ ખેંચવાની રજા લઉં છું.

ધ્રુવ--તમારા ભક્તોની કથાનું શ્રવણ કરવાથી જે શાંતિ થાય છે તેથી બ્રહ્મને વિષે થતી નથી. શુદ્ધ હૃદયવાળા આપના ભક્તોનો પ્રસંગ મને થાઓ કે જેથી આપની કથારૂપી અમુતનું પાન કરવામાં મસ્ત રહી, સંસાર સાગરને તરી જાઉં.

(૪-૯-૧૦,૧૧)

વૃત્ર--હે ભગવન, આપના ભક્તજનોની મિત્રતા થાઓ.
ममोतम श्लोक जनेषुसख्यं (૧-૧૧-૨૭)

પ્રલ્લાદ—હે નૃસિંહ ભગવાન, તમારા ભક્તો પાસે મને લઇ જાઓ. अपनय मां निजभृत्यपार्श्वं । (૭-૯)

બ્રહ્મા—મારૂં એવું ભાગ્ય હો કે આ જન્મમાં કે બીજા જન્મમાં તમારા ચરણકમળની સેવા કરૂં. (૧૦-૧૪)

માર્કન્ડેય—એવું માગું છું કે—ભગવાનમાં અને ભગવાનના ભક્તોમાં મને અચલ ભક્તિ થાઓ (૧૨-૧૦)

પ્રચેતાઓ—દરેક જન્મમાં તમારા ભક્તોનો મને સંગ થાઓ.

(ગુજરાતી તા. ૭-૪-૪૨)



## ૨

# શ્રીભગવન્નામમહિમાવિજય

રાજકોટમાં ગયે અઠવાડિયે એક સાંઝે યશોદોત્સંગલાલિત શ્રી બાલકૃષ્ણ લાલજીની હવેલીના વિશાળ ચોકમાં ભગવન્નામમહિમાના વિષય ઉપર શ્રીમાન્ રણછોડદાસ પટવારીએ વ્યાખ્યાન આપ્યું હતું. તેનો સાર એક ભગવદીય વૈષ્ણવે નીચે મુજબ મોકલી આપ્યો છે:–

**પ્રથમ વલ્લભાચાર્યનો જય** બોલાવી, સ્તુતિના નીચેના ત્રણ શ્લોકો બોલી અને શ્રોતાઓ પાસે બોલાવી, શ્રી પટવારીજીએ વ્યાખ્યાન શરૂ કર્યું હતું.

### વ્યાખ્યાનનો સાર

ભગવતકૃપાથી આપને મનુષ્ય દેહ પ્રાપ્ત થયો છે. સંસારમાંથી એટલે કે જન્મમરણના ચક્રમાંથી મુક્ત થવું એજ આપણું નિશાન હોવું જોઈએ. મુક્ત થવાના ત્રણ મુખ્ય માર્ગોનું શાસ્ત્રોમાં નિરૂપણ કરવામાં આવ્યું છે:

(૧) વેદવિહિત યજ્ઞાદિ કર્મમાર્ગ

(૨) જ્ઞાનમાર્ગ, અને

(૩) ભક્તિમાર્ગ.

મનુષ્ય પ્રકૃતિનું વૈચિત્ર્ય અને અધિકાર ધ્યાનમાં લઈ ત્રણેય માર્ગનું નિરુપણ છે.

શાસ્ત્રકારોએ યુગધર્મનું પણ નિરુપણ કરેલું છે. વેદમાં કહ્યા પ્રમાણે યજ્ઞ કરવાનું આ યુગમાં અશક્ય છે. વળી સૌને યજ્ઞ કરવાનો અધિકાર નથી, એવી વેદધર્મની મર્યાદા છે. જ્ઞાન માર્ગનો અધિકાર વિરલ પુરુષોનેજ છે, પરંતુ ભક્તિમાર્ગનો અધિકાર મનુષ્ય માત્રને છે.

શાસ્ત્રોમાં અનેક ધર્મોનું નિરુપણ છે. શાસ્ત્રકારોએ ધર્મના બે

મુખ્ય વિભાગો પાડ્યા છે. જેને ભગવાનમાં અહૈતુકી અને અપ્રતિહતા ભક્તિ પ્રાપ્ત કરવી હોય, તેમને માટે ભાગવત ધર્મો છે, અને આ ધર્મોને "પરધર્મો" કહ્યા છે.

स वै पुंसां परो धर्मो यतो भक्तिरधोक्षजे ।
अहैतुक्यप्रतिहता ययात्मा संप्रसीदति ॥

શ્રીવેદવ્યાસે અનેક ગ્રન્થો રચ્યા. પણ તેમનું ચિત્ત તૃપ્ત થયું નહિ. એકાંતમાં એવા વિચારો સ્ફુર્યા કે–ઉચ્ચ કોટિના ભગવદીયો એટલે કે પરમ હંસો અને ભગવાનને પ્રિય એવા ભાગવત ધર્મોનું નિરૂપણ શું મેં કર્યું નહિ હોય? એટલામાં તેમના આશ્રમે નારદજી આવ્યા. તેમણે ભાગવત ધર્મોનો ઉપદેશ આપ્યો.

નારદને બ્રહ્માએ ભાગવત ધર્મોનો ઉપદેશ આપ્યો હતો, કારણ કે પોતાના અંગમાંથી ઉત્પન્ન કરેલા મરિચિ વગેરે પુત્રોમાં નારદ તેમને અતિ પ્રિય હતા. ઉપદેશ આપી નારદને એવી આજ્ઞા કરી કે તમારે સમાજમાં ભક્તિમાર્ગનો પ્રચાર કરવો. બ્રહ્માજીને ભાગવતનો ઉપદેશ આપનાર સાક્ષાત્ ભગવાન હતા, અને તે ઉપદેશ બ્રાહ્મકલ્પમાં અને પાદ્મકલ્પમાં આપવામાં આવ્યો હતો.

## નામકીર્તન

ભાગવતમાં અનેક ભાગવત ધર્મોનું નિરૂપણ છે. ભગવાનના નામનું કીર્તન કરવું એ ભાગવત ધર્મોમાંનો એક ધર્મ છે. આ ધર્મનું સેવન રાજા અને રંક કરી શકે છે, સ્ત્રીઓ અને શૂદ્રો પણ કરી શકે છે. તે ધર્મનું સેવન કરવાથી બ્રાહ્મણને જે ફળ પ્રાપ્ત થાય તેજ સ્ત્રીઓ અને શૂદ્રોને પ્રાપ્ત થાય છે.

૧. શૌનકાદિક ઋષિઓ નિમિષારણ્યમાં સ્વર્ગની કામનાથી યજ્ઞ કરતા હતા, ત્યાં સૂતપુરાણી આવ્યા. યજ્ઞ કરનારા ઋષિઓએ એવા ઉદ્‌ગારો કાઢ્યા કે આ ઘોર સંસાર પ્રાપ્ત થનારા મનુષ્યો પર-

વશ દશામાં પણ જો શ્રીકૃષ્ણના નામનો ઉચ્ચાર કરે તો તેઓ તુરત જન્મમરણના ફેરામાંથી મુક્ત થાય છે એટલે કે તેમને મુક્તિ મળે છે.

૨. બ્રહ્માજીને વિષ્ણુ ભગવાનનાં વૈકુંઠમાં દર્શન થયાં ત્યારે તેમણે સ્તુતિ કરતાં કહ્યું છે કે–હે ભગવન્, પરાધીન દશામાં પણ એટલે કે અવસાન વખતે તમારા નામનું સ્મરણ કરનારાઓનાં તે અનેક જન્મનાં પાપો ભસ્મ થઈ જાય છે અને તેમને આપની પ્રાપ્તિ થાય છે.

૩. ઋષભદેવજીના પિતા નાભિ રાજાએ યજ્ઞ કર્યો, તે વખતે યજ્ઞ કરનારા બ્રાહ્મણોએ ભગવાનની સ્તુતિ કરતાં કહ્યું છે કે–હે ભગવન્, એક વર માગીએ છીએ, તે એ છે કે–“ અમે ઠેસ ખાઈએ છીંક ખાઈએ, પડી જઈએ, બગાસું ખાઈએ, અથવા બીજી કોઈ ખરાબ સ્થિતિમાં આવી પડીએ અથવા તાવ કે મરણની દશામાં પડયા હોઈએ; એવા સમયે જ્યારે આપનું સ્મરણ કરવાને અમે અશક્ત હોઈએ ત્યારે સમગ્ર પાપોને દૂર કરનાર આપના ગુણોથી પ્રસિદ્ધ થએલાં નામો અમારી વાણીના વિષય રૂપ થાઓ.”

૪. ભરત રાજાના નવ નાના ભાઈઓ કે જેઓ યોગેશ્વરોના નામથી પુરાણોમાં સુપ્રસિદ્ધ છે, અને જેઓની કક્ષા “ ભાગવતોત્તમ” ની છે, તેઓ નાભિરાજાના યજ્ઞમાં પધાર્યા. રાજાએ યોગ્ય સત્કાર કર્યો. અને કહ્યું કે–“ આપના જેવા મહાત્માઓનો સંગ ખજાનારૂપ છે. દેવો તો તેમના ઉપાસકોને સુખ આપે છે અને દુઃખજ પણ આપે છે; પરંતુ આપ તો દીનવત્સલ છો.” રાજાએ સાત પ્રશ્નો પૂછ્યા. તેમાંનો એક પ્રશ્ન એ હતો કે ઉત્તમ, મધ્યમ અને કનિષ્ટ વૈષ્ણવનાં લક્ષણ કહો. ઉત્તમ વૈષ્ણવનાં લક્ષણો કહેતાં યોગેશ્વરે એવો ઉપદેશ આપ્યો કે–“ જે શ્રી હરિનું પરાધીન પુરુષે પણ જો

નામોચ્ચારણ કર્યું હોય તો પાપોના ઓઘનો નાશ કરે છે, તે શ્રીહરિ, પ્રેમરૂપી દોરીથી બંધાઈ ગએલા ચરણ કમળવાળા થઈને (प्रणयरशनया धृताङ्घ्रिपद्मः) જે પુરુષના હૃદયને સ્વયં સાક્ષાત્ કરી છોડતા નથી, તે પુરુષને ભગવાનના ભક્તોમાં તે ઉત્તમ કહ્યો છે."

## શ્રવણધર્મ

ભાગવતની શરૂઆતમાંજ યજ્ઞ કરનારા શૌનકાદિક ઋષિઓએ ભગવન્નામ કીર્તનનો મહિમા વર્ણવ્યો છે, તે પ્રથમ કહી ગયો છું હવે ભાગવતના અંતે શ્રી શુકદેવે પરીક્ષિતને કેવો ઉપદેશ આપ્યો છે તે જોઈએ. શુક કહે છે કે–" કલિયુગમાં અનેક દોષો છે, પણ એક મહાન્ ગુણ છે અને તે એ છે કે કલિયુગમાં શ્રીકૃષ્ણનું કીર્તન કરવાથીજ મનુષ્ય સર્વ સંગથી મુક્ત થઈને પરમાત્માને પામી જાય છે. (कीर्तनादेव कृष्णस्य मुक्तसंगः परं व्रजेत्.)

જે મનુષ્ય અનેક જાતનાં દુઃખરૂપી દાવાનળથી દુઃખી થયો હોય અને અતિ દુસ્તર સંસારસમુદ્રને તરી જવા ઇચ્છતો હોય તેને પુરુષોત્તમ ભગવાનની લીલાકથાના રસનું સેવન કરવા સિવાય બીજી કોઈ નૌકા નથી."

## નવરત્ન ગ્રંથ

નવરત્ન ષોડશ ગ્રંથમાંનો ગ્રંથ છે. તેમાં રત્ન જેવા નવ શ્લોકો છે. છેલ્લા શ્લોકમાં શ્રીવલ્લભાધીશ એવો ઉપદેશ કરે છે કે, સર્વાત્મભાવથી સર્વદા અને નિરંતર श्रीकृष्णः शरणं मम આ મંત્રનો જપ કર્યા કરવો. નવો ઉપદેશ શ્રીહરિરાયજીએ શિક્ષાપત્રોમાં અને બીજા ગ્રંથોમાં પુનઃ પુનઃ આપ્યો છે. જે તત્ત્વને વેદ પરમ તત્ત્વ કહે છે, આનંદ રૂપ કહે છે, रसो वै सः કહે છે. અક્ષરાતીત કહે છે તેજ શ્રીકૃષ્ણ હોવાથી મંત્રોમાં અષ્ટાક્ષર મંત્ર આ સંપ્રદાયમાં શ્રેષ્ઠ

મનાય છે. આ મંત્રનો જપ દાસ ભાવ અને દીનતાથી કરવામાં આવે તોજ તેનું ફળ મળે, કારણ કે દાસ ભાવથી અને દીનતાથી જ ભગવાન પ્રસન્ન થાય છે. આ ફળ ઉત્તમ છે. શુકદેવજીએ મુકુંદ ભગવાનની સ્તુતિ કરી છે. આ સ્તુતિના ૭ શ્લોકમાં તેઓ એટલો જ વર માગે છે કે प्रसीदतु प्रसीदतु.

## ભક્તિનિષ્ઠ

શ્રીવલ્લભાધીશ શાસ્ત્રાર્થ પ્રકરણમાં કહે છે કે શ્રીકૃષ્ણ પ્રસન્ન થાય તે જ ભક્તિનિષ્ટા છે.

હિંદુઓના સદ્ભાગ્યે "કલ્યાણ" જેવું માસિક વર્ષો થયાં નીકળે છે. ઉચ્ચ કોટિના ભગવદીયો અને સાક્ષરોના લેખો તેમાં પ્રગટ થાય છે. કેટલાક લેખો ભગવન્નામ–મહિમાને લગતા છે, અને તેમાં અનેક પુરાણોમાંથી ભાષાંતર સાથે શ્લોકો ટાંચવામાં આવ્યા છે. ભગવન્નામનું કીર્તન કરવા અનેક શહેરો અને ગામડાંઓમાં છેલ્લાં દસ વર્ષમાં અનેક મંડળો સ્થપાયાં છે. મંડળોના સભ્યો તરફથી કરોડો મંત્રોનો જપ થાય છે.

ક્રિશ્ચિયન પ્રજામાં જડવાદે મૂળ નાખ્યા છે. ચાલતું દારુણ યુદ્ધ તેનો પ્રત્યક્ષ પુરાવો છે. જડવાદને નિર્મૂળ કર્યા વિના યુદ્ધ નિર્મૂળ ન થાય તે તો દેખીતું છે. આસુરી સંપત્તિનાં લક્ષણોના બદલે દૈવી સંપત્તિનાં લક્ષણોનું એટલે કે ધાર્મિક વિચારોનું ક્રિશ્ચિયન પ્રજાઓમાં સિંચન થાય, તોજ જગતને ખરૂં સુખ અને શાંતિ પ્રાપ્ત થાય. સુભાગ્યે હિંદુઓમાં ધાર્મિક વિચારોનું સિંચન થવાથી જડવાદ ઓછો થતો જાય છે.

ચાતુર્માસમાં અમુક નિયમો પાળવાનો સંકલ્પ અનેક ભાઈઓ અને બ્હેનો કરે છે. પવિત્ર જીવન ગાળી, અવકાશ મળે ત્યારે ભગવન્નામનો જપ કરવાનો સંકલ્પ કરવામાં આવે તો જીવન સફલ થશે. શ્રી બાલકૃષ્ણલાલજી સૌને સદ્બુદ્ધિ આપો.

(ગુજરાતી તા. ૨૭–૭–૪૧)



## ૩

# અપૌરુષેય વેદ અને શ્રીમદ્વલ્લભાચાર્ય

"वादो नावलंब्यः"। बाहुल्यावकाशात् अनियतत्वात् च ॥

'વાદનું અવલંબન ન કરવું કારણ તે ઘણો લાંબો થવા સંભવ છે, અને અચોક્કસ છે, નારદભક્તિસૂત્રો ૭૪–૭૫

અમારા સંપ્રદાયની, સંપ્રદાયના આચાર્યોની અને સંપ્રદાયના અનુયાયીઓની કડક ભાષામાં ટીકા અથવા નિંદા કરનારાઓ સાથે વાદ કે ચર્ચામાં ન ઉતરવું એવો મેં નિશ્ચય કર્યો છે; પરંતુ મારા લેખોમાં નિર્વિવાદ સબળ પૂરાવા આપી, એવું પ્રતિપાદન કરીશ કે ખોટી ટીકા કરવામાં આવી છે અને આવે છે.

પ્રભુના નિઃશ્વાસભૂત, નિત્ય, અલૌકિક વેદ, શ્રીગીતા, બ્રહ્મ-સૂત્રો, ભાગવત અને બીજા પ્રમાણ તરીકે મનાતા હિંદુ ધર્મનાં શાસ્ત્રોનું દોહન કરી, અમારા શ્રી વલ્લભાધીશે બ્રહ્મવાદ–શુદ્ધ પુષ્ટિ-ભક્તિ–નો જે માર્ગ પ્રગટ કર્યો છે, તેની સાથે અમો સંપ્રદાયના અનુયાયીઓને સંબંધ છે. છેલ્લાં ૫૦ વર્ષમાં સંપ્રદાયનું બહોળું અમૂલ્ય સંસ્કૃત સાહિત્ય પ્રગટ થયું છે; તેથી સંપ્રદાય માટે અમારો જે ભાવ છે તે કોઇની નિન્દાથી શિથિલ થવાના બદલે સુદૃઢ થવાનો.

### બ્રહ્મવાદમાં વેદને ઉચ્ચ સ્થાન

શ્રી વલ્લભાધીશે અને તેઓશ્રીના જે જે વંશજોએ સંસ્કૃત ભાષામાં અનેક ગ્રંથો રચ્યા છે તેમણે વેદને ઉચ્ચ સ્થાન આપ્યું છે, તેની પુષ્ટિમાં બ્રહ્મસૂત્રો ઉપરના અણુભાષ્યમાંથી અને શ્રી વલ્લભાધીશના બીજા ગ્રંથોમાંથી જ સંખ્યાબંધ પ્રમાણો આ લેખમાં આપીશ.

### ૧. અણુભાષ્યમાંથી પ્રમાણો

अनवग्राह्यमाहात्म्ये श्रुतिरेव शरणम्। અચિંત્ય માહાત્મ્યવાળા બ્રહ્મને વિષે શ્રુતિનું જ શરણ લેવું, અન્ય વાણીની યુક્તિ સ્વીકારવી નહીં.

લગાર પણ કલ્પના કરતાં શ્રુતિ વિરોધ આવી પડે. શ્રુતિનો અવિરોધ સિદ્ધ કરવા જ શાસ્ત્રની પ્રવૃત્તિ છે.

વેદવાદીઓએ અણુ માત્ર પણ અન્યથા કલ્પના કરવી યોગ્ય નથી. વેદ ભ્રમથી કલ્પના કરતા નથી, કારણ કે વેદ સર્વજ્ઞ છે; અને છેતરપીંડી કરવાનું તેને કશું પ્રયોજન નથી.

કેવળ યુકિતવડે લોકદૃષ્ટાંતથી નિર્ણય થઈ શકે નહિં. તેમ લૌકિક રીતે નિર્ણય કરતાં શાસ્ત્ર નકામું થઈ પડે. અહિં તો વેદથી જ બ્રહ્મસ્વરુપનું જ્ઞાન થઇ શકે છે.

श्रुतिवादिनां श्रुत्यैव निर्णयः ॥

વેદને પ્રમાણ માનનારાઓએ શ્રુતિથી જ નિર્ણય કરવો જોઇએ.

બ્રહ્મ કેવળ વેદથી જ જાણી શકાય છે, તેથી જે પ્રકારનું વેદમાં પ્રતિપાદન છે, તેવું જ માનવું એજ અમો વારંવાર કહી ચૂકયા છીએ.

વૈદિકોને વેદ જ પ્રમાણ છે, વેદનો વિરોધ ન રહે એવો સિદ્ધાંત ગ્રાહ્ય છે. જેમાં જરા પણ વેદ વિરોધ હોય તે સર્વે વાદ ભ્રમથી જ થએલ સમઝવા.

अलौकिकार्थे लौकिकस्य असामर्थ्यात् ॥ અલૌકિક વિષયમાં લૌકિક પ્રમાણ નિર્બળ છે.

બ્રહ્મનું સ્વરૂપ વેદાંત પરથી જેવું જણાય તેવું જ માનવું જોઈએ. લગાર પણ અન્ય કલ્પના કરતાં દોષ પ્રાપ્ત થાય.

વેદ પરમ વિશ્વસનીય છે. અક્ષર માત્ર પણ મિથ્યા કહેતો નથી. મિથ્યા કહે છે એમ માનવામાં આવે તો અવિશ્વાસ થઇ જાય.

વેદો જ પ્રમાણભૂત છે. પ્રભુના નિઃશ્વાસરૂપ છે, બીજાની અપેક્ષા નથી, તેથી તે સ્વતઃ પ્રમાણભૂત છે.

अचिंत्याः खलु ये भावाः न तांस्तर्केण योजयेत् ॥

અચિંત્ય વિષયોમાં તર્કને સ્થાન આપવું ન જોઇએ.

## ૨. સુબોધિનીજીમાંથી પ્રમાણો

૧–સર્વ ભગવાનનું ભજન કરે તે માટે ભગવાને પોતે હૃદયમાં રહીને તેમને પરાયણ રહેનાર ભકતો કૃતાર્થ થાશે એમ જણાવવા વેદો રચ્યા. (૧૦-૩–૮)

૨–જેમ રોગનો અધિકાર હોય ત્યાં આયુર્વેદ ઉપાય છે તેમ સંસારનો અધિકાર હોય ત્યાં વેદ ઉપાય છે. તેથી વૈદિક કર્મોથી સ્વાભાવિક કર્મો નિવૃત્ત થાય છે. (૧૧–૩–૪૩).

૩–જેમ જેમ પાપ અધિક હોય તેમ તેમ વેદથી વિરુદ્ધ માર્ગમાં રુચિ થાય છે, પણ ધર્મ પુષ્ટ થાય ત્યારે વેદવિરુદ્ધ માર્ગમાં રુચિ થતી જ નથી. (૧૦–૧૭–૮)

(૪) વેદો ભગવાનનાં વાકય હોવાથી પ્રમાણ છે. ભગવાન અનંત છે. અનંત અધિકાર પ્રમાણે બહુ રીતે શાસ્ત્રાર્થ કહેલો છે. ભકતોને પણ જૂદો જૂદો કહેલો છે. (૩–૨૨–૨૦).

## ૩. તત્ત્વદીપ નિબંધમાંથી પ્રમાણો

૧—સર્વ વેદ પ્રમાણ છે.

૨—વેદમાર્ગથી જેનું આચરણ જરા પણ વિરુદ્ધ હોય તેને પાખંડી જાણવા.

## ૪. શાસ્ત્રાર્થ પ્રકરણમાંથી પ્રમાણો

૧–વેદો, શ્રીકૃષ્ણનાં વાકયો (ગીતામાંના), વ્યાસ સૂત્રો અને વ્યાસજીની ( ભાગવતમાંની ) સમાધિ ભાષા એ ચાર પ્રમાણ છે. (શ્લોક ૭).

૨–ઉત્તર (પ્રમાણ) પૂર્વ ( પ્રમાણ )ના સંદેહની નિવૃત્તિ કરનાર કહેલું છે. આ ચાર પ્રમાણોથી જે શાસ્ત્રો અવિરુદ્ધ હોય તે પ્રમાણ છે. આ ચાર પ્રમાણોથી જે વિરુદ્ધ હોય તે કદી પણ પ્રમાણ નથી. (શ્લોક ૮)

બ્રહ્મવાદના દરેક સિદ્ધાંતની પુષ્ટિમાં સંપ્રદાયના આચાર્યોએ પોતાના સંસ્કૃત ગ્રંથોમાં વેદમાંથી અને હિંદુ ધર્મના બીજા પ્રમાણુ તરીકે મનાતા પ્રાચીન ગ્રંથોમાંથી અનેક પ્રમાણો આપ્યાં છે. અંધ-શ્રદ્ધા આ સંપ્રદાયનો પાયો નથી.

### ૫. અંધશ્રદ્ધા

મારામાં કે મારા સિદ્ધાંતોમાં અગર મારા ઉપદેશમાં અંધશ્રદ્ધા રાખવી, એવું શ્રી વલ્લભાચાર્યજીએ કહ્યું જ નથી. અંધશ્રદ્ધાના તો તેઓ વિરોધી હતા. તેમની પહેલાં થઈ ગએલા આચાર્યોએ અદ્વૈત, વિશિષ્ટાદ્વૈત, દ્વૈત, દ્વૈતાદ્વૈતનું પ્રતિપાદન કર્યું હતું. તેમાં અંધશ્રદ્ધા રાખી નહિ, પરંતુ વેદને મુખ્ય પ્રમાણ માની, બ્રહ્મવાદ–શુદ્ધાદ્વૈતનું પ્રતિપાદન કર્યું. આસુરવ્યામોહ લીલા કરતી વખતે કાશીમાં પોતાના બે પુત્રોને એવો ઉપદેશ આપ્યો કે જે કાયદો મનુષ્ય માત્ર માટે તે જ કાયદો તમારા માટે. જો બહિર્મુખ થાશો તો કાળ તમારૂં ભક્ષણ કરશે. (જૂઓ શિક્ષાશ્લોકો).

ભક્તિ પ્રકરણમાં તો એવી આજ્ઞા કરી છે જે કે–ભાગવત-તત્ત્વજ્ઞ હોય, જેનામાં દંભાદિક દુર્ગુણો ન હોય, અને જે ભગવત્સેવા-પરાયણ હોય, તેમાં જ પૂજ્ય ભાવ રાખવો.

શ્રીવલ્લભાચાર્યે નવો માર્ગ સ્થાપ્યો નથી, પરંતુ વેદાદિ ગ્રંથો પ્રતિપાદિત જૂનો માર્ગ પ્રગટ કર્યો છે. નવો માર્ગ સ્થાપ્યો એવો સંપ્રદાયના કોઇ પણ સંસ્કૃત ગ્રંથમાં કે વ્રજભાષાના ગ્રંથમાં ઉલ્લેખ નથી. અષ્ટ સખાઓએ પોતાના પદોમાં પણ આ માર્ગ પ્રકટ કર્યો છે–એવો ઉલ્લેખ કર્યો છે. જો નવો માર્ગ પ્રગટ કર્યો હોય તો સિદ્ધાંતોનું સમર્થન કરવા વેદાદિ ગ્રંથોમાંથી અનેક પ્રમાણો આપે નહીં.

### ૬. પુષ્ટિમાર્ગ પ્રગટ શા માટે કર્યો?

વાંચો ગીતા અધ્યાય ૪ શ્લોક ૧ થી ૩ પૂર્વે ભગવાને સૂર્યને

યોગનું જ્ઞાન આપ્યું. તેણે મનુને, મનુએ ઇક્ષ્વાકુને. એ પ્રમાણે એ યોગને રાજર્ષિઓ જાણતા હતા. પરંતુ લાંબા કાળે આ જ્ઞાન સમાજમાં નષ્ટ પ્રાય થયું, તેથી તેજ જ્ઞાન અર્જુનને આપ્યું.

કપિલ કર્દમને કહે છે કે પૂર્વે આત્મજ્ઞાન સમાજમાં પ્રચલિત હતું, પરંતુ તે નષ્ટપ્રાય થવાથી, તે જ્ઞાન આપવા હું જન્મ્યો છું.

દેવહૂતિએ કપિલને એવો પ્રશ્ન કર્યો કે ભક્તિના ભેદ કહો. કપિલે જવાબ આપ્યો કે–પ્રકૃતિ અને ભાવનાના વૈચિત્ર્યથી ભક્તિના ચાર મુખ્ય પ્રકાર છે–સાત્ત્વિકી, રાજસી, તામસી અને નિર્ગુણા મુખ્યા. આ ભક્તિનાં લક્ષણો કપિલે આપ્યાં છે. અનન્યત્વ, અવિચ્છિન્નત્વ, અને નિષ્કામત્વ–આ નિર્ગુણા ભક્તિનાં મુખ્ય લક્ષણો. (ભાગવત. સ્કં. ૩–૨૯ અ.

**નારદભક્તિસૂત્રમાં** પણ પરમ પ્રેમરૂપા ભક્તિનાં આ જ લક્ષણો બતાવ્યાં છે. પુષ્ટિમાર્ગમાં નિર્ગુણા ભક્તિને શુદ્ધ પુષ્ટિભક્તિ કહેવામાં આવે છે. ગંગાજીનો પ્રવાહ જેવો અવિચ્છિન્ન, તેવો પ્રેમનો પ્રવાહ ભગવાનમાં રહે, તે શુદ્ધ પુષ્ટિ ભક્તિ. કુંતીએ સ્તુતિમાં આવી જ ભક્તિનું શ્રીકૃષ્ણ ભગવાન્ પાસે દાન માગ્યું.

## (૭) વેદનું ગાંભીર્ય

વેદનો ઊંડો અભ્યાસ કર્યો હોય, વેદનો ખરો અર્થ અને અને આશય સમઝ્યા હોય, તેઓજ બ્રહ્મવાદ–પુષ્ટિભક્તિ માર્ગ વેદ વિરુદ્ધ અને પાખંડી કહી શકે નહિ. પાખંડી કહેનારાઓમાંના કેટલાએ વેદનો ઊંડો અભ્યાસ કર્યો છે ? તેમાંના ઘણાખરાએ તો વેદનો સ્પર્શ પણ કર્યો નથી, અને વેદનાં દર્શન પણ કર્યાં નથી. વેદના અભ્યાસીઓ પણ, વેદનો ખરો અર્થ અને આશય અમે સમઝ્યા છીએ, એવો દાવો કરી શકે નહિ, કારણ કે, વિદ્વાનો પણ વેદનું રહસ્ય સમઝવામાં ગોથાં ખાય છે.

વેદ ઈશ્વર સ્વરૂપ હોવાથી, તેમાં મોટા વિદ્વાનો પણ મોહ પામે છે. (ભાગવત ૧૧-૩-૪૩)

શ્રીકૃષ્ણ ઉદ્ધવને કહે છે કે–"મારા વિના વેદને કે વેદના અર્થને યથાર્થ કોઈ જાણતું નથી. વેદ અત્યંત દુર્બોધ છે. તે ગંભીર છે. સમુદ્રની પેઠે તે દુર્વિગાહ્ય છે," (ભાગવત ૧૧-૨૧-૩૬)

"પ્રલય વખતે આ વેદ નામની વાણી કાળને લીધે નાશ પામી હતી, તે વાણીને મેં પ્રથમ બ્રાહ્મકલ્પના આદિ કાળે બ્રહ્મદેવને કહી હતી, જે વેદવાણીમાં મારા વિષે મન સ્થિર કરાવનાર ધર્મ રહ્યો છે."

"લોકોની પ્રકૃતિઓ અનેક પ્રકારની છે, એટલે કે સાત્ત્વિકી, રાજસી અને તામસી. પ્રકૃતિની ભિન્નતાના લીધ દેવ; અસુર, મનુષ્ય વગેરે પ્રાણીઓની બુદ્ધિ ભિન્ન ભિન્ન હોય છે; જેના લીધે પોત-પોતાની પ્રકૃતિ પ્રમાણે સર્વ કોઈએ વેદવાણીના જૂદા જૂદા અર્થ કર્યા છે. * + + એ રીતે મારી માયાના લીધે મોહિત બુદ્ધિવાળા પુરુષો પોતપોતાનાં કર્મ અને રુચિ પ્રમાણે અનેક જાતનાં કલ્યાણનાં સાધનો કહે છે." (ભાગવત ૧૧-૧૪-૩).

"વેદોથી હુંજ વેદ્ય છું. વેદાન્તકૃત્ હું છું, અને વેદવિદ્ પણ હું છું." એવું શ્રીકૃષ્ણે અર્જુનને કહ્યું છે. (ગીતા ૧૫-૧૫.)

વસ્તુતઃ વેદ જેના નિઃશ્વાસભૂત છે તેજ કૃષ્ણ ભગવાનજવેદજ્ઞ છે. એથીજ શાસ્ત્રકારો ભગવાનને અખિલ ગુરૂ અને જગદ્‌ગુરૂ કહે છે. (ભાગવત ૧-૮-૨૫, ૧-૮-૪૩).

શ્રીવલ્લભાચાર્ય પ્રભુના મુખારવિંદ રૂપ છે, વૈશ્વાનરરુપ છે. વળી તેઓશ્રીએ, ભગવાને શ્રીમુખે ઉપદેશ આપ્યો હોય તેને અનુ. સરતો ઉપદેશ આપ્યો છે, તેથી પુષ્ટિમાર્ગના અનુયાયીઓ તેમને પણ જગદ્‌ગુરુ માને છે. આવી અમારી ભાવનાં છે. આવી ભાવના ન

રાખવી, એવો અમારો ઉપદેશક બની ઉપદેશ આપવાનો કોઈને હક્ક નથી. ભાવના ખોટી છે, અને તેનું મૂળ અંધશ્રદ્ધા છે, એવું કહેનારને હું એટલોજ જવાબ આપું કે–" જો શાસ્ત્રાર્થ કરવામાં આવે તો ગાલિપ્રદાન થાય અને કદાચ લાકડીઓનો પણ ઉપયોગ થાય. વળી હિંદુઓમાં સંગઠનની જરૂર છે એવા વખતે વૈમનસ્યનાં તાજાં બીજ વવાય."

સંપ્રદાયના અનેક આચાર્યોએ તત્ત્વજ્ઞાન ઊપર સંસ્કૃતમાં ગ્રંથો રચ્યા છે, અને તેમાં શાસ્ત્રાર્થ છે. તેમના સિદ્ધાંતોનું પ્રામાણિકપણે કોઈને ખંડન કરવું હોય તો વેદાદિ ગ્રંથોમાંથી પૂરાવા રજુ કરી, સ્વતંત્ર ગ્રંથ લખી ખુશીથી કરે. છાપાઓમાં ચર્ચા કરવાથી કશો લાભ નથી.

## ૮ પુષ્ટિમાર્ગ વેદાતીત છે એટલે શું ?

શ્રીકૃષ્ણ ઉદ્ધવને કહે છે કે આત્માના કલ્યાણ માટે મેં ત્રણ મુખ્ય માર્ગોનું નિરૂપણ કર્યું છે, તેનું કારણ પ્રકૃતિનું વૈચિત્ર્ય અને અધિકારભેદ છે. તે ત્રણ માર્ગો (૧) વેદવિહિત યજ્ઞાદિ કર્મમાર્ગ, (૨) જ્ઞાનમાર્ગ અને (૩) ભક્તિમાર્ગ છે.

ભક્તિના બે મુખ્ય ભેદ છેઃ (૧) પરા–મુખ્યા અને (૨) ગૌણી-તસાત્ત્વિકી, રાજસી અને તામસી ગૌણી છે, गौणी त्रिधा गुणभेदात् (ના. ભ–સૂત્ર ૫૬) નિર્ગુણા ભક્તિ એ પરા. ચારે ભક્તિનાં સ્વરૂપનું નિરૂપણ દેવહૂતિને ઉપદેશ આપતાં શ્રીકપિલે કર્યું છે, એ પ્રથમ કહી ગયા છીએ.

પરમ પ્રેમરૂપા, પરા, ફલરૂપા નિર્ગુણા–શુદ્ધ પુષ્ટિભક્તિનો માર્ગ વેદાતીત છે; એવો પુષ્ટિમાર્ગનો સિદ્ધાંત છે. એટલું જ નહિ પરંતુ તે જ સિદ્ધાંત ગીતાનો, ભાગવતનો, નારદ ભક્તિસૂત્રોનો અને બીજા હિંદુ ધર્મના અનેક પ્રાચીન ગ્રંથોનો છે.

અર્જુનને ઉપદેશ આપતાં ભગવાન્ કહે છે કે વેદોમાં સત્વ, રજ અને તમઃ ગુણોનું નિરૂપણ છે. પણ તારે ગુણાતીત થવું. ગુણાતીતનાં લક્ષણ બતાવી કહે છે કે આ કક્ષા મારી અનન્ય ભક્તિ કરવાથી પ્રાપ્ત થાય છે. દિવ્યચક્ષુ આપી, અલૌકિક વિશ્વરૂપનાં દર્શન કરાવ્યા પછી કહે છે કે આવાં રૂપનાં દર્શન વેદ, યજ્ઞ, તપ આદિ સાધનોથી થતાં નથી. તેના માટે તો અનન્ય ભકિત એજ સાધન છે. બ્રહ્મભૂતની કક્ષા પ્રાપ્ત કરનાર મારી પરાભક્તિને પામે છે. (ગીતા ૧૮–૧૪) વેદવ્યાસે વેદને સરળ કર્યા, મહાભારત રચ્યું, બીજાં અનેક ગ્રંથો રચ્યા, પણ તેમનું ચિત્ત અતૃપ્ત રહ્યું. એકાંતમાં એવા વિચાર સ્ફુર્યા કે-ભગવાનને અને ભગવાનના પરમ હંસ કોટિના ભક્તોને પ્રિય એવા ભાગવત ધર્મોનું નિરૂપણ શું મેં નહીં કર્યું હોય? (किं वा भागवता धर्माः × ×) એટલામાં નારદજી ત્યાં આવ્યા. તેમણે ભાગવત ધર્મોનું નિરૂપણ કરી ભગવાનનો યશ ગાવા અને ભગવાનનાં ચરિત્રોનું વર્ણન કરવાનો ઉપદેશ આપ્યો. ત્યારબાદ વેદવ્યાસે શ્રીભાગવતના છઠા સ્કંધમાં ભાગવત ધર્મોનું નિરૂપણ કર્યું છે. અને ત્યાં આ ધર્મને "પર" ધર્મ કહ્યો છે.

## ભાગવત ધર્મો

દ્વારકામાં વાસુદેવે નારદને એવી વિનંતિ કરી કે ભાગવત ધર્મોનું શ્રવણ કરવાનો મને અધિકાર હોય તો તે કહો. પૂર્વ ઋષભદેવના નવ પુત્રો અને રાજા ભરતના નાના ભાઈઓ જેઓ યોગેશ્વરની સંજ્ઞાથી વિખ્યાત છે, તેમણે રાજા નિમિને ભાગવત ધર્મોનો ઉપદેશ આપેલો, તેનું શ્રવણ નારદે વાસુદેવને કરાવ્યું.

ભાગવત ધર્મોનો માર્ગ એટલે ભક્તિમાર્ગ. તેનુ નિરૂપણ ગીતાના અનેક શ્લોકોમાં છે. નારદ ભક્તિ સૂત્રોમાં "પરમ પ્રેમરૂપા"

ભક્તિને જ ભક્તિ કહે છે; સામાન્ય ભક્તિને નહિં. તેનાં મુખ્ય લક્ષણો અનન્યત્વ, નિષ્કામત્વ, અકિંચનત્વ, નિર્ગુણત્વ છે. આવી ભક્તિનાં લક્ષણો અને તે પ્રાપ્ત કરવાનાં સાધનો પણ આ સૂત્રોમાં છે. મુખ્ય સાધન તો ભગવાનની કૃપા અને ઉત્તમ ભગવદીયોની કૃપા. આવા ભગવદીયોનો સંગ પણ ભગવાનની કૃપા થાય ત્યારે પ્રાપ્ત થાય છે. માટે આવા ભગવદીયોનો સંગ કરવા અને દુઃસંગનો ત્યાગ કરવા ઉપર નારદ ભાર મૂકે છે. ભક્તિમાર્ગમાં સત્સંગને જ મુખ્ય સાધન માનવામાં આવ્યું છે.

નારદસૂત્રોમાં એવો પણ ઉપદેશ છે કે નિરોધ ફલરૂપા ભક્તિનું સ્વરૂપ છે, અને નિરોધનું સ્વરૂપ બતાવતાં કહે છે કે—निरोधस्तु लोक वेदव्यापारन्यासः ॥ ( ના. ભ. સૂત્ર ૮ )

## પુષ્ટિ માર્ગ અને માયા

માયા તરવાનો ઉપાય શો? તેના જવાબમાં નારદ કહે છે કે– જે વેદોનો પણ પરિત્યાગ કરે છે, અને અવિચ્છિન્ન પ્રેમ પ્રાપ્ત કરે છે તે માયાને તરે છે અને લોકોને પણ તારે છે. (ના. ભ. સૂત્ર ૪૯–૫૦)

જીવાત્મા અને પરમાત્મા વચ્ચે માયા રૂપી પડદો છે. તેથી જીવાત્માને પરમાત્માનું દર્શન થતું નથી. કર્મમાર્ગથી કે જ્ઞાનમાર્ગથી માયા તરી શકાય એવો ગીતાદિ ગ્રંથોમાં ઉપદેશ નથી, પરંતુ માયા તરવામાં અનન્ય શરણુ રામબાણુ ઉપાય છે, એવો ઉપદેશ છે. ( ગીતા ૭–૧૪ ).

બ્રહ્મા નારદને એવો ઉપદેશ આપે છે કે–" અનંત ભગવાન્ જેના ઉપર દયા કરે છે અને જે પુરુષો નિષ્કપટ ભાવે સર્વથા એ ભગવાનના ચરણુનો આશ્રય કરે છે, તેઓ ભગવાનની એ દુસ્તર

માયાને તરી જાય છે, ते दुस्तरां अतितरन्ति च देवमायां " ( ભાગવત ૨–૭–૪૩ ).

ઉપનિષદો પણ એવો ઉપદેશ કરે છે કે—શ્રી વિષ્ણુ ભગવાનની માયા ઘણી મોહકરી છે, પણ ભગવાનનાં ચરણકમળના ધ્યાનથી તે સહેલાઈથી તરી શકાય છે. तस्य पादाम्बुजध्यानात् दुस्तरा सुतरा भवेत्। ( ઉપનિષદ્ પૃષ્ઠ ૪૬૭). " મહાવિષ્ણુ મહામાયા ક્રીડાશરીરરૂપિણી છે. બ્રહ્માદિને પણ તે અગોચર છે. જેઓ વિષ્ણુને ભજે છે તેઓ મહા માયાને તરી જાય છે, બીજાઓ વિવિધ ઉપાયથી પણ માયાને તરી શકતા નથી." ( ઉપ. ૪૮૧ ).

રાજા નિમિએ યોગેશ્વરોને સાત પ્રશ્નો પૂછ્યા હતા. તેમાંના બે એ હતા કે—માયાનું સ્વરૂપ કહો, અને માયા શી રીતે તરી શકાય ? તેનો જવાબ યોગેશ્વરોએ આપ્યો કે ભક્તિથી માયાને તરી શકાય. ( ભા. ૧૧–૩ )

અનન્ય ભક્તિયુક્ત બ્રહ્મજ્ઞાનની જ ભગવાને પ્રશંસા કરી છે. જ્ઞાનનાં ૨૦ લક્ષણો બતાવ્યાં છે, તેમાંનું અનન્ય યોગવડે મારી અ-વ્યભિચારિણી ભક્તિ કરવી, એ એક છે. ભક્તિયુક્ત જ્ઞાન ન હોય " अच्युतभाववर्जितम् " તે શોભતું નથી. અનન્ય ભક્ત જ્ઞાનીની શ્રી વલ્લભાધીશે પણ શાસ્ત્રાર્થ પ્રકરણમાં પ્રશંસા કરી છે.

## (૯) હૃદયની શુદ્ધિ એવો સાંપ્રદાયિક ઉપદેશ

**સર્વભાવથી** શ્રીકૃષ્ણ ભજનીય છે. **સર્વાત્મભાવથી પ્રભુને** હૃદયમાં પધરાવવા. તાદશ કોટિના ભગવદીય સાથે હરિસ્થાનમાં રહેવું. પરંતુ હૃદય દૂષિત ન થાય તેની સંભાળ રાખવી. હૃદય શુદ્ધ હોય તો જ તેમાં પ્રભુ બિરાજે.

કામ, ક્રોધ, લોભ, સંસારાસક્ત, કઠોરતા, અસંતોષ, વિષયનું

ધ્યાન, મદ, કૃશતા—આ હૃદયના દોષો છે. આવા દોષયુક્ત હૃદયમાં પ્રભુ બીરાજે નહિ. (શિક્ષાપત્ર ૩૨-૧ થી ૫).

દીનતા, શુદ્ધિ, પ્રપંચનો અભાવ, કામનો અભાવ, ભગવદ્ગુણ ગાનપરાયણતા, વૈરાગ્ય, ભગવદ્ધર્મપરાયણતા વગેરે શુદ્ધ હૃદયનાંજ લક્ષણો છે. તેમાંજ પ્રભુ બીરાજે છે. (શિક્ષાપત્ર ૩૨-૬ થી ૧૦).

## આંતર ચોર અને બાહ્ય ચોર અને વંચકો

કામ, ક્રોધ, લોભ વગેરે દુર્ગુણો આંતર ચોર છે. તે હૃદયમાં ઘુસી ન જાય તેના માટે ખાસ સંભાળ રાખવી. પ્રભુમાં ભાવની શિથિલતા કરે. એવાં સગાંસંબંધીઓને બાહ્ય ચોર માનવા. વૈષ્ણવો માં પણ અનેક વંચક કોટિના હોય છે. તેઓની સ્થિતિ પારાધી જેવી છે, આવાનો સંગ કદી કરવો નહિં. (દુઃસંગવિજ્ઞાન પ્રકાર).

તમામ દોષોમાં કામ મુખ્ય દોષ છે. આ દુર્ગુણથી અનેક વ્ય ક્તિઓનું અધઃપતન થયું છે. કામ હોય તો પ્રભુમાં ચિત્ત રહે નહિ. માટે આ દોષ સર્વથા ત્યાજ્ય છે. ( કામાખ્ય દોષ વિવરણ ). વિષય ત્યાગ એ પુષ્ટિમાર્ગનાં લક્ષણોમાંનું એક છે. વિષયાસક્તનો પ્રભુમાં શુદ્ધ, અનન્ય ને નિષ્કામ પ્રેમ હોયજ નહિ.

ઇન્દ્રિયો દૈવી અને આસુરી હોય છે. નિષિદ્ધ કર્મમાં પ્રવૃત્ત રહે તે આસુરી. હૃદય શુદ્ધ થાય એવા કર્મમાં પ્રવૃત્ત થાય તે દૈવી. દૈવી ઇન્દ્રિયોથી જ પ્રભુની ભક્તિ થઇ શકે. મન પણ દૈવી અને આસુરી છે. દુષ્ટ વિચારો સ્ફુરે તે આસુરી. દૈવી વિચારો સ્ફુરે તે દૈવી. દૈવી મનથીજ પ્રભુની ભક્તિ થાય. अशुद्धमनसः अशुद्धमेव फलं भवति અશુદ્ધ મનવાળાને અશુદ્ધજ ફલ મળે છે. ( સુબોધિની ). લૌકિકમાં નિષ્ઠા અને ભગવાનમાં નિષ્ઠા એ બંને પરસ્પર વિરુદ્ધ છે. ( સુબો- ધિની ). અપાખંડી હોય તેનેજ નિયત ફલ મળે છે. શુદ્ધ અંતઃ-

કરણ થાય ત્યારે જ સર્વત્ર અધિકારી થાય છે. ત્યારબાદ સર્વ વસ્તુ સુલભ થાય છે. ( સુબોધિની ) જ્યારે અંતઃકરણ સર્વદોષરહિત થાય છે ત્યારેજ તે પુરુષ નીરોગી કહેવાય છે, અને તેવો નીરોગી પુરૂષ સદાનંદ ભગવાનનો ત્યાગ કરતો નથી ( સુબોધિની ).

જેનું હૃદય નીરોગી તેજ ભગવાનનો ખરો ગ્રાહક છે. वैराग्यं परीतोषं च सर्वथा न परित्यजेत् । स्वधर्माचरगं शक्त्या विधर्माच्च निवर्तनम् ॥ इन्द्रियाश्वविनिग्राहः ॥ × × × ॥ વૈરાગ્ય અને સંતોષનો કદી ત્યાગ કરવો નહીં. સ્વધર્મનું આચરણ શકિત પ્રમાણે કરવું અને વિધર્મનો ત્યાગ કરવો. ઇન્દ્રિયો રૂપી ઘોડાને કાબૂમાં રાખવા. (ત. દી. નિ. ભકિત પ્રકરણ).

જે સંપ્રદાયમાં આવો ઉચ્ચ ઉપદેશ છે તેના અમો અનુયાયીઓ છીએ. અમુક નિન્દકો તેને (સંપ્રદાયને) ગંદો કહે તેથી સંપ્રદાયનો ત્યાગ કરી, આવા નિન્દકને અમારા ઉપદેશક કે ગુરુ માનવાના નથી. રાજકોટ ૯–૧–૪૩.



# વૈષ્ણવ ધર્મની કેટલીક રહસ્યમય વાતો

ભીમ અગીઆરશ તા. ૧-૬-૩૬ને રોજ શ્રી બાલકૃષ્ણ લાલજીની હવેલીમાં શ્રીમાન્ રણછોડદાસ પટવારીએ આપેલા ભાષણનો સાર:

એકાદશીના માહાત્મ્યમાં ઉપવાસ કરવાની સાથે ઇન્દ્રિયો અને મનના નિગ્રહ ઉપર ભાર મુકાયલો છે. એકાદશીનો અર્થ દશ ઇન્દ્રિયોનો અને અગીયારમા મનનો નિગ્રહ કરવો ને ઇન્દ્રિયોને સંયમ રૂપી અગ્નિમાં હોમવી. તે મોટામાં મોટો યજ્ઞ છે. હજારો રૂપિયા ખર્ચી બીજા યજ્ઞો કરો, પરંતુ આ યજ્ઞ ન થાય તો જીવનું કલ્યાણ થઈ શકે નહીં પરંતુ તે યજ્ઞ કરવાની ફરજ મનુષ્ય માત્રની છે.

શરણ ઉપદેશ અને આત્મનિવેદનનો ઉપદેશ આપણે સૌએ લીધો છે. ગ્રંથોનો અને ઉચ્ચ કોટિના વૈષ્ણવોનો સત્સંગ કરી, આ બંને ઉપદેશનું અનુસંધાન રાખવું તેજ આપણો ધર્મ છે અને તેજ ધર્મ હોઇ શકે. ગીતામાં ભગવાને એવો ઉપદેશ આપ્યો છે કે, 'ગૌણ ધર્મોનો ત્યાગ કરી, શરણધર્મનું તારે સેવન કરવું." શરણ કહો, કે આશ્રય કહો, ભગવાનનો દૃઢ આશ્રય રાખવાથી જીવનું કલ્યાણ થાય છે. રોજના ૨૪ કલાકમાં ગમે તેવી પ્રવૃત્તિ હોય તેમ છતાં બે કલાક કે એક કલાક પ્રભુના અર્થે કાઢી શકાય છે. એકાગ્ર ચિત્તથી અને શુદ્ધ ભાવથી પ્રભુના ચરણમાં મસ્તક નમાવી, અષ્ટાક્ષર મંત્રની શ્રીકૃષ્ણ:શરણંમમ પાંચ માળાઓનો જપ કરીએ, તો પણ તેથી કેટલો લાભ થાય છે તેનો અનુભવ તે પ્રમાણે કરવાની આપને સૌને થશે.

આપણે સૌ આ સંસારમાં મુસાફર છીએ, અને વહેલાં મોડું સ્મશાને જવાનું છે, તેનું સ્મરણ રાખીએ તો વૈરાગ્ય રહે. વૈરાગ્યનું

સેવન કરવાનો આપણા સાંપ્રદાયિક ગ્રંથોમાં પુનઃ પુનઃ ઉપદેશ આપવામાં આવ્યો છે.

ચિત્તનો એવો ધર્મ છે કે એકી વખતે તે ભગવાનમાં અને લૌકિકમાં ન જ રહે. ભગવાનમાં ચિત્ત લાગતું જાય તેમ તેમ લૌકિક આસકિત ઓછી થતી જાય છે. પ્રભુમાં ચિત્ત પગેવાવું તે **માનસી સેવા** છે, અને તે ઉત્તમ છે. તનુજા અને વિત્તજા સેવા તે માનસી સેવા પ્રાપ્ત કરવાનાં સાધન છે. ભાગવત ધર્મોનો તનુજા સેવામાં સમાવેશ થાય છે.

નેત્રનો ઉપયોગ પ્રભુનાં દર્શન માટે, કાનનો પ્રભુના ગુણાનુવાદના શ્રવણ માટે, અને મુખનો પ્રભુનાં કીર્તન કરવા માટે થવો જોઈએ. પ્રાણ પણ પ્રભુને અર્પણ કરવાના છે, એટલે કે દરેક શ્વાસે ભગવાનના નામનું રટણ કરવાનું છે. આ પ્રમાણે કરવાથી ગાઢ નિદ્રામાં પણ ભગવાનનું સ્મરણ રહેશે. સત્ય સંકલ્પવાળા ભગવાનની કૃપા થશે ત્યારે જીવને તે પોતાનો માનશે. ભગવાન અંગીકાર કરે અને દર્શન આપે, એજ ભકતનો મનોરથ હોવો જોઈએ.

ભગવાન સર્વવ્યાપક છે, મૂર્તિમાં પણ છે. મૂર્તિ ભગવાનનું આધિભૌતિક રૂપ છે. આધિદૈવિક સ્વરૂપે મૂર્તિ ભગવન્મય છે. ગંગાજીના જલનો પ્રવાહ આધિભૌતિક છે, પણ આધિદૈવિકરૂપે તે દેવી છે. ભગીરથને ગંગાજીએ દેવીરૂપે દર્શન આપ્યાં હતાં, અને ભૂતલ ઉપર પધારી, ભગીરથના મનોરથો પૂર્ણ કર્યા હતા.

પૂજા–ઉપાસના, અને સેવામાં ઘણો ફેર છે. પૂજા અને ઉપાસના રુપ કર્મને આધીન ભગવાનની વિભૂતિઓ છે. ભગવાન તો અનન્ય અને નિષ્કામભકિતથીજ પ્રસન્ન થાય છે. આ સિદ્ધાન્તનું નિરુપણ શ્રીગુસાંઇજીએ " ભકિતહંસ " નામના ગ્રંથમાં સારી રીતે કરેલું છે.

આપણા સંપ્રદાયમાં ચોરાસી બેઠકો, ચોરાસી વૈષ્ણવો તથા નિજ વાર્તા અને ઘ્રુ વાર્તાના ગ્રન્થો છે. આ ગ્રન્થોમાં ઉચ્ચ સિદ્ધાંતોનું પ્રતિપાદન કરેલ છે. તે વખતમાં પણ આપણા સંપ્રદાયના અનુયાયીઓ ઘણા હતા, પરંતુ ઉચ્ચ કોટિના વૈષ્ણવોનાંજ ચરિત્રો લખાયાં છે.

પ્રસંગો (૧) એક વખત શ્રી વલ્લભાધીશ શ્રીકૃષ્ણ ચૈતન્યને મળ્યા, ત્યારે શ્રી વલ્લભાચાર્યજીએ કહ્યું કે અમારો સિદ્ધાંત એવો છે કે રાઈનો દાણો ઢોરના શીંગડાં ઉપર રહે તેટલો વખત પણ ભગવાનનું વિસ્મરણ થાય તો આસુરાવેશ આવે.

(૨) એક વખત શ્રી વલ્લભાધીશ પરિક્રમામાં હતા. તે વખતે એક મરેલા અજગરને કીડીઓ ફોલી ખાતી જોવામાં આવી. સાથેના વૈષ્ણવોએ પૂછયું કે આ અજગર પૂર્વ જન્મમાં કોણ હશે! આચાર્યજીએ જવાબ આપ્યો કે, તે મહંત અથવા મહારાજ હતો, અને કીડીઓ તે સેવકો છે. તેણે અનેક સેવકો કર્યા. તેઓ પાસેથી ઘણું દ્રવ્ય લીધું પણ ગુરુ તરીકેની ફરજ અદા કરી નહીં, અને પ્રાપ્ત કરેલ દ્રવ્યનો ઉપયોગ વિષય સુખમાં કર્યો. તેથી તેનો અવતાર અજગરનો થયો છે.

શ્રીવલ્લભાધીશ જે કાંઈ દ્રવ્ય વૈષ્ણવો પાસેથી મેળવતા તેનો વિનિયોગ પ્રભુ અર્થે જ કરતા.

ભક્તિનો પ્રચાર થાય તે હેતુથી શ્રીવલ્લભાધીશે ગૃહસ્થાશ્રમ ભોગવ્યો હતો. પોતાની પાસેના વૈષ્ણવોને આચાર્યજીએ આજ્ઞા કરી હતી કે ગામમાં સામગ્રી લેવા જાઓ ત્યારે તે કોઈની પાસેથી માગવી નહીં, અને હું આવ્યો છું એમ કોઈને કહેવું પણ નહીં.

(૩) અડેલમાં એક વખત બજારમાંથી સામગ્રી મંગાવવાનું સાધન નહોતું. ભંડારી ઠાકોરજીને અર્પણ થએલ સોનાની વાટકી ગીરો મૂકીને સામગ્રી લઈ આવ્યો. શ્રીવલ્લભાધીશે અને તેમના

કુટુંબના કોઈ માણસે પ્રસાદ ન લીધો. સાંજે એક વૈષ્ણવ તરફથી ૩૦ મહોર ભેટમાં આવી. ગીરો મૂકેલ વાટકો છોડાવો. બીજી સામગ્રી મંગાવી, અને ભોગ ધરીને આચાર્યજીએ પ્રસાદ લીધો. વૈષ્ણવોએ પ્રશ્ન કર્યો કે, સવારમાં આપે ભોજન કેમ ન લીધું ? જવાબ આપ્યો કે, ઠાકોરજીને અર્પણ થયેલ વાટકો ગીરો મૂકો સામગ્રી મંગાવી હતી. આવી સામગ્રીથી અમારૂં પોષણ કરવાનું ન હોય.

(૪) શ્રી વલ્લભાધીશે ગોપીનાથને એક વખત હસતાં હસતાં કહ્યું કે શ્રી ઠાકોરજીનાં આભૂષણો તથા સોનાનાં પાત્રો જોઈ એવો વિચાર તો નથી આવતો ને કે તે બધાં આપણી માલીકોનાં હોય તો કેવું સારૂં ? ગોપીનાથે જવાબ આપ્યો કે આપના વંશમાં પ્રકટ થયો હોય તેની તો એવી બુદ્ધિ કદી થાય જ નહીં. પ્રભુની સેવા કરવી, એજ મારી ઇચ્છા છે.

(૫) વિજયનગરના રાજાએ ઘણી સોનામહોરો કનકાભિષેકને અંગે શ્રી વલ્લભાધીશને ધરી. તેમાંથી ફક્ત સાત રાખી, તેનાં નુપુર કરાવી શ્રીઠાકોરજીને અર્પણ કર્યાં, બાકીની મહોરો બ્રાહ્મણોને વહેંચી આપી.

(૬) શ્રી વલ્લભાધીશ સીવેલાં લુગડાં પહેરતા નહીં. તેમનું જીવન ઘણું સાદું અને પવિત્ર હતું.

પગે ચાલી, જે સમયમાં મુસલમાની રાજ્ય હતું તે વખતે હિંદુસ્તાન જેવા મોટા દેશમાં પરિક્રમા કરી, કોઈ સ્થળે ૩ દિવસ, કોઈ સ્થળે સાત દિવસ, કયાંય મહિનો, કયાંય ૭ મહિના રહી, શ્રી ભાગવતની સપ્તાહ કરી હતી. પ્રભુની સેવા કરવાની સાથે અનેક જિજ્ઞાસુઓને ઉપદેશ આપી, સંખ્યાબંધ ગ્રન્થો રચ્યા હતા.

## સંપ્રદાયમાં આઠ સખાઓ

સુપ્રસિદ્ધ છે તેમના જીવનના અભ્યાસથી જરૂર આપણને લાભ થાય અને પુષ્ટિભક્તિ માર્ગનું રહસ્ય સમજાય.

(૧) **સુરદાસ** અકબરને મળ્યા ત્યારે બાદશાહનો યશ ન ગાયો, પરંતુ ભગવાનનો યશ ગાયો, તેથી બાદશાહ ઘણા પ્રસન્ન થયા. બાદશાહે સુરદાસને કહ્યું કે કાંઈક માગો. સુરદાસે જવાબ આપ્યો કે મારે કાંઈ ન જોઈએ. ફક્ત એટલું જ માગું છું કે આપના રાજ્યમાં અમને તથા અમારા ઠાકોરજીને કશો ઉપદ્રવ ન થાય.

(૨) **પરમાનંદદાસને** ત્યાં વૈષ્ણવો આવ્યા. ન્યોચ્છાવર કરવાનું કશું સાધન નહોતું. પરમાનંદદાસે સુંદર પદ રચી, ન્યોચ્છાવર કર્યો.

(૩) **કુંભનદાસ** ખેતી કરી નિર્વાહ ચલાવતા; અકિંચન હતા. સીક્રીના રાજાએ તેની પ્રશંસા સાંભળી, મ્યાનો અને ઘોડાઓ માણસો સાથે મોકલ્યાં. કુંભનદાસે કહ્યું કે મારે રાજા પાસે આવવાનું શું પ્રયોજન છે ? માણસોએ કહ્યું કે નહીં આવો તો રાજા અમારા ઉપર નારાજ થશે. કુંભનદાસ પગે ચાલીને રાજા પાસે ગયા. રાજાને અપેક્ષા હતી કે કુંભનદાસ મારી પ્રશંસા કરશે, પરંતુ કુંભનદાસે તો નીચેનું પદ ગાયું.

પદઃ-ભક્તનકો કયા સીકરી કામ,
આવત જાત પનૈયા ટુટી,
બીસરી ગયો હરિ—નામ. ૧

જાકો મુખ દેખે દુઃખ લાગત
તાકો કરનો પડયો પ્રણામ.
કુંભનદાસ લાલ ગિરધર બિનુ.
યહ સબ જૂઠો ધામ. ૨

રાજા નારાજ થવાને બદલે પ્રસન્ન થયા.

એક વખત માનસિંહ દિગ્વિજય કરી, ગિરિરાજ આવ્યા. દર્શન કરી કુંભનદાસ પાસે ગયા. તેમને ત્યાં તિલક કરવા માટે કાચ પણ

નહોતો. માનસિંહે સોનાની આરસી આપવા માંડી. કુંભનદાસે જવાબ આપ્યો કે મારે ન જોઇએ. માનસિંહે સોનાની મહોરો ધરી, તે પણ ન લીધી, અને કહ્યું કે મારે ખેતીનું ધાન આવે છે, તે મારા માટે પૂરતું છે. માનસિંહે કહ્યું કે કાંઈ તો માગો. ત્યારે જવાબ આપ્યો કે કૃપા કરી, આપ ફરી મારે ત્યાં પધારશો નહીં, એટલું માગું છું.

(૪) **ગોવિંદ સ્વામી** માતુશ્રી યમુનાનો ચરણથી સ્પર્શ કરતા નહીં. તેમણે એક વખત અકબર બાદશાહ પાસે ભૈરવ રાગ ગાયો. બાદશાહે રાગની તારીફ કરી. સ્વામીએ કહ્યું કે તમે મ્લેચ્છ છો; તમે ભૈરવ રાગની તારીફ કરી. તેથી તે રાગ છીવાઈ ગયો. તે દિવસથી તેમણે ભૈરવ રાગ ગાયો નહીં.

(૫) **ચ્યત્ત સ્વામી** પણ અકિંચન હતા. સ્થિતિ ગરીબ હતી. પણ તે કહેતા કે દ્રવ્ય માટે મેં વૈષ્ણવ ધર્મ સ્વીકાર્યો નથી.

(૬) **નંદદાસજી** ગોસ્વામી તુલસીદાસજીના ભાઇ હતા. તુલસીદાસ શ્રી રામચંદ્રજીના અનન્યભક્ત હતા. એક વખત શ્રીજીનાં દર્શન કરવા ગયા. નમન ન કર્યું. નંદદાસજીએ શ્રીનાથજીને રામચંદ્રજીનું સ્વરૂપ ધરવા વિનંતિ કરી તે વખતે તેમણે ગાયું કે—

આજકી શોભા કયા કહું, ભલે બીરાજો નાથ;
તુલસી મસ્તક તબ નમે ધનુષ બાણ ધરો હાથ.

શ્રીનાથજીએ શ્રી રામચંદ્રજીનું સ્વરૂપ ધારણ કર્યું, એટલે તુલસીદાસજીએ નમન કર્યું.

(૭) **દામોદરદાસ હરસાણી** શ્રી વલ્લભાધીશના કૃપાપાત્ર અનન્ય ભક્ત હતા. તેમણે શ્રી ગુંસાઈજીને કહ્યું કે—"આ માર્ગ ખેલવાનો નથી, વિરહ ભાવનો છે." આથી શ્રી ગુંસાઈજી પ્રસન્ન થયા. તેઓ વૈષ્ણવને પોતાને દંડવત્ પણ કરવા દેતા નહીં.

(૮) **પદ્મનાભદાસ** ભાગવત વાંચી નિર્વાહ કરતા. આચાર્ય-શ્રીએ કહ્યું. કે—'ઉદરપોષણ માટે ભાગવત વાંચવાનું હોય નહીં'. ત્યારબાદ કોડીઓ વેચીને, લાકડાં લાવી તેઓ નિર્વાહ કરતા. તદ્દન ગરીબ હોવાથી ઠાકોરજીને છોલાં ધરતા, અને ઠાકોરજી આરોગતા, કારણ ભગવાન તો પ્રેમના જ ભૂખ્યા છે.

(૯) **પદ્મા રાવલ** વિદ્વાન હતા, પણ દ્રવ્ય નહોતું. ઘી ચોપડયા વિના પ્રભુને રોટલીઓ ધરાવતા. આવા અનેક વૈષ્ણવો ગરીબ છતાં પ્રભુની સેવા ભાવથી કરતા અને તેમની સેવાનો પ્રભુ અંગીકાર પણ કરતા હતા.

(૧૦) એક વખત એક કણબી વૈષ્ણવની ઇચ્છા વૈષ્ણવોને સખડી પીરસવાની થઇ. શ્રીગુંસાઇજીએ કહ્યું કે–' તે તો જગદીશમાં જ બને; બીજે સ્થળે તો વર્ણ–ધર્મનું પાલન થવું જ જોઇએ.'

(૧૧) **ચાચા હરિવંશજી** ક્ષત્રિય હતા. શ્રીગુંસાઇજીએ વૈષ્ણવોને શરણ મંત્ર આપવાની તેમને આજ્ઞા કરી હતી. તેઓ ભીલોના પ્રદેશમાં વર્ષો સુધી ફર્યા, અને ઉપદેશ આપી અનેક ભીલોને અભક્ષ્યનો તથા દારુનો ત્યાગ કરાવ્યો હતો.

(૧૨) અમુક વૈષ્ણવો લાખો રૂપીઆ શ્રીગુંસાઇજીને ધરવા આવ્યા, શ્રી. ગુંસાઇજીએ કહ્યું કે, "તમારૂં દ્રવ્ય આસુરી છે, તેથી મારે તે ન જોઇએ. પ્રભુ તે દ્રવ્યનો અંગીકાર ન કરે." **કન્યા-વિક્રયના** નિષેધ ઉપર પણ અનેક વખત શ્રી ગુંસાઇજીએ ભાર મુકયો છે.

(૧૩) શ્રી ઠાકોરજી મસ્તક ઉપર મયૂરપિચ્છ ધારણ કરે છે, **તેનું રહસ્ય** શ્રીગુંસાઇજીએ સમજાવ્યું છે કે—

"મોર વિષયરહિત છે; તે દષ્ટિથી રસનું દાન કરે છે. તેના નેત્રમાંથી અશ્રુ પડે તે ઢેલ મુખમાં ઝીલી લે છે, અને તેથી તેની

કામનાઓ તૃપ્ત થાય છે. મોર વિષયરહિત હોવાથી ઠાકોરજીને બહુ પ્રિય છે તે પ્રમાણે ઠાકોરજી પણ જીવનો કામ દષ્ટિ દ્વારા દૂર કરે છે.”

(૧૪) ફુલઘરનાં ફુલોનું રહસ્ય સમજાવતાં શ્રીગુંસાઇજી કહે છે કે પુષ્પ એ વ્રજભક્તનું ચિત્ત છે અને ચિત્ત શ્રી ઠાકોરજીના અંગનો સ્પર્શ કરે છે. સોયથી સૂચન એવું થાય છે કે વ્રજભક્તોનું ચિત્ત ઠાકોરજીમાં પરોવાય છે.

(૧૪) એક વૈષ્ણવને મનોરથના પ્રસંગે હજારો વૈષ્ણવોને પ્રસાદ લેવડાવવાનો હતો. ગુંસાઇજીએ કહ્યું–“હજાર વૈષ્ણવોને બદલે ભગવાનમાં વ્યસન હોય એવા એક વૈષ્ણવને પ્રસાદ લેવડાવશો તો તેથી કલ્યાણ થશે.”

(૧૫) **ઉત્તમ વૈષ્ણવનાં લક્ષણો** કહેતાં શ્રી ગુંસાઇજી કહે છે કે: સૌ ઉપર દયા રાખે, ક્રોધ કરે નહિ, સત્ય બોલે, ચિત્ત પ્રભુમાં જ રાખે, સૌના ઉપર ઉપકાર કરે, ઇંદ્રિયો ઉપર સંયમ રાખે, પ્રમાણિકપણે દ્રવ્ય પેદા કરી, પ્રભુને સમર્પે, નિરભિમાની રહે, અને પોતાના સ્વરુપનું ચિંતવન કરે, આનું નામ તે ઉત્તમ ભગવદીય વૈષ્ણવ.

આવા તો અનેક સિદ્ધાંતો વાર્તાના ગ્રન્થોમાં છે. અવકાશના વખતમાં સાંપ્રદાયિક ગ્રન્થો રોજ વાંચશો તો પુષ્ટિમાર્ગના ઉચ્ચ સિદ્ધાંતો જાણી શકશો, અને હાલના વાતાવરણનો ચેપ નહીં લાગે, સ્વધર્મથી વિમુખ નહિ થાઓ. જો એમ લાગવા દેશો તો સ્વધર્મથી વંચિત થશો. અને પરધર્મમાંજ આસ્થાવાળા થશો; અને તમે નહીં તો પુત્રો તે ધર્મનો સ્વીકાર કરવા પ્રવૃત થશો.

રાજકોટ, તા. ૬–૬–૩૬

# " નિરોગી હૃદય " નું મહત્ત્વ.

## રાજકોટમાં રા. રણછોડલાલ પટવારીનું વિદ્વતાભર્યું ભાષણ.

[શ્રી વલ્લભાચાર્યજીના પ્રાકટ્યોત્સવ પ્રસંગે શ્રીમાન્ રણછોડદાસ વૃંદાવનદાસ પટવારી બી. એ. એલએલ. બી. એ રાજકોટમાં શ્રી બાલાકૃષ્ણલાલજીની હવેલીમાં " નીરોગી હૃદય " ઉપર નીચે પ્રમાણે ભાષણ આપ્યું હતું.]

### પ્રજાના સુખનો આધાર.

પ્રજાના ખરા સુખનો આધાર નીરોગી શરીર અને નીરોગી હૃદય ઉપર રહેલો છે. શરીર તંદુરસ્ત હોય પરંતુ હૃદય રોગી હોય તો તેવા મનુષ્યથી સમાજને ત્રાસ થાય. શરીર રોગી હોય પણ જો હૃદય નીરોગી હોય તો તેવા માણસથી સમાજને કશો ત્રાસ થતો નથી. રાજાનું શરીર તંદુરસ્ત હોય પણ હૃદય રોગી હોય તો તેનાથી પ્રજાને અનેક પ્રકારના ત્રાસો થાય. રાવણનું શરીર હૃષ્ટ પુષ્ટ હતું પરંતુ તેનું હૃદય રોગી હોવાથી, એટલે કે, કામરૂપી રોગ તેના હૃદયમાં હોવાથી તેણે સીતાનું હરણ કરવા રૂપી અઘોર પાપ કર્યું. વેન રાજાનું શરીર હૃષ્ટપુષ્ટ હતું. બાલ્યાવસ્થાથી તે સડેલો હતો. તેના દુરાચારથી તેના પિતાને કંટાળો આવતાં, તે રાજ્ય છોડી વનમાં ચાલ્યા ગયા. રાજા તો જોઇએ. ન હોય તો પ્રજાના જાનમાલનું રક્ષણ ન થાય. વેનને ગાદી ઉપર બેસાડવો કે કેમ તે પ્રશ્ન બ્રહ્મર્ષિઓ, મંત્રીઓ, અને વૃદ્ધ પુરુષોમાં ચર્ચાયો. મંત્રીઓએ કહયું કે નાનપણથીજ તેનું જીવન સડેલું છે. તેને ગાદી ઉપર બેસાડવાથી પ્રજાને અનેક પ્રકારનો ત્રાસ થશે. બ્રહ્મર્ષિઓએ કહ્યું કે ગાદી ઉપર બેસવાનો વેનનો હક છે. ગાદીનશીન થયા પછી પોતાની જવાબદારી

સમજશે અને સુધરશે. ગાદી ઉપર બેસાડવામાં આવ્યો. પરિણામ એ આવ્યું કે સત્તાથી મદાન્ધ થયો. રોગી હૃદય તેનું વધારે રોગી થયું. પ્રજાને અનેક પ્રકારનો ત્રાસ થવા માંડયો. બ્રહ્મર્ષિઓ અને વૃદ્ધ-પુરુષોનું તેની પાસે ડેપ્યુટેશન ગયું. રાજાના કર્તવ્ય સબંધી યોગ્ય શબ્દોમાં સૂચના કરી. તેને જવાબ આપ્યો કે 'ભગવાન્ તો હુંજ છું, માટે મારૂં પૂજન કરો.' તે વખતના બ્રહ્મર્ષિઓ પાસે એવી વિદ્યા હતી કે અમુક મંત્રોનો જપ કરવાની સાથે આ રાજાનું મૃત્યુ થાઓ એવો દૃઢ સંકલ્પ કરે તો મૃત્યુ થાયજ. તે પ્રમાણે કર્યું. રાજાનું મૃત્યુ થયું. કોઇ રાજા નહીં હોવાથી ચોરો અને લુટારાઓનો ત્રાસ વધ્યો. પ્રજાનું રક્ષણ કરે એવો રાજા આપવાની તે તે વખતના બ્રહ્મર્ષિઓ પોતાની ફરજ સમજતા હતા. વેનનું શબ ગંધાય નહીં તેવી રીતે રાખવામાં આવ્યું હતું. શબનું મંથન કર્યું અને એક ઠીંગણો પુરુષ ઉત્પન્ન થયો. પ્રજાનું ઉકાળે તેવો તે ન હતો. શબનું ફરીથી મંથન કર્યું અને એક સ્ત્રી અને એક પુરુષ ઉત્પન્ન ગયાં અને પૃથુને ગાદીએ બેસાડયો, ઉત્પન્ન થએલી સ્ત્રી સાથે, તેનાં લગ્ન થયાં.

## કંસ.

કંસ બલિષ્ઠ અને પરાક્રમી હતો. પણ હૃદય રોગી હતું યાદવોનું અને બીજાજનોને અનેક ત્રાસો થયા. ભગવાને આકાશવાણીથી તેને ચેતવ્યો હતો કે દેવકીજીના આઠમા ગર્ભથી તારૂં મૃત્યુ થશે. મંત્રીઓને બોલાવીને તેણે હુકમ કર્યો કે વ્રજમાં છેલ્લા થોડા દિવસમાં જેટલાં બાળકો જનમ્યાં હોય તે તમામને મારી નંખાવો. દુષ્ટ રાજાના મંત્રીઓ પણ દુષ્ટજ હોય. તેમણે કહ્યું કે "જેવો હુકમ" અને એમ પણ કહ્યું કે "બ્રાહ્મણ, વેદો, ગાય, તપ વગેરે વિષ્ણુ ભગવાનના અંગો છે તે તમામને નષ્ટ કરશું." પુરાણોમાં અને ઈતિહાસોમાં આવા અનેક દાખલાઓ છે, જ્યાં રાજાનું હૃદય રોગી ત્યાંપ્રજાને ત્રાસ

# નીરોગી હ્રદયનો રાજા

પુરાણો અને ઈતિહાસો જોતાં અને મનુષ્ય પ્રકૃતિનો વિચાર કરતાં, દરેક વિચારશીલ મનુષ્યને જણાશે કે જ્યારે નિરોગી હ્રદય-વાળો રાજા ગાદી ઉપર હોય ત્યારે પ્રજાને અનેક પ્રકારનું સુખ ઉત્પન્ન થાય. બ્રહ્માએ પોતાના અંગમાંથી ઉત્પન્ન કરેલા સ્વાયંભૂ મનુને એવી આજ્ઞા કરી કે 'તમારે ભગવાનની ભક્તિ કરવી અને પ્રજાનું સારી રીતે પાલન કરવું.' રાજાનો આ મુખ્ય ધર્મ છે. તેનું પાલન કરવાથી ભગવાન પ્રસન્ન થાય છે. મનુને અનેક વૈભવો હતા, પણ તેને તે તુચ્છ માનતો, કારણ હ્રદય નીરોગી હતું. વર્ષો સુધી પ્રજાનું પાલણ કર્યું અને પુત્રને ગાદી સોંપી વનમાં તપશ્ચર્યા કરવા ગયા.

સ્વાયંભૂ મનુના પુત્ર પ્રિયવ્રતે. મનુએ આજ્ઞા કરી કે 'રાજ્ય કરો અને પ્રજા સુજો.' પ્રિયવ્રત વિરક્ત હતો. રાજ્યના સુખની તેને જરા પણ અપેક્ષા ન હતી. રાજા વિના પ્રજાના જાનમાલનું રક્ષણ ન થાય. છેવટે બ્રહ્માજીને વચમાં પડવું પડ્યું. તેમણે પ્રિયવ્રતને એવો ઉપદેશ આપ્યો કે વનમાં જઈ પર્ણકુટી બાંધી રહેશો પરંતુ તે પર્ણ કુટીમાં કામ ક્રોધાદિક શત્રુઓને એટલે કે આવા હ્રદયના રોગોને રહેવા દેશો તો પર્ણકુટીમાં રહેવાથી શું ફળ છે. ? અને ગૃહસ્થાશ્રમમાં પણ ભગવાનમાં પ્રેમ રાખશો અને જીતેન્દ્રિય રહેશો તો ગૃહસ્થાશ્રમ થી શું નુકશાન થવાનું છે ? માટે ગૃહસ્થાશ્રમ રૂપી કીલ્લામાં રહી, કામ ક્રોધાદિક શત્રુઓને જીતી, ખુશીથી વનમાં જવું. આ પ્રિયવ્રત ગાદી ઉપર બેઠા. ગૃહસ્થાશ્રમ ભોગવ્યો અને પ્રજાનું સારી રીતે પાલન કર્યું.

રાજા ધ્રુવ, પૃથુ, ઋષભદેવજી, ભરત, પ્રચેતાઓ વગેરે સ્વાયંભૂ મનુના વંશના અને સૂર્ય તથા ચંદ્રવંશના નીરોગી હ્રદયવાળા રાજાઓના વખતમાં પ્રજાને અનેક પ્રકારનું સુખ હતું. રાજાનું હ્રદય શુદ્ધ હોય તો સ્વરાજ્ય એટલે પ્રજા-સત્તાક રાજ્યની અપેક્ષા શા

માટે રાખવી જોઈએ ? તેવીજ રીતે હિન્દનું રાજ્યતંત્ર ચલાવનારા સેક્રટરી ઓફ સ્ટેટ, વાઈસરોય, ગવર્નરો, કાઉન્સીલના મેમ્બરો વગેરે નાં હૃદય નીરોગી હોય તો પ્રજાને સુખ અને શાંતિ મળે, અને જો રોગી હોય તો અનેક પ્રકારના ત્રાસ થાય. પ્રજાસત્તાક રાજ્યો હોય ત્યાં પણ ડીક્ટેટર અને રાજ્યતંત્ર ચલાવનારાનાં હૃદય નીરોગી હોય તોજ પ્રજાને સુખ પ્રાપ્ત થાય. અમેરીકામાં સ્વરાજ્ય છે તે દેશની વસ્તી આશરે બાર લાખની છે. નવ માસમાં બે હજાર ને ચાલીશ ખુનો અને એક લાખને ત્રીસ હજા ચોરી વગેરે ગુન્હાઓ થાય છે એવી હકીકત તા. ૨૧-૨-૩૬ના ટાઈમ્સ ઓફ ઇંડીયામાં પ્રગટ થઈ છે.

## બ્રિટિશ હિંદ અને દેશી રાજ્યો.

પ્રજાના શરીરના રોગોનું નિદાન અને ચિકિત્સા કરવા માટે બ્રિટીશ-ઈંડીઆમાં અને સ્ટેટોમાં અનેક હોસ્પીટલો અને દવાખાનાં છે. ડાકટરો, વૈદ્યો અને હકીમો અનેક છે. આ સંસ્થાઓ નભાવવા કરોડો રૂપીઆનો ખર્ચ થાય છે. અને પ્રજાના જીવનમાં ફેરફાર થવાથી શહેરોમાં સેંકડે ૪૦ ટકા માણુસો દવા ઉપર જ જીવે છે. તેમાં પેટન્ટ દવાઓનો સમાવેશ થાય છે. ગામડાંઓમાં પણ દરદીઓની સંખ્યા વધતી જાય છે. એટલે કરોડોનો ખર્ચ કર્યા છતાં પ્રજાની શારીરિક સ્થિતિ તો આવી છે. રેંટીઆ ગયા, ઘંટીઓ ગઈ, ખાણીયો અને સાંબેલા ગયાં, વલોણાં ગયાં. સ્ત્રીઓ માટે કસરતનાં જે સાધનો હતાં તે ન રહ્યાં. વિલાયતની ઘટીઓના લોટથી દરદો થાય છે એ હકીકત નિર્વિવાદ છતાં ગામડાંઓમાં પણ આ લોટ વપરાય છે. ગોળનો ખોરાક ગયો. તેના બદલે ખાંડ ઘુસી ગઈ. ગલ પાપડીમાં શેર લોટે શેર ઘી અને શેર ગોળ આવે. ૩૦ વર્ષ પહેલાં ગલપાપડી જ વપરાતી. તેના બદલે હવે બુંદીના લાડવા અને મોહનથાર આવ્યા એક મણુ લોટમાં ૧૦ શેર હલકું ઘી અગર વેજીટેબલ ઘી અને ચાર ગણી ખાંડ વપરાય છે મોજશોખ વધ્યા. રેલ્વે અને

મોટરોમાં ફરવાનું થવાથી કમરો ભાંગી. હવે ઉંટ અને ઘોડા ઉપર એક દિવસમાં ૬૦-૫૦ કે ૩૦ માઇલની મુસાફરી થઈ શકે નહી. આ આપણી વાસ્તવિક સ્થિતિ છે.

હવે હૃદયના રોગો સંબંધી થોડું બોલીશ. બ્રીટીશ ઈન્ડીઆ અને દેશી રાજ્યો કરોડો રૂપીઆ ખર્ચે છે પરંતુ પ્રજાજનોના હૃદયના રોગો-દોષોનું નિદાન અને ચિકિત્સા કરવા કોઇ હોસ્પીટલ અગર ડોકટર હોવાનું સાંભળ્યું છે? રાજ્યતંત્ર ચલાવનારાઓને શુદ્ધ હૃદયની કીમત હોય તો તે જેવો સંતોષ આપી શકે તેવો બીજાઓ ન આપી શકે.

## ગીતાનો ઉપદેશ

પ્રજાના હૃદયના રોગોનું નિદાન અને તેની ચિકિત્સા કરનાર, મોક્ષ ધર્મનું પ્રતિપાદન કરનાર શાસ્ત્રો, સમ્પ્રદાયના આચાર્યો, સાધુનું જીવન ગાળનાર સાધુઓ, મહાત્માના લક્ષણવાળા મહાત્માઓ, અને ગૃહસ્થાશ્રમમાં પણ પવિત્ર જીવન ગાળનાર ગૃહસ્થાશ્રમીઓ છે. ભગવદ્ ગીતાનો ઉપદેશ હૃદયને નીરોગી બનાવવા માટે છે. ભગવાને ઉદ્ધવને આપેલો ઉપદેશ પણ તેજ છે. કપિલે દેવહૂતિને જ્ઞાન આપ્યું છે. બ્રહ્માએ નારદને આપ્યું છે. નારદે વેદવ્યાસને, પ્રાચિન બર્હિષ રાજાએ પ્રચેતાઓને, યુધિષ્ઠિરને, અને દ્વારકામાં વસુદેવને આપેલ છે. આ ઉપદેશમાં મોક્ષ ધર્મનું નિરૂપણ છે. તેવા ધર્મનું સેવન કરવાથી હૃદય નીરોગી એટલે શુદ્ધ થાય છે. નીરોગી હૃદયવાળા પુરુષો જ જગતનું ખરું દ્રવ્ય છે. શરીર નીરોગી રાખવાની જેટલી જરુર છે તેથી વિશેષ જરૂર હૃદયને નીરોગી રાખવાની છે.

શ્રીવલ્લભાધીશનું પ્રાગટ્ય મનુષ્યોના હૃદયના રોગોનું નિદાન કરી, તેની ચિકિત્સા કરવા માટે હતું. આ હેતુથી જ મુસલમાની રાજ્યના સમયમાં હિન્દુ ધર્મ ઉપર અનેક પ્રકારની મુશ્કેલીઓ છતાં,

શ્રીરામેશ્વરથી બદ્રીનારાયણ અને જગદીશથી દ્વારકા સુધી પગે ચાલી, પરિક્રમા કરી. અમુક સ્થળે એક દિવસ, ૭ અગર વધારે દિવસ રહી શ્રી ભાગવતનું પારાયણ કરી, હૃદય નીરોગી થાય એવો ઉપદેશ અનેક મનુષ્યોને આપી, અનેક ગ્રન્થો રચ્યા હતા. તેઓશ્રીના અનેક વંશજોએ પણ આ દિશામાં સમાજની અમૂલ્ય સેવા બજાવી છે. પરંતુ ખેદની વાત તો એ છે કે આજકાલ અંધશ્રદ્ધા રાખી જડવાદનું અનુકરણ કરવામાં આવે છે. શાસ્ત્રો જોઇતાં નથી. તેને તો દરીઆમાં પધરાવવાં છે. આવી પ્રવૃત્તિઓથી તો સમાજને નુકશાન જ થવાનું છે.

પુરાણોમાં યુગોના ધર્મોનું નિરૂપણ છે. આ કલિયુગ છે. અધર્મ કરવા મનુષ્યોની વૃત્તિઓ થાય છે પરંતુ સુજ્ઞ પુરુષો કલિને વધાવી લે છે; કારણ કે તેનો સ્વભાવ નહાર પશુના જેવો છે. તે ગાફલ ઉપર જ પ્રહાર કરે છે. આ યુગમાં પણ જો સાવધાન રહીએ, ભારત જેવી ઉત્તમ ભૂમિમાં પ્રાપ્ત થએલ મનુષ્યદેહની કીંમત આંકી મનુષ્યને છાજે તેવું જીવન ગાળવા દૃઢ સંકલ્પ કરીએ તો કોઇ પણ જડવાદી સ્વધર્મથી વિમુખ આપણને કરી શકે નહીં. શ્રી હરિરાયજી શિક્ષાપત્રમાં કહે છે કે પ્રેમ રૂપી અમૃતનું પાન કરનારને કલિકાલ પણ નુકશાન કરી શકતો નથી. શ્રીવલ્લભાધીશે પોતાના ગ્રન્થોમાં હૃદયની શુદ્ધતા ઉપર ઘણો ભાર મૂકયો છે અને શ્રીસુબોધિનીજીમાં એવો ઉલ્લેખ કર્યો છે કે જેનું હૃદય નીરોગી તેજ શ્રીભગવાનનો ગ્રાહક હોઇ શકે. રોગી હૃદયવાળા ભગવાનના ભક્ત હોવાનો દાવો કરતા હોય તો તેઓને પાખંડી માનવા. જ્યાં પાખંડ ત્યાંથી ભગવાન ઘણા દૂર.

## આસુરી સંપત્તિ.

દૈવી સંપત્તિનાં, જ્ઞાનનાં, પ્રિય ભક્તનાં, અને સ્થિતપ્રજ્ઞનાં જે લક્ષણો ગીતામાં બતાવ્યાં છે તે શુદ્ધ અગર નીરોગી હૃદયનાં લક્ષણો છે. જો આપણા રાજકર્તાઓ તથા દેશનેતાઓ તથા ધાર્મિક પુરુષો નિરોગી હૃદયના હોય તો દેશમાં અને સમાજમાં વ્યવસ્થા શાન્તિ અને સમૃદ્ધિ જરૂર ફેલાય. પ્રભુ સર્વેને નિરોગી હૃદયનાં કરો.

## ભગવાનનાં દર્શન કોને થાય છે ?

[ ઘાટકોપર, તા. ૩૦ મી–ઘાટકોપરના વૈષ્ણવોની એક જાહેર સભા શ્રીનવનીત પ્રભુની હવેલીમાં રાત્રીના ૯–૩૦ વાગે મંગળવારે મળી હતી. સભામાં વૈષ્ણવ ભાઇ બ્હેનોની મોટી સંખ્યા હાજર પણ હતી. ]

સ્તુતિના ત્રણ શ્લોકો બોલી અને શ્રોતાઓ પાસે બોલાવી, ભાષણ શરુ કર્યું તેનો સાર નીચે મુજબ છે.

આપણા સંપ્રદાયના અનેક ટીકાકારો ભૂતકાળમાં થઈ ગયા છે. હાલ પણ છે, અને ભવિષ્યમાં રહેવાના. સંપ્રદાયને હલકો પાડવા એમ કહેવામાં આવે છે કે આ સંપ્રદાયમાં તત્ત્વજ્ઞાન ઉપર બહોળું સાહિત્ય નથી. આવું કહેનારાઓને ખાલી નિંદા કરવી હોય તેથી સંપ્રદાયમાં તત્ત્વજ્ઞાન ઉપર સંસ્કૃતમાં લખેલા કેટલા ગ્રંથો છે તેની માહિતી મેળવવા, શા માટે પ્રયાસ કરે? અને માહિતી હોય અને સત્ય કહેવું હોય તો નિન્દા શી રીતે થાય?

સંપ્રદાયમાં અનેક ગ્રન્થો છે. તેમાંના કેટલાક એવા તો કઠિન છે કે અભિમાન રાખનારા ટીકાકારોની તેમાં ચાંચ ડૂબે તેમ નથી. શ્રીગોપેશ્વર રચિત 'રશ્મિજી' છપાએલી છે. તેના દર્શન કરવાનું પણ તેઓને ભાગ્યેજ ઉચિત લાગ્યું હોય.

સ્વધર્મ પરાયણ રહેવું હોય તો આવા નિંદકોના લેખો ભૂલેચૂકે વાંચી જવાય તોપણ સંપ્રદાયમાં શ્રદ્ધા રાખવી. સામા પક્ષના અનેક ગ્રંથો મેં વાંચ્યા છે અને વિચાર્યા છે. જેમ જેમ વાંચતો ગયો તેમ તેમ સંપ્રદાયના ઉચ્ચ સિદ્ધાંતો માટે મારો અભિપ્રાય દૃઢ થતો પણ ગયો.

ગૃહસ્થાશ્રમી રહેવાની સાથે રાજાઓ, ધનાઢ્યો, રંકો, બ્રાહ્મણ

ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર. તથા સ્ત્રીઓ જે માર્ગનું સેવન કરવાથી જન્મ મરણના ફેરામાંથી મુક્ત થાય તેજ માર્ગ શુદ્ધ પુષ્ટિ ભક્તિ માર્ગ.

જે માર્ગનાં દ્વાર હરકોઈ માટે ખુલ્લાં હોય તેજ માર્ગને ઉત્તમ કહી શકાય. જેઓને જન્મનું, ઐશ્વર્યનું, પાંડિત્યનું અને લક્ષ્મી વગેરેનું અભિમાન હોય તેવાને માટે ભક્તિ માર્ગનાં દ્વાર ખુલ્લાં નથી. તેવાઓ તો શુષ્ક જ્ઞાન માર્ગમાંજ ડૂબકીઓ મારવાના અને બુડવાના. હવે ઉપનિષદો, ભગવદ્ગીતા, ભાગવત અને સાંપ્રદાયિક ગ્રંથોમાંથી અનેક પ્રમાણો અને દૃષ્ટાંતો આપી, સંપ્રદાયના ઉચ્ચ સિદ્ધાંતો ટુંકામાં રજુ કરીશ.

પ્રભુ સર્વવ્યાપક છે. એ તો વેદને પ્રમાણ તરીકે માનનારા સૌ કબૂલ કરે છે. સ્થંભમાં પણ પ્રભુ છે, તેથી તેમાંથી તે નરસિંહ-રૂપે પ્રગટ થયા અને ભક્તાધીન ભગવાને પ્રલ્હાદને અભયનું દાન આપ્યું. મૂર્તિમાં પણ ભગવાન છે. મૂર્તિ એ તો પ્રભુનું આધિભૌતિક સ્વરૂપ છે આધિદૈવિક સ્વરૂપે ભગવાન છે. ગંગાજીનો જલપ્રવાહ તે ગંગાનું આધિભૌતિક સ્વરૂપ છે. આધિદૈવિક સ્વરૂપે ગંગાદેવી છે, માતુશ્રી છે. ભગિરથ રાજાએ તપ કરી ગંગાજીને પ્રસન્ન કર્યાં. દેવી દિવ્ય સ્વરૂપે પ્રગટ થયાં. કપિલના ક્રોધથી ભસ્મ થયેલાં ભગિરથના પૂર્વજોનો ઉદ્ધાર કરવા દેવી ભૂતલ ઉપર પધાર્યાં. તે સિદ્ધાંત પ્રમાણે યમુનાજીનાં પણ ત્રણ સ્વરૂપ છે. યમુનાષ્ટકમાં માતુશ્રી યમુનાજીની સ્તુતિ છે. જલ પ્રવાહની નથી. આવી ભાવનાથી યમુનાષ્ટકનો પાઠ કરવામાં આવે તોજ તે ગ્રંથમાં નિર્દિષ્ટ કરેલ ફળ પ્રાપ્ત થાય.

'ભજ' ધાતુ સેવાના અર્થમાં વપરાયો છે. ભક્તિ કહો કે સેવા કહો. સેવા ત્રણ પ્રકારની છે—તનુજા, વિતજા અને માનસી. તનુજા અને વિત્તજા સેવા માનસી સેવાનાં સાધનો છે. 'ચેતસ્તત્

પ્રવણું સેવા' ભગવાનમાં ચિત્ત પરોવવું તે માનસી સેવા છે અને તે ઉત્તમ ફલ છે.

શ્રીહરિરાયજી શિક્ષાપત્રમાં કહે છે કે, 'ચિત્તદોષે કથં સેવા' સેવામાં હૃદયની શુદ્ધિ જોઈએ. હૃદયના વીસ પ્રકારના દોષોનું શ્રી હરિરાયજીએ શિક્ષાપત્રોમાં નિરૂપણ કર્યું છે. તેનો ત્યાગ કરવો જોઈએ આવા દોષરહિત ચિત્તમાં જ પ્રભુ બિરાજે.

ભગવાને આકાશવાણીથી નારદને કહ્યું–"જેના હૃદયના દોષો નષ્ટ થયા નથી તેને મારાં દર્શન દુર્લભ છે."ભગવાનની રૂપની સેવા કરવા માટે પુષ્ટિ જીવો છે. ભગવાનનાં દર્શન માટે આર્તિ રાખવી તે પુષ્ટિમાર્ગીય વૈષ્ણવોનો ખાસ ધર્મ છે. તેને વિરહભાવ કહેવામાં આવે છે. આ માર્ગમાં શીતલભાવની નહિ, પણ તાપભાવની અપેક્ષા છે. 'વૃત્રાસુર' ચતુઃશ્લોકોમાં પુષ્ટિમાર્ગના સિદ્ધાંતોનું જ નિરૂપણ છે. રાજા અંબરિષનું આખ્યાન ભાગવતના નવમા સ્કંધમાં છે તે આપે વાંચ્યું હશેજ. આ ચક્રવર્તિ રાજા હતો. ગૃહસ્થાશ્રમી હતો. છતાં તેનું જીવન કેવા પ્રકારનું હતું. તેનો ખ્યાલ વિષ્ણુ ભગવાને દુર્વાસાને આપતાં કહે છે કે–"હું સ્વતંત્ર અને જગતનો નિયામક છતાં, આવા ભકતોને વશ છું." રાજા અંબરિષે ઘર, સ્ત્રી, પુત્ર, રાજ્ય, લક્ષ્મી, આ લોક અને પરલોકમાં આસક્તિનો ત્યાગ કરી મારૂં શરણ લીધું છે, તેનો ત્યાગ હું શી રીતે કરૂં ? આવા ભકતો મને વશ કરે છે."

ભક્તિ માર્ગમાં ભગવાન પ્રતિ દાસત્વ અને દીનતાની ખાસ જરૂર છે. આ તો બે પગથિયાં છે. આ ન હોય તો શરણભાવના કદી સિદ્ધ થાય નહિ. નારદભકિત સૂત્રમાં કહ્યું છે. ભગવાનને દૈન્ય પ્રિય છે, તેનાથી જ ભગવાન પ્રસન્ન થાય છે. ગોપાંગનાઓ જ્યારે દીન થઇ ત્યારે જ ભગવાને પ્રસન્ન થઇને તેમને દર્શન આપ્યું.

જ્ઞાનમાર્ગનું અવલંબન કરનારા કેટલાક એમ કહે છે કે પુષ્ટિમાર્ગ તો આપણા જેવા નિરક્ષરો માટે છે. પંડિતો માટે નથી. આ કથન ખરું છે. રાજા નિમિતે ઉપદેશ આપતાં યોગેશ્વરોએ કહ્યું છે કે નિરક્ષરોનો પણ ઉદ્ધાર થઈ શકે તેવા પ્રકારના તે ધર્મોનું નિરૂપણ ભગવાને કર્યું છે. તે ભાગવત ધર્મમાં શ્રવણ, કીર્તન, આદિ ધર્મો ભાગવત ધર્મો છે. ધર્મના બે મુખ્ય વિભાગ છે. પર અને અપર, અગર મુખ્ય અને ગૌણ. ભાગવતની શરૂઆતમાં જ એવો ઉપદેશ છે કે તે ધર્મનું સેવન કરવાથી ભગવાનમાં અહેતુકી અને અપ્રતિહતા ભકિત પ્રાપ્ત કરવામાં ભાગવત ધર્મો સાધન છે. આ ધર્મો ઉપર સાંપ્રદાયિક ગ્રંથોમાં ઘણો ભાર મુકવામાં આવ્યો છે. અનન્યતા અને નિષ્ક્રિયત્વ તે શુદ્ધ પુષ્ટિ ભકિતનાં ખાસ બે અંગ છે. અર્જુનને અને ઉદ્ધવને ઉપદેશ આપતાં આ બંને અંગ ઊપર ભગવાને પુનઃ પુનઃ ભાર મૂકયો છે. સંપ્રદાયનો એ સિદ્ધાંત છે કે અકિંચન કોટિના ભકતોને જ ભગવાન શ્રીકૃષ્ણનાં દર્શન થાય. જીવાત્મા અને પરમાત્મા વચ્ચે માયારૂપી પડદો છે. માયાને તરવાનો ઉપાય અકિંચનત્વ છે એટલે આત્મનિવેદનનું અનુસંધાન અને શરણભાવનાનું અનુસંધાન કરી દેહાદિકમાંથી આસકિતનો ત્યાગ કરી, તે ભગવાનને અર્પણ કરવું તે છે.

આ સર્વાત્મભાવને પ્રાપ્ત કરવો તે પુષ્ટિમાર્ગનો સિદ્ધાંત છે.

સાંઝવર્તમાન, ૩૦–૧૨–૩૮

## ' પુષ્ટિભક્તિમાર્ગ નવો નથી. '

### જામનગરમાંશ્રી. પટવારીએ આપેલું વ્યાખ્યાન

સ્તુતિના ત્રણ શ્લોકો બોલીને, અને સૌને ભગવતત્સ્મરણ કરાવીને પટવારીજીએ વ્યાખ્યાન શરૂ કર્યું હતું. તેનો સાર નીચે પ્રમાણે છે.

આજના ભાષણમાં સબળ પુરાવાથી હું એમ પ્રતિપાદન કરવા માગું છું કે બ્રહ્મવાદ પુષ્ટિભક્તિમાર્ગ શ્રી. વલ્લભાચાર્યજીએ નવો સ્થાપ્યો નથી, પરંતુ આ માર્ગ સનાતન છે. પંદરમા સકામાં તેને પ્રગટ કરવાની ભગવાનને આવશ્યકતા જણાયાથી ભગવાનના મુખારવિંદનું પ્રાગટ્ય થયું તેજ શ્રી. વલ્લભાધીશ. તેજ વશ્વાનર શ્રી વલ્લભાધીશે સંવત ૧૫૮૭માં કાશીમાં આસુર વ્યામોહ લીલા કરી ત્યારે તેમનો દેહ અગ્નિરૂપ થઇ ગયો હતો એમ પ્રોફેસર વીલ્સન પણ પોતાના પુસ્તકમાં લખે છે.

નવો માર્ગ સ્થાપવાનો હોય તો વેદાદિક પ્રાચીન ગ્રન્થોને પ્રમાણ તરીકે માની, દરેક સિદ્ધાંતનું સમર્થન કરવા, તેવા ગ્રંથો-માંથી પ્રમાણો આપવાની જરૂર ન રહે, પણ સનાતન માર્ગ પ્રગટ કરવાનો હતો તેથી વેદ, બ્રહ્મસૂત્રો, ભગવદ્‌ગીતા અને ભાગવતની સમાધિ ભાષાને પ્રમાણ તરીકે માની, તેમાંથી અને બીજા સનાતન ગ્રન્થોમાંથી દરેક સિદ્ધાંતની પુષ્ટિમાં સંપ્રદાયના આચાર્યશ્રીઓએ અનેક પ્રમાણો આપ્યાં છે. ગ્રન્થો જોવાથી આ હકીકત નિર્વિવાદ હોવાનું જણાશે.

જ્યારે અમુક સિદ્ધાંતો, જ્ઞાન, અગર ઉપદેશ સમાજમાં પ્રચલિત રહ્યા ન હોય ત્યારે જગતના કલ્યાણ માટે તેને પુનઃ પુનઃ પ્રગટ કરવા પડે છે. દષ્ટાંત તરીકે વાંચો ગીતા અધ્યાય ૪. જે યોગનું

જ્ઞાન ભગવાને અર્જુનને આપ્યું તેજ જ્ઞાન પૂર્વે તેમણે વિવસ્વાનને આપ્યું હતું વિવસ્વાને મનુને, અને મનુએ ઇક્ષ્વાકુને આપ્યું. તે જ્ઞાન રાજર્ષિઓને હતું, પણ લાંબો કાળ જતાં તે નષ્ટ થઈ ગયું. તેથી હાલ તેજ જ્ઞાન આપું છું એવું ભગવાન શ્રીમુખે અર્જુનને કહે છે. એટલે કે નવો યોગમાર્ગ સ્થાપિત કર્યો નથી પણ પૂર્વે જે અસ્તિત્વમાં હતો તેજ પ્રગટ કર્યો.

ભાગવતના અભ્યાસીઓને વિદિત છે કે શ્રીકૃષ્ણ ભગવાન સ્વધામમાં પધાર્યા ત્યારે ઉચ્ચ કોટિના ભક્ત ઉદ્ધવને તેમણે જ્ઞાન આપ્યું હતું. આ ઉપદેશ ભાગવતના ૧૧ મા સ્કધમાં છે. ઉદ્ધવ વિદૂરને મળ્યા ત્યારે તેને કહે છે કે ભગવાને પદ્મકલ્પમાં જે જ્ઞાન બ્રહ્માને આપ્યું હતું અને જેને વિદ્વાનો ભાગવત કહે છે તે જ્ઞાન સ્વધામમાં પધારતો વખતે મને આપ્યું અને તેનો પ્રચાર કરવાની આજ્ઞા કરી.

ભગવાને બ્રહ્મકલ્પમાં પણ બ્રહ્માને ભાગવતનું જ્ઞાન આપ્યું હતું તેજ જ્ઞાન બ્રહ્માએ નારદને આપ્યું. અને નારદે વેદવ્યાસને આપ્યું.

મૈત્રેય વિદૂરને ઉપદેશ આપતાં કહે છે કે ભગવાને સનત્કુમારોને ભાગવતનો ઉપદેશ આપ્યો, તેમણે સાંખ્યાયન ઋષિઓને આપ્યો, તેમણે પારાશરને આપ્યો, અને તેમણે મને આપ્યો.

આપને વિદિત હશે કે શ્રી. વલ્લભાધીશે શુદ્ધ પુષ્ટિભક્તિ અને સર્વભાવ સર્વાત્મભાવ ઉપર પુનઃ પુનઃ ભાર મૂકયો છે. શુદ્ધ પુષ્ટિ ભક્તિ તેજ નિર્ગુણા ભક્તિ. ભગવાનમાં આત્યંતિક ભાવ હોય તે નિર્ગુણા ભક્તિ. કપિલે દેવહૂતિને હજારો વર્ષ પહેલાં આપેલા ઉપદેશનું આપ સ્મરણ કરશો તો આપને જણાશે કે દેવહૂતિએ કપિલને એવો પ્રશ્ન કર્યો હતો કે ભક્તિ કેટલા પ્રકારની છે? તે કહો. આ પ્રશ્નના ઉત્તરમાં કપિલ કહે છે ' હે માતુશ્રી, મનુષ્યોના સ્વભાવ અને તેમની

પ્રકૃતિના વૈચિત્ર્યથી ભક્તિના ભાવના અને પ્રેમના પણ ભેદ છે. પ્રકૃતિના ગુણવાળી એટલે કે સાત્ત્વિક, રાજસ અને તામસ ભક્તિનું નિરૂપણ કરીને કહે છે કે ગંગાજીનો જેવો અવિચ્છિન્ન પ્રવાહ છે તેવો ભગવાનના ગુણનું શ્રવણ થતાં પ્રેમના પ્રવાહ ભગવાનમાં વહ્યા કરે, આવી ભક્તિ નિર્ગુણા કહેવાય છે. તેનાં બે મુખ્ય લક્ષણો છે, નિષ્કામત્વ અને અવિચ્છિન્નત્વ. આ પ્રેમમાં કોઇ પણ જાતની કામના ન હોય. આવો ભક્ત મોક્ષને પણ તુચ્છ માને. ભગવાનની સેવા તેજ તેનું ધ્યેય. આ ભાવને આત્યંતિક ભાવ કહેવાય છે. તેથી આત્યંતિક શ્રેયઃ પ્રાપ્ત થાય છે. આવો ભક્ત નિર્ગુણની કક્ષામાં છે.

અર્જુનને ઉપદેશ આપતાં ભગવાન કહે છે કે નિર્ગુણી થા. અર્જુને પ્રશ્ન કર્યો કે નિર્ગુણનાં લક્ષણો કેવાં હોય ? તે સ્થિતિ શી રીતે પ્રાપ્ત થાય ? ૧૩મા અધ્યાયમાં ભગવાન લક્ષણો બતાવી કહે છે કે મારી અનન્ય ભક્તિ કરવાથી નિર્ગુણની સ્થિતિ પ્રાપ્ત કરી શકાય છે.

## પુષ્ટિમાર્ગના મહાન સિદ્ધાંત.

અનન્ય અને નિષ્કામ ભક્તિ એ પુષ્ટિમાર્ગનો મહાન સિદ્ધાંત છે. ગીતામાં ભગવાને પુનઃ પુનઃ તે ઉપર ભાર મૂકયો છે. ચાર પ્રકારના ભક્તોમાં જે જ્ઞાનીમાં અનન્ય ભક્તિ હોય તેનેજ ઉત્તમ કહ્યો છે. જ્ઞાનનાં લક્ષણો બતાવતાં એક લક્ષણ એવું કહ્યું છે 'મારામાં અનન્ય યોગ વડે વ્યભિચાર વિનાનો એટલે કે અનન્ય પ્રેમ રાખવો. મારાજ શરણે આવ. મારામાંજ ચિત્ત રાખ, આવી પુનઃ પુનઃ આજ્ઞા કરી છે. નિષ્કામત્વ ઉપર તો ભગવાને આશરે ૬૦ શ્લોકમાં ભાર મૂકયો છે.

આ સ્થળે પ્રલ્હાદની સ્તુતિ તરફ ધ્યાન ખેંચીશ. શ્રી. નૃસિંહ ભગવાનની સ્તુતિ કરતાં પ્રલ્હાદ કહે છે કે તમે મુક્તિ આપો માટે

તમારી સ્તુતિ કરવી તે તો વ્યાપાર છે. પ્રેમ માર્ગમાં આવો વ્યાપાર ન હોવો જોઈએ. કોઈ પણ જાતના ફળની અપેક્ષા રાખ્યા વિના તમારી સ્તુતિ કરવી તેજ જીવનો ધર્મ હોઇ શકે. તેવી ભાવનાથી ભક્તિ કરવામાં આવે તેજ ખરી ભક્તિ છે.

## પ્રેમનાં પગથીઆં.

પ્રેમનાં ત્રણ પગથીયાં છે. પ્રેમ દૃઢ થાય તેને આસક્તિ કહેવામાં આવે છે. સુદૃઢ થાય તેને વ્યસન કહેવામાં આવે છે. જે ચીજનું આપણને વ્યસન હોય તે પ્રાપ્ત ન થાય તો ચિત્ત વ્યાકુળ થાય. ભગવાનમાં જેમ વ્યસન સિદ્ધ થયું હોય તેને ભગવાનનાં દર્શન ન થાય ત્યાં સુધી તેનું ચિત્ત વ્યાકુળ હોય છે. ભગવાનથી હજારો વર્ષ ઉપર વિખૂટા પડેલા જીવને ભગવાનનાં દર્શન માટે તિવ્ર આર્તિ થાય તેજ શુદ્ધ પુષ્ટિભક્તિ. ખરા પ્રેમની તે કસોટિ છે. તે ફલરૂપા ભક્તિ. આવા આર્ત ભક્તની આર્તિ જોઇ કૃપાનિધિ ભગવાન દિવ્ય સ્વરૂપે પ્રગટ થઇ તેને દિવ્ય ચક્ષુ આપી દર્શન આપે છે. આવી કોટિના અનેક ભક્તોને ભગવાને દર્શન આપ્યાં છે. તેવોજ શુદ્ધ અનન્ય, અને નિષ્કામ ભાવ આપણે રાખીએ તો આપણને પણ દર્શન આપે જ.

શ્રી. વલ્લભાધીશે ચારિત્ર્ય તથા જીવનની પવિત્રતા ઉપર ઘણો ભાર મૂકયો છે. સંપ્રદાયના સિદ્ધાંતો એવા છે કે જો જીવન અપવિત્ર હોય તો પુષ્ટિમાર્ગમાં પ્રવેશ ન થાય. શ્રી. વલ્લભાધીશના ગ્રન્થોમાંથી પ્રમાણો આપું તો ઘણો સમય વ્યતીત થાય અને આપની ધીરજ કસોટી ઉપર મૂકાય. હાલ તો એટલુંજ વિદિત કરીશ કે તેમના ઉપદેશ પ્રમાણે જેનું હૃદય નીરોગી હોય એટલે કે શુદ્ધ હોય તેજ ભગવાન શ્રીકૃષ્ણનો ખરો ગ્રાહક હોઈ શકે.

આત્મ નિવેદનનો ઉપદેશ પણ સનાતન છે. રુકમીનો પાઠ ઘણા

આસ્તિક બ્રાહ્મણો કરે છે. તેમાં જીવને એવો ઉપદેશ આપવામાં આવ્યો છે કે ચક્ષુ, કર્ણ, બુદ્ધિ, મન વગેરે ભગવાનને અર્પણ કર. રાજા અંબરીષનું આખ્યાન ભગવાનના નવમા સ્કંધમાં છે. વાંચ્યું ન હોય તો વાંચો. રાજાના પ્રેમની અને નિવેદનની પ્રશંસા વિષ્ણુ ભગવાને દુર્વાસા પાસે મુક્ત કંઠે સાત શ્લોકમાં કરી છે. એ તમામ હૃદયારુઢ કરવા જેવા છે. યોગેશ્વરોએ રાજા નિમિને આપેલ ઉપદેશ, ભાગવતના ૧૧ મા સ્કંધમાં છે. સત્ય જાણવું હોય તો તે પણ વાંચો. રાજા પૃથુનું આખ્યાન વાંચો. બલિ રાજાની શ્રી વિન્ધ્યાવલીએ એવા ઉદ્ગાર કાઢયા કે "આ જગત્ ભગવાનનું ક્રીડાભાંડ છે. બલિ પાસે જે છે તેનો માલિક બલિ નહિ પણ ભગવાનજ છે. માલિકે પોતાની માલિકીની મિલ્કત લઈ લીધો તેથી શોચ શા માટે કરવો?" કલિમાં આત્મનિવેદનથી જ દેહ અને જીવના તમામ દોષો નિવૃત્ત થઈ શકે તેમ છે. તેથી બ્રહ્મ સાથે દૈવી જીવોને સંબંધ કરાવવા સાક્ષાત ભગવાને પ્રગટ થઈ શ્રીવલ્લભાધીશને આજ્ઞા કરી હતી.

કયા સિદ્ધાન્તોને વેદાનુકૂળ માનવા. આ પ્રશ્નનો ઉત્તર સહેલો છે. વેદજ્ઞે જે ઉપદેશ આપ્યો હોય તેને વેદાનુકૂળ માની શકાય. વેદજ્ઞ કોણ? શ્રીકૃષ્ણ ભગવાન અર્જુનને અને ઉદ્ધવને જ્ઞાન આપતાં શ્રીમુખે કહે છે કે "હું વેદવિત્ અને વેદાન્તકૃત્ છું." કૃષ્ણે ઉદ્ધવ અને અર્જુનને ઉપદેશ આપ્યો છે. ગીતામાં શ્રીકૃષ્ણ વાકયના આશરે ૬૦૦ શ્લોકો છે. ઉદ્ધવને આશરે ૯૦૦ શ્લોકોમાં જ્ઞાન આપ્યું છે. બંને વાંચો, વિચારો, પુષ્ટિમાર્ગના શા સિદ્ધાંતો છે તે સમજો. બંનેની સરખામણી કરો. આ સંપ્રદાયના સિદ્ધાંતો શ્રીકૃષ્ણે આપેલા ઉપદેશને અનુસરતા છે કે નહિ તેની ખાતરી કરો. સત્ય જાણવું હોય તો શ્રમ તો લેવો પડે. પુસ્તકો વાંચ્યા વિના ન્યુમોનીયા અગર હીસ્ટીરીઆના દરદીની માફક બકવાદ કરવાનો ન હોય.

ભાષણ પૂરૂં કરતાં પહેલાં, જે ભાઈઓ અને બેનોએ સંપ્રદાયના

આચાર્યો પાસેથી આત્મનિવેદનનો ઉપદેશ લીધો છે તેમને સવિનય એક પ્રાર્થના કરવાની છે. બ્રહ્મસંબંધનો ઉપદેશ પ્રકટ દર્શન દઇને ભગવાને શ્રી. વલ્લભાધીશને આપેલો તે તિથિ નજીકમાં છે. તે દિવસે અપરસમાં રહી, શુદ્ધ ઉચ્ચારથી, અર્થ સહિત બ્રહ્મ સંબંધના મંત્રનો જપ ૧૦૮ વખત, ભગવાનના ચરણારવિંદમાં શુદ્ધ ભાવથી મસ્તક મૂકી, કરવો. અર્થ સમજ્યા સિવાય જપ કરવામાં આવે તો આત્મનિવેદનનું અનુસંધાન ન રહે. આ મંત્ર ભાષાંતર સાથે કાગળ ઉપર લખાવીને પ્રત્યેક વૈષ્ણવે ચિત્ર સ્વરૂપની સેવામાં પધરાવવું જોઇએ અને રોજ તેને જપ કરવાનું ન બને તો પ્રત્યેક એકાદશીને દિવસે તો અવશ્ય કરવો જ જોઇએ.

'મુંબઈ સમાચાર' તા. ૯-૮-૩૮

## ચારિત્ર્ય અને હાલનું શિક્ષણ

તા. ૨૫ મી ઓગસ્ટના રોજ ભાટીયા હાઇસ્કુલના પ્રીન્સીપાલ શ્રીમાન્ ત્રીવેદીની સૂચનાથી શ્રીયુત રણછોડદાસ વૃંદાવનદાસ પટવારીએ વીદ્યાર્થીઓ સમક્ષ "ચારિત્ર્ય અને હાલનું શિક્ષણ"ના વિષય પર ભાષણ આપ્યું હતું તે અહિંઆં પ્રકટ કરવામાં આવ્યું છે.

ગીતા આખા જગતનો માન્ય ધર્મનો ગ્રન્થ છે. ઘણા ગીતા વાંચતા હશે. કેટલાક તો આખી ગીતા મોઢે પણ કરતા હશે. પરંતુ તેમાં આપેલ ઉપદેશ પ્રમાણે જીવન ગાળનારા બહુ ઓછા છે. ભગવાને અર્જુનને તેના ધર્મનું ભાન કરાવી "ધર્મ્યયુદ્ધ" કરવાને પ્રેર્યો અને અર્જુનનો મોહ નષ્ટ થયો. ગીતાના ઉપદેશને અનુસરતું જીવન ગાળવાનું શિક્ષણ અપાય તોજ દેશની ખરી દિશામાં ઉન્નતિ થાય. "દૈવી સંપદ્ તથા જ્ઞાનપ્રિય ભક્ત અને સ્થિતપ્રજ્ઞ"નાં લક્ષણો ગીતામાં બતાવ્યાં છે. તેમાંનાં કેટલાં આપણામાં છે તેનો વિચાર કરો.

## શાસ્ત્રોમાં શા માટે શ્રદ્ધા?

હાલના જમાનામાં તો કેટલાક કહે છે કે શાસ્ત્રોમાં શા માટે શ્રદ્ધા રાખવી? અમારી બુદ્ધિ કહેશે તે પ્રમાણે કરીશું પણ લૌકિક બાબતોમાં શી સ્થિતી છે? અમુક રોગથી આપણે પીડાતા હોઈએ ત્યારે ડાકટર કે વૈદમાં શ્રદ્ધા રાખીને તેઓ જે દવા આપે તે લઈએ છીએ. ભૂસ્તર વિદ્યાને લગતી બાબતોમાં ભૂસ્તરશાસ્ત્રીઓને પુછીએ, છીએ. મકાનોના બાંધકામના વિષયમાં એન્જીનીઅરોની સલાહ લઈએ છીએ. હૃદયના રોગોનું નિદાન અને તેની ચિકિત્સા કરનાર ભગવાન છે. ઋષિઓ છે. આચાર્યો છે. તેમનામાં શ્રદ્ધા શા માટે ન રાખવી?

### નર્મદાશંકરના લખાણ

ચારિત્ર્ય એ ગૃહસ્થાશ્રમનો ખરો પાયો છે. બ્રહ્મચર્ય વિદ્યાર્થીઓએ પાળવું જ જોઈએ. વિષયને લગતી વાતો પણ ન વાંચવી જોઈએ. પણ હાલમાં તો મેટ્રીકના વિદ્યાર્થીઓ માટે જે ગુજરાતી પુસ્તક યુનીવર્સીટી તરફથી રાખવામાં આવ્યું છે તેમાં અમુક પેરેગ્રાફ × જે વિદ્યાર્થીઓને વાંચવા લાયક નજ કહી શકાય તેવા રાખવામાં આવ્યા છે. એક તો કવિ નર્મદાશંકરના લખેલ પુસ્તકમાંથી લેવામાં આવેલ છે. તે વિચારો લખ્યા પછી સોળ વર્ષે પાકી ઉંમરે નર્મદાશંકર કવિના વિચારો ફરી ગયા અને તેમણે "ધર્મ–વિચાર" નામનો ઉત્તમ ગ્રન્થ લખ્યો. તેમાંથી કોઈ વિદ્યાર્થીઓને શીખવવામાં આવતું નથી.

નર્મદાશંકર કવિએ "ધર્મ–વિચાર"માં ઉત્તમ અને ઉમદા વિચારો પ્રગટ કર્યા છે. તેમાંથી થોડાક હું આપને વાંચી સંભળાવીશ.

'સૌ સુધારાવાળાએ ખ્રીસ્તી ઉપદેશકોનું ફાવવા દીધું નથી,

---

× વૈષ્ણવોના પ્રોટેસ્ટને લીધે આ પેરેગ્રાફ પાછળથી યુનીવર્સિટીએ રદ કર્યો હતો.

પણ પ્રજામાં કુસંપ કીધો છે. કેટલાકને સંશયી કીધા છે તેઓ બહુબોલા છે. કહેણી પ્રમાણે રહેણી રાખતા નથી. × × ×

" સ્વધર્મ શું છે તે જાણ્યા વિના વગર વિચારે પારકું લેવું એ ડહાપણ છે? સ્વધર્મ પ્રથમ જાણવો. સમાજવાળા જે નથી જાણતા તેને શું કરવા પૂછવું? કાં ન પૂછવું આચાર્યોને, ગુરૂને ને બ્રાહ્મણોને?"

" ત્રીસ વર્ષનો અનુભવ કહે છે કે સુધારાનું દેશાભિમાન તે સ્વદેશી ધર્મ નીતિ–રીતિ વિષે દેશ સમસ્તનું બહુ કાળનું જે ઉત્તમ પ્રકારનું અભિમાન તેને નીન્દી નિર્મૂળ કરવાને મથન કરે છે."

' હિન્દુઓ જૂના કાળથી એક જ ઠેકાણે છે. પરદેશી પરધર્મી જે દેશી થએલા તે સાથે પણ ભળ્યા નથી. પંદર સોળ કરોડ જેટલી સંખ્યા પોતાની રાખીને સ્વધર્મની આણમાં સુખી છે."

" હિન્દુ શિષ્ટજન તે દૈવને માને છે, તે બીજા સૌ તે દૈવ તથા ઉદ્યોગને બંનેને માને છે. પણ કેવળ ઉદ્યોગનેજ સાચો માની મનાવવાવાળા તે માત્ર હમણાના સુધારાવાળા છે. આ સંસારના કામને માટે યત્ન તેનેજ માત્ર ઉદ્યોગ માને છે. પણ એ યત્ન, સંસારમાં રહી ધર્મકર્મ કરવાનો યત્ન, ઈશ્વરભણી ચિત્ત લાગ્યું રહે તેને માટે યોગ સાધવાનો યત્ન એ બધાએ ઉદ્યોગ છે એમ હિન્દુઓ જાણે છે."

" સુધારો વૈદિક પવિત્રતાના આચારનો અનાદર કરે છે."

" પુરાણ માંહેની ઘણીએક કથાઓ જેને સુધારો હસી કાઢે છે તે ખરેખર શિક્ષણીય છે."

' સુધારો તમોગુણે યુરોપની નીતિ આપણામાં દાખલ કરવાને

હજી પણ મથે પણ તે દાખલ થશે નહીં ને કદાપિ થશે તો તે લોહી ચૂસી લીધા વિના પણ રહેશે નહિ.'

"આપણી નિવૃત્તિ સબળ કેમ થાય? સ્વધર્મના જ્ઞાનથી–ને સ્વધર્મ એ વિષય ઉપર તો અનાદર છે. આસ્થા ઉઠતી જાય છે ત્યારે કેમ કરવું? દેશી નીતિ અને પરદેશી નીતિ એની તુલના કરી સારાસાર શીખવો. સ્વધર્મને પણ જાણવો, ને પછી સમજવો જોઇએ. તેવા સમજાવનારા ન હોય તો પણ તેમાંના વિષય પર પોતે જ વિચાર કર્યા કરવો. ધીરજ રાખી લોકને ધર્મ સમજવાની ઇચ્છા થશે તો સંપ્રદાય પંથના ગુરૂ અને બ્રાહ્મણ તે પણ ઉદ્યમી થશે."

'ધર્મે જય, સ્વધર્મે શ્રેયઃ પરલોકમાં તથા આલોકમાં અને પરધર્મે વિનાશ એ સત્યનો આદર આર્ય મહામંડળમાં પુરેપુરો થવો જોઇએ.'

"સુધારાવાળા સનાતન આચાર વૃક્ષના થડ ઉપર તો ઘા કરી શકયા નહીં, માત્ર નાની ડાળી કાપવાને ઘા કરતાં તેઓએ કેટલાંક પત્ર વણસાડયાં. અનાર્ય વિચારના સ્વીકારમાં અનાર્ય ખાનપાનની લલુપતામાં લોકને અનાર્ય કરવાનું કોડ દાખવ્યું."

## મનની સારવારની હોસ્પીટલ કયાં છે?

શરીરના રોગો માટે અનેક હોસ્પીટલો છે. લાખો રૂપીઆ ખરચીને આ હોસ્પીટલો ગવર્મેન્ટ અને દેશી રાજ્યો સ્થાપે છે અને નભાવે છે. પણ શરીરની સંભાળ રખાય છે તેટલી હૃદયની અને મનની સંભાળ રખાતી નથી. હૃદયના રોગો માટે કોઈ પણ સંસ્થા સરકારે બનાવી નથી. તેના માટે તો આપણા શાસ્ત્રો જ ખરો માર્ગ

અને સાચો ઉપાય બતાવે છે. માટે જો હૃદયની શુદ્ધિ, મનની વિશુદ્ધતા અને આત્માની શાંતિ જોઈતી હોય તો ફક્ત શાસ્ત્રો જ સાચો માર્ગ બતાવી શકશે. શાસ્ત્રોના બોધથી જ તમારૂં ચારિત્ર્ય ઘડાશે, અને ચારિત્ર્ય વિનાના પુરુષની કિંમત કાંઈ નથી. માણસ પાસે ગમે તેટલી દોલત હોય છતાં તે ઉચ્ચ ચારિત્ર્યવાન નહીં હોય તો તે સમાજને બોજારૂપ છે.

## સુધારકોની સ્થિતિ?

ગીતામાં દૈવી સંપતના લક્ષણો ૧૬ મા અધ્યાયમાં કહેવામાં આવ્યાં છે. તે બધા ગુણવાળા માણસો શોધ્યા મળે તેમ નથી. પરંતુ જેટલા ગુણો દૈવી સંપતના ગ્રહણ કરી શકશો તેટલો લાભ તમને અવસ્ય થવાનો. ધર્મના બે અંગ છે. આચાર અને શુદ્ધ વિચાર. આ બન્ને અંગથી રહિત હિન્દુ અને મુસલમાન કે ખ્રીસ્તીમાં શું ફેર છે? માનો કે ઔરંગજેબ જેવા મુસલમાન રાજા આજના કોઈ કહેવાતા સુધારકને બોલાવીને પૂછે કે ભાઈ તમારે જનોઈ કે કંઠી છે? તમે કોઈ પણ જાતનું તિલક કરો છો? તમે સંધ્યા કે સેવા કરો છો? તમારે અમારી જોડે બેસી અભક્ષ્યનું ભક્ષણ કરવામાં બાધ છે? તમારા ભગવાનના નામને બદલે અલ્લાનું નામ લો તો વાંધો છે? આ બધા પ્રશ્નોના જવાબમાં હાલનો સુધારક કહેશે કે મારે કોઈ પણ જાતનો વાંધો નથી.

વિચાર કરો કે જ્યારે આવી દશા ઘણા ખરા સુધારકોની છે ત્યારે તેમનામાં અને મુસલમાન કે ક્રિશ્ચિયનમાં શું તફાવત છે; કાંઈજ નહિ. હિન્દુ ધર્મનું રક્ષણ કરવું હોય તો આચાર આવશ્યક છે, અને શાસ્ત્રોનો અભ્યાસ તે પ્રમાણે યથાશક્તિ વર્તન કરશો તો આંહિ અને પરલોક બંને સ્થળે સુખી થશો.

## ભાટીયાઓની સ્થિતિ.

થોડા વર્ષો ઉપર ભાટીયાઓ આંહી વેપારની ટોચ ઉપર હતા. ફરીથી તે સ્થિતિ પ્રાપ્ત કરો તેમ ઈચ્છું છું. આ કોમમાં ઉત્સાહ છે. સેંકડો વર્ષ ઉપર પોતાનું વતન છોડી અનેક કુટુંબો દૂર દેશમાં વ્યાપાર અર્થે ગયા હતા. મુંબઈની આબાદી ઘણે ભાગે આવા ભાટીયા વેપારીઓને આભારી છે. સ્વધર્મમાં નિષ્ઠા રાખી, ભગવાન શ્રીકૃષ્ણને આશ્રય રાખી, યોગ્ય દિશામાં પુરુષાર્થ કરો તો આપની કોમની અને સમાજની ઉન્નતિ કરી શકશો. વ્યાપાર એ ભાટીઆ કોમની ગળથુથી છે. હાલના જમાનામાં અંગ્રેજી ભાષાના સંગીન જ્ઞાનની જરૂર છે. સ્વભાષાનું તો જ્ઞાન હોવું જ જોઇએ. વ્યાપારમાં ઉપયોગી નિવડે તેવું ગણિતનું, ભૂગોળનું અને ઈતિહાસનું જ્ઞાન વેપારીના પુત્રોને હોવું જ જોઇએ. શુદ્ધ ઉચ્ચારથી ગીતા વગેરે પવિત્ર ગ્રંથોના પાઠ કરી શકો તેવું સંસ્કૃત ભાષાનું પણ જ્ઞાન હોવું જોઈએ. મેટ્રિકની પરીક્ષામાં બેસનારા ભાટીયા વિદ્યાર્થીઓમાંના ૮૦ ટકાને વેપાર અગર વેપારી લાઈનમાં અનુભવ મેળવવા નોકરી કરવાની છે.

## નિરુપયોગી વિષયોનું શિક્ષણ

હાલની શાળામાં ઘણા નિરુપયોગી વિષયો શીખવવામાં આવે છે. તેમાં નકામો વખત જાય છે અને વિદ્યાર્થીઓનું લોહી ચુસાય છે. વ્યવહારમાં ઉપયોગી થાય તેવા વિષયોનું જ જો શિક્ષણ અપાય તો ૭ વર્ષમાં જ અંગ્રેજી ભાષાનું અને બીજા ઉપયોગી વિષયોનું સંગીન જ્ઞાન પ્રાપ્ત થાય. આવી શાળામાં આવો શિક્ષણક્રમ દાખલ થાય તે ઈચ્છવા યોગ્ય છે. મેટ્રિકમાં બેસવાની અગર તેમાં પાસ થઈ પ્રમાણપત્ર મેળવવાની અથવા કાલેજમાં દાખલ થઈ વધારે અભ્યાસ કરવાની જેને ઇચ્છા હોય તેના માટે દ્વાર ખુલ્લાં રાખવાં, પરંતુ ૨૦ ટકા વિદ્યાર્થીઓના ખાતર ૮૦ ટકાનાં જીવન બગાડી આવી સંસ્થા નભાવવાને હજારો રૂપીઆનો ખર્ચ કરવો તેને હું આપઘાત સમાન માનું છું.

ઉપદેશકોનો રાફડો ફાટયો છે.

આ સંસ્થા સ્થપાયાને ૨૨ વરસ થયા તે દરમ્યાન હું પચાસ વખત મુંબઈ આવી ગયો છું, પરંતુ ભાષણ નિમિત્તે આપ ભાઈઓના દર્શનનો લાભ મને પ્રથમ જ મળ્યો છે. હું અહીં ઉપદેશ આપવા આવ્યો નથી. તે આપવાનો મને હક નથી. મારા નમ્ર વિચારો જણાવ્યા છે. બુદ્ધિગ્રાહ્ય અને હિતકર જણાય તો લક્ષમાં રાખશો. હાલમાં ગુરુઓનો અને ઉપદેશકોનો રાફડો ફાટયો છે. કેટલાક કહે છે કે હિન્દુઓએ આભડછેટની ભાવના દરીઆમાં પધરાવવી. કેટલાક કહે છે કે યુરોપનું અનુકરણ કરવું. ત્યાંના દેશોની શી સ્થિતિ છે તેના તરફ દૃષ્ટિ કરો, વિવેકબુદ્ધિ વાપરો. પ્રજાના નેતા અને દેશભક્ત હોવાનો દાવો રાખનારાઓમાં અંધશ્રદ્ધા ન રાખો, અને જો તે રાખવી હોય તો સમાજનું કલ્યાણ થાય તેવા પ્રકારનો શાસ્ત્રોએ જે ઉપદેશ આપ્યો છે તેમાં રાખવી. આપે શાંતિથી મારૂં ભાષણ સાંભળ્યું તે માટે આભાર માનું છું.

મુંબઈ સમાચાર, તા. ૩૦, ઑગસ્ટ ૧૯૩૮



માટે ઉદાર વૈષ્ણવો પોતાનો હાથ લંબાવશે એવી આશા છે. જે જે પુસ્તકો માટે મદદ મળશે તે તે પુસ્તકો છપાવવામાં આવશે.

## શ્રીશુદ્ધાદ્વૈત સંસદ્—અમદાવાદ

[ સ્થાપના સંવત ૧૯૯૭ ના કાર્તિક શુકલ ૧૫ તા. ૩-૧૧-૪૧ ]

મુખ્ય ઉદ્દેશઃ— પુષ્ટિમાર્ગીય સિદ્ધાન્તની દૃષ્ટિએ, વૈષ્ણવ સૃષ્ટિની પ્રગતિને અર્થે, આવશ્યક ને હિતકર હોય તેવી કોઇ પણ પ્રકારની પ્રવૃત્તિ હાથ ધરવાનો રહેશે. અને તે માટે પ્રાચીન મૂળગ્રન્થો, તેના અનુવાદો, માર્ગીય સાહિત્ય ઉપર નિબંધ, નવલકથા, જીવનચરિત્રો વગેરે પુસ્તકો લખાવી-રચાવી, પ્રગટ કરવાનો રહેશે.

આ સંસ્થાને સહાય કરનારા, દાન આપનારાઓ માટે આજીવન સભ્ય કે વાર્ષિક સભ્યોના વર્ગોની વ્યવસ્થા નીચે મુજબ કરવામાં આવી છેઃ—અ વર્ગના લાઇફ મેમ્બર રૂ. ૧૦૧. બ વર્ગના લાઇફ મેમ્બર રૂ. ૫૧. બ. વર્ગનાં સ્ત્રી લાઇફ મેમ્બર રૂ. ૨૫ વાર્ષિક સભાસદ રૂ. ૩.

દરેક પ્રકારના મેમ્બરોને દરવર્ષે "વ્યવસ્થાપક સમિતિ" ઠરાવશે તે પુસ્તકો ભેટ યા અરધી કીંમતે મળશે.

## શ્રી શુદ્ધાદ્વૈત સંસદ્‌નાં અન્ય પ્રકાશનો

૧. શ્રી વલ્લભાચાર્યજીના સિદ્ધાંતઃ—અનુવાદક મો. વી. ગાંધી મોડાસા.

૨. રાજા આશકરણઃ—લેખક શ્રી. ચી. મ. વૈદ્ય મોડાસા.

૩. ગીતા સંદેશઃ—લેખક શ્રી. જે. ગો. શાહ અમદાવાદ

૪. શ્રી દેવકીનંદનાચાર્યજીઃ—લેખક શ્રી. ચી. મ. વૈદ્ય મોડાસા.

---

મુદ્રક : મણિલાલ છગનલાલ શાહ ધી નવપ્રભાત પ્રીન્ટિંગ પ્રેસ
ઘીકાંટા રોડ, નોવેલ્ટી સીનેમા પાસે અમદાવાદ
પ્રકાશક : શ્રી. જેઠાલાલ ગોવર્ધનદાસ શાહ. એમ. એ.
મંત્રી : શ્રી શુદ્ધાદ્વૈત સંસદ, અમદાવાદ.

# અનુક્રમણિકા